પ્રકાશન નં. ૨૭

# દજ્જાલ

## કોણ? કયારે? કયાં?

લેખક
મુફ્તી અબૂલુબાબા શાહ મન્સૂર (મ.ઝિ.)

અનુવાદક
ઝાકિર હુસૈન શૈખ

પ્રકાશક
"બયતુલ ઈશાઅત"
જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.
મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧,તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

પ્રકાશન નં.: ૨૭

# "દજ્જાલ" કોણ? કયારે? કયાં?

(ભાગ—૧)

લેખક

મુફતી અબૂલુબાબા શાહ મન્સૂર (મ.ઝિ.)

અનુવાદ

ઝાકિર હુસૈન શૈખ

પ્રકાશક

"બયતુલ ઈશાઅત"

જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ— ૩૯૨૦૨૧,તા.જિ. ભરૂચ

(ગુજરાત—ઈન્ડિયા)

ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

| | |
|---|---|
| કિતાબનું નામ | "દજ્જાલ" કોણ? ક્યારે? ક્યાં? |
| સંપાદક | મુફતી અબૂલુબાબા શાહ મન્સૂર (મ.ઝિ.) |
| અનુવાદક | ઝાકિર હુસૈન શૈખ સા. |
| આવૃત્તિ | પહેલી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશન વર્ષ | ફેબ્રુઆરી, ૨૦૧૪ |





# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિ ર્રહ્માનિર્રહીમ

# પ્રકાશકીય

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ્ મુરસલીન, વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન.....

દજ્જાલનો ફિત્નો મહા સંગીન, અતિ ભયંકર, ભારે વિનાશકારી અને ઈમાન–ઘાતક ફિત્નો છે. આ ફિત્નાની સંગીનતા, ભયંકરતા અને વિનાશકારીનો વિશદ ઉલ્લેખ અહાદીષમાં વિસ્તારપૂર્વક જોવા–જાણવા મળે છે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જન્મથી માંડી કિયામત સુધી જે સૌથી મોટો અને વિકરાળ ફિત્નો છે, તે દજ્જાલનો ફિત્નો છે. દીન અને દુનિયા માટે હાનિકારક અને જોખમકારક આ ફિત્ના વિશે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાના સહાબ–એ કિરામ (રદિ.)ને પ્રસંગોપાત– વખતોવખત–અવારનવાર માહિતગાર અને આગાહ ફરમાવતા રહેતા હતા અને આ ફિત્નાથી સાવધ અને સુરક્ષિત રહેવાની યુકિતઓ કે તદબીરો પણ સૂચવતા રહેતા હતા..... હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવી છે અને દજ્જાલના ફિત્નાથી ખબરદાર–સાવચેત ફરમાવી છે, જેથી ઉમ્મત આ ભયાનક ફિત્નાથી ગાફિલ અને નચિંત ન બની જાય અને દજ્જાલના ફિત્નાની શિકાર ન બની જાય......

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાની ઉમ્મત વિશે હંમેશા બહુ જ ફિકરમંદ અને આકુળ–વ્યાકુળ રહેતા હતા અને પોતાની ઉમ્મતને તમામ ફિત્નાઓથી વારંવાર સાવચેત ફરમાવતા હતા. કદાચ ઉમ્મતે મુહમ્મદિય્યહ (અલા સાહિબિહસ્સલાતુ વસ્સલામ) દજ્જાલના ફિત્ના અને વર્તમાન દજ્જાલીઓના દાવપેચ અને મકર–ફરેબના સિલસિલામાં બહું ગંભીર ચિંતિત અને જાગૃત જણાતી નથી, હાલાંકે હુઝૂરે

અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દજ્જાલના ફિત્નાને અત્યંત ગંભીરતાથી લેતા હતા. જેમ કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જયારે મદીના મુનવ્વરહમાં યહૂદીઓની વસ્તીમાં એક યહૂદીને ત્યાં એવો છોકરો હોવાની બાતમી, માહિતી અને જાણકારી મળી, જેમાં દજ્જાલની નિશાનીઓ જોવા મળતી હતી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાના સહાબા (રદિ.)ની સાથે ખુદ ત્યાં તશરીફ લઈ ગયા અને છુપાઈને–ગુપ્ત રીતે તે બાળકની હકીકત જાણવાની કોશિશ ફરમાવતા રહયા. એ જ પ્રમાણે અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને જયારે એવી માહિતી મળી કે યમન પ્રદેશમાં ટિડ્ડીઓ (તીડો) ખતમ થઈ ગઈ છે, તો આપ આકુળ–વ્યાકુળ અને પરેશાન થઈ ગયા અને આ માહિતી વિશે ઈન્કવાયરી અને તહકીક કરાવી, કારણ કે ટિડ્ડીઓ (તીડો)નું લુપ્ત થઈ જવું એ કિયામતની નિશાનીઓ પૈકી એક નિશાની છે......

જુઓ, વિચારપાત્ર મુદ્દો છે કે ઈસ્લામનો પ્રારંભિક કાળ છે અને કિયામતની નિશાનઓનો ઝુહૂર (પ્રાગટ્ય) તદ્દન નહિવત્ છે, છતાંય નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબ–એ–કિરામ (રદિ.) કિયામત પ્રતિ કેટલા બધા સભાન, સજાગ, સતર્ક અને સચિંત રહેતા હતા, અને આપણે ?!

આપણે તો ગફલત, પ્રમાદ અને બેફિકરીની ગાઢ નિદ્રામાં પોઢી ગયા છીએ. જરાય ચિંતન–મનન, મનોમંથન અને આત્મખોજ કરતા નથી. શું છે કિયામત? શું છે અલામાતે કિયામત? કોણ છે દજ્જાલ? કયાં છે દજ્જાલ? કયારે પ્રગટ થશે દજ્જાલ? શું છે ફિત્ન–એ–દજ્જાલ? કેવી હશે દજ્જાલની કુચેષ્ટાઓ અને કુયુકિતઓ? શું છે દજ્જાલના ફિત્નાથી બચવાની તદબીર? કોણ છે હઝરત મહદી ? કોણ છે હઝરત મસીહ (અલૈ.)? શું

હશે આ બન્ને વિભૂતિઓનાં કર્તવ્યો અને કારનામાઓ? કેવી નિભાવશે તેઓ પોતાની જવાબદારીઓ અને ફરજો? કેવા હશે એમના પરાક્રમો? શું રહેશે આ બન્ને હસ્તીઓનું મિશન? કેવી હશે એમની રિદ્ધિ–સિદ્ધિ અને સફળતા?.....

ઉપરોક્ત વિકટ પ્રશ્નોના વિશદ, વિસ્તૃત, માહિતીપ્રદ, અભ્યાસમંડિત, દલીલયુક્ત અને સંતોષકારક ઉત્તરો આપવા ઉત્સુક, તત્પર અને અધીરી બની છે વાંચન હેઠળની આધારભૂત અને શાહકાર કૃતિઃ "દજ્જાલ કોણ? ક્યારે? ક્યાં?"..... હઝરત મવલાના મુફતી અબૂ લુબાબહ શાહ મન્સૂર સા. (મ.ઝિ.)ની સિદ્ધહસ્ત, અનુભવી, નીવડેલી અને અભ્યાસુ કલમે તથા કુર્આન, હદીષ, સીરત, અકવાલે સલફ અને તારીખ (ઇતિહાસ)ના પ્રમાણભૂત સંદર્ભ ગ્રંથોના આધારે લખાયેલી આ શિરમોર કિતાબમાં હઝરત ઈસા (અલૈ.)ના નુઝૂલ (ઊતરાણ), હઝરત મહદીના ઝુહૂર (પ્રાગટ્ય) અને દજ્જાલના ખુરૂજને સ્પર્શતા વિષયો અને મુદ્દાઓને સુંદર અને સચોટ રીતે તથા રસાળ, આકર્ષક, સંવેદનશીલ અને વિચારોત્તેજક શૈલીમાં આવરી લેવામાં આવ્યા છે..... તદ્ઉપરાંત, મહ્દવિય્યાત, મસીહિય્યાત અને દજ્જાલિય્યતને વર્તમાન વૈજ્ઞાનિક તથ્યો અને આધુનિક સંશોધનો સાથે સાંકળી લેવાનો સંનિષ્ઠ પ્રયાસ કર્યો અને નવતર પ્રયોગ પણ કરાયો છે..... કિતાબનું વાંચન અને અધ્યયન ગફલત અને બેપરવાહીની જિંદગી ગુઝારનાર મુસ્લિમ સમાજની સુષપ્ત સંવેદનાઓને જાગૃત કરશે, મુસ્લિમ સોસાયટીમાં દીની જાગૃતિ અને સામાજિક સભાનતાની રૂહ ફૂંકશે તથા દજ્જલના ફિત્નાઓ અને સાંપ્રત દજ્જાલી દ્વેષીલી–ડંખેલી અને ઝેરીલી પ્રવૃત્તિઓથી બચાવ કે સુરક્ષાનો સામાન ફરાહમ કરશે. ઈન્શાઅલ્લાહ .....

અલ્લાહ તઆલા લેખક, અનુવાદક, પ્રકાશક અને તમામ સહાયકોના સહિયારા નિઃસ્વાર્થ પ્રયત્નોને શર્ફે કબૂલ અતા ફરમાવે તથા સૌના હકમાં દુનિયા અને આખિરતની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન!

ઉમ્મીદ છે કે પ્રમાણભૂત વાચન સામગ્રી તથા જ્ઞાનવર્ધક અને રસપ્રદ માલૂમાતથી છલોછલ આ ક્રાંતિકારી અને લોકભોગ્ય કિતાબ ઉષ્માંપૂર્ણ લોક–આવકાર અને લોકાદર પામશે તથા ઉમ્મતના હકમાં ઉપકારક અને લાભદાયક પુરવાર થશે ઈન્શાઅલ્લાહ.......

અંતે, અલ્હમ્દુલિલ્લાહ, ઈસ્લામી સાહિત્યના પ્રકાશન અને પ્રસારણમાં અનમોલ, અનન્ય, અનુપમ, અદકેરું અને અદ્‌ભુત પ્રદાન અને યોગદાન આપનાર સૂબા ગુજરાતની આદરણીય પ્રકાશન સંસ્થા "બયતુલ ઈશાઅત–પરીએજ"ને પોતાની ભલી–સહરગાહી દુઆઓમાં અને પોતાની ઉદાર સખાવતોમાં યાદ રાખવા તથા એની પ્રકાશન–પ્રવૃત્તિમાં યથાશકિત, યથાસંભવ અને યથાતવફીક સહાયરૂપ થવા આપ સૌને નમ્ર વિનંતી અને હાર્દિક અપીલ.....

સહકાર બદલ આભાર..... જઝાકુમુલ્લાહુ તઆલા ફિદારયૂનિ ખયૂરલ્ જઝા !

સહકારનો અભિલાષી,
(માનવંત જનાબ) ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી (સા.)
"બયતુલ ઈશાઅત", મુ.પો. પરીએજ–૩૯૨૦૨૧
તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

# ભાગ—૧

## મહદવિખ્યાત

હઝરત મહદી કોણ હશે?

હઝરત મહદીના સાથી કોણ હશે?

હઝરત મહદીની મહેનત કેવા પ્રકારની હશે?

હઝરત મહદી કયારે, કયાં અને કેવી રીતે જાહેર થશે?

હઝરત હારિષ અને મન્સૂરની ભૂમિકા કેવી હશે?

પશ્ચિમના મહાન ભૌતિકવાદ વિરુધ્ધ આપ કેવી રીતે સફળ થશે?

બિસ્મિહી તઆલા

# અધ્યાય–૧: મહદવિયાત

## ☆ હઝરત મહદીના નામે એક પત્ર ☆

દારૂલ ઉલૂમ દેવબંદના સૌ પ્રથમ મોહતમિમ હઝરત મવલાના રફીઉદ્દીન સાહેબ (રહ.) બાહય અને આંતરિક જ્ઞાનમાં નિપુણ હતા. નકશબંદિયહ પરિવારના અકાબિર માંથી હતા. અંતિમ ઉંમરે હિજરત ફરમાવીને મકકા મુકર્રમા આવ્યા. ત્યાં જ તેમની વફાત થઇ અને ત્યાં જ એમની કબ્ર પણ છે. આપને અંતિમ જમાનામાં કયામતની નિશાનીઓમાં અને વિશેષ રૂપે હઝરત મહદીના નેતૃત્વ માં આંતર રાષ્ટ્રીય ઈમાની સંઘર્ષમાં ખાસ રસ હતો. હઝરત મહદીનું ઝુહૂર મકકા મુકર્રમામાં થવાનું છે, બીજી બાજુ તેમને આ હદીસની ખબર હતી કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શૈબી ખાનદાનને ફત્હે મકકાના પ્રસંગે બૈતુલ્લાહની ચાવીઓ સોંપી હતી અને બૈતુલ્લાહ કયામત સુધી બાકી રહેશે, માટે મકકામાં ભલે બધા પરિવારો ઊજડી જાય, શૈબીનો પરિવાર કયામત સુધી બાકી રહેશે.

માટે, મૌલાના રફીઉદ્દીન સાહેબ (રહ.) જયારે છેવટની ઉંમરે પહોંચ્યા અને તેમને ઝંખના હતી કે હઝરત મહદીના હાથે બૈઅત અને તેમના નેતૃત્વમાં જિહાદ નસીબ થઇ જાય તો તેમને અજબ યુકિત સૂઝી કે જયારે આ પરિવાર કયામત સુધી બાકી રહેશે તો મહદી (અલ.)ના ઝહૂરના સમયે પણ અસ્તિત્વમાં રહેશે. જયારે હઝરત મહદીનું ઝુહૂર થશે અને તેઓ કઅબતુલ્લાહની દીવાલને ટેકો દઇ મુસલમાનોને બૈઅત કરશે ત્યારે કઅબતુલ્લાહની ચાવીઓ શૈબી ખાનદાનની કોઇ વ્યકિત પાસે હશે, માટે આ વાત ધ્યાને રાખીને તેમણે એક હમાઇલ શરીફ અને એક તલવાર

લીધી તથા એક પત્ર હઝરત મહદીના નામે લખ્યો. આ પત્ર નીચે મુજબ છે:

"ફકીર રફીઉદ્દીન દેવબંદી મકકા મુઅઝઝમામાં હાજર છે અને આપના જિહાદની તરતીબ કરી રહયા છે. એવા મુજાહિદીન આપની સાથે છે જેમને એવો અજ્ર મળશે જેવો ગઝવએ બદરના મુજાહિદીનને મળ્યો હતો, માટે રફીઉદ્દીન તરફથી આ હમાઈલ તો આપના માટે ભેટ છે અને આ તલવાર કોઈ મુજાહિદને આપી દેશો કે તે મારા તરફથી યુધ્ધમાં શામેલ થઈ જાય અને મને પણ એ અજ્ર મળી જાય."

અને આ ત્રણેય વસ્તુઓ શૈબી પરિવારજનોને સોંપી દીધી અને એમને કહ્યું કે તમારો પરિવાર કયામત સુધી રહેશે. આ હઝરત મહદી માટે અમાનત છે. જયારે તમારુ અવસાન થાય તો તમે પોતાના વારસને વસિય્યત કરી દેજો અને એમને કહી દેજો કે તેઓ પોતાના વારસને વસિય્યત કરે અને દરેક આ વસિય્યત કરતો જાય, એટલે સુધી કે આ અમાનત હઝરત મહદી સુધી પહોંચી જાય.

(ખુત્બાતે હકીમુલ ઈસ્લામ: ભાગ–૨, પેજ નં. ૯૮)

## ☆ પ્રાથમિક ત્રણ વાતો ☆

હઝરત મહદીના સંદર્ભથી ત્રણ વાતો સમજવી ઘણી મહત્વની છે:

(૧) હઝરત મહદી કોણ હશે?

(૨) ઝુહૂર પછી શું કરશે?

(૩)કયારે જાહેર થશે?

આ વાતો સમજી લેવામાં આવે તો આ વિષયમાં ઘણી ગેરસમજો દૂર થઈ જશે. આજ સુધી આ સંદર્ભે જે ખોટી વાતો ફેલાવવામાં આવી અથવા લાપરવાઈ દાખવવામાં આવી, તેની ગુંજાઈશ પણ નહિ રહે.

# ☆ પ્રથમ વાતઃ હઝરત મહદી કોણ હશે?

સૌથી પ્રથમ પ્રશ્ન એ છે કે હઝરત મહદી કોણ હશે? આ પ્રશ્નનો ઉત્તર બે પ્રકારે આપી શકાય.

## (૧) હઝરત મહદીનો ગુપ્ત પરિચયઃ

હઝરત મહદીનો ગુપ્ત પરિચય તો નકકી છે કે તેઓ હસની સાદાતમાંથી થશે, તેમનું નામ મુહમ્મદ અથવા અહમદ અને પિતાનું નામ અબ્દુલ્લાહ હશે. મહદવિયતના સંશોધક અલ્લામાં સૈયદ બરઝંજી ફરમાવે છે કે : મને તેમની માતાના નામ વિશે કોઈ ખરી રિવાયત મળી નથી. અલબત્ત, અમુક હઝરાતે માતાનું નામ 'આમિના' લખ્યું છે. મહદી તેમનું નામ નહિ, લકબ છે. અર્થાતઃ હિદાયત પામેલો. એટલે કે ઉમ્મતને તેમના કાળમાં જે કાર્યોની જરૂરત હશે અને જે વસ્તુઓ તેની સફળતા અને સર્વોપરિતા માટે આવશ્યક હશે અને સમગ્ર ધરતીના મુસલમાનોએ પુષ્કળ બલિદાનો આપ્યા છતાં ફકત આ કેટલીક વસ્તુઓના અભાવને કારણે સફળ ન થઈ શકયા હશે, હઝરત મહદીને કુદરતી રીતે એની જાણ થશે અને તેઓ આ અભાવની પૂર્તિ અને જોઈતા ગુણોને સહેલાઈથી અપનાવીને ઉમ્મત માટે બેનમૂન ભાગ ભજવશે. અને અમુક વર્ષોમાં તેઓ કંઈક કરી લશે જે સદીઓથી મુસલમાનો માટે અશકય હતું. તેઓ અગાઉથી જનમ્યા નથી. સામાન્ય માણસોની જેમ જન્મ લેશે. ૪૦ વર્ષની વયે ઉમ્મતે મુસ્લિમા તેમને પોતાનો અમીર બનાવશે અને તેમના હાથે બૈઅત કરીને કુફ્રના આચરેલા અત્યાચારો વિરૂધ્ધ તે મહાન જિહાદ શરૂ કરશે, જેનો અંત આંતરરાષ્ટ્રીય ખિલાફતે ઈસ્લામિયાની સ્થાપના પર થશે. આતો તેમનો સીધો–સાદો પરિચય છે, જેનો અધિકતર અહાદીસમાં ઉલ્લેખ છે.



**(૨) હઝરત મહદીનો જાહેર પરિચયઃ**

જયાં સુધી વાત બાહય પરિચયની છે તો આ અંગે સૌથી પહેલાં આ વાત યાદ રાખવી જોઈએ કે એ માણસ સાચો મહદી કયારેય ન હોઈ શકે જે મહદી હોવાનો દાવો કરે. મહદવિયતનો દાવો સાચી મહદવિયતમાં આગ અને પાણીનો વિરોધાભાસ છે, તેની ઘણી દલીલો છે, કારણ કે જુઠા દાવેદારો દરેક કાળમાં ફિત્ના ફેલાવતા રહ્યા છે. આપણા જમાનામાં પણ આ રૂહાની પદ પર બિરાજીને દુન્યવી સ્વાર્થ પ્રાપ્ત કરનારાઓનો અભાવ નથી, માટે અમે જૂઠા દાવેદારોના ફિત્નાના રદમાં કેટલીક મજબૂત દલીલો રજૂ કરવા પ્રયત્ન કરીશું.

(૧) મહદવિયત એક રૂહાની હોદ્દો છે અને મારા શૈખ અને મુર્શદ, મહબૂબુલ ઉલમા વસ્સુલહા, હઝરત મૌલાના પીર ઝૂલફિકાર અહમદ સાહેબ નકશબંદી (દા.બ.) અકાબિરનું એક વાકય નકલ ફરમાવે છે કેઃ તસવ્વુફના મેદાનમાં દાવેદારની સજા ફાંસી છે. પછી વાત એ છે કે હસની સાદાતને ઝુહૂરે મહદીનું ઇનામ મળ્યું જ એટલા માટે કે તેઓ પોતાના જાઈઝ દાવા અને હકથી વિમુખ થઈ ગયા હતા તો હવે સાચા મહદી માટે દાવો કરીને આ મહાન પદ પ્રાપ્ત કરવાની શું જરૂરિયાત છે? આની વિગત એ છે કે નવાસએ રસૂલ સૈયદના હઝરત હસન (રદિ.) બલિદાન દાખવીને સૈયદના હઝરત મુઆવિયહ (રદિ.)ના હકમાં ખિલાફતથી વિમુખ થઈ ગયા હતા અને ફકત મુસલમાનોમાં સંપ અને સંધિ માટે પોતાનો આ હક ત્યજી દીધો હતો. તેના બદલામાં અંતિમ જમાનામાં જયારે ઉમ્મતને સંપ અને એકતાની આવશ્યકતા પડશે તો અલ્લાહ પાક તેમના જ વંશ માંથી એક મુજાહિદ લીડર આંતર રાષ્ટ્રીય સ્તરે ખિલાફતની સ્થાપના માટે પસંદ ફરમાવશે, કેમકે અલ્લાહ તઆલાનો કાનૂન આ જ છે કે જે વ્યકિત અલ્લાહ તઆલાની પ્રશંસા માટે કોઈ વસ્તુ ત્યજી દે છે તો અલ્લાહ

તઆલા તેને અથવા તેની સંતાનને તેથી શ્રેષ્ઠ વસ્તુ આપી દે છે. માટે મર્યાદિત વિસ્તારમાં ખિલાફત છોડવાના બદલામાં હઝરત હસન (રદિ.)ની સંતાનને આંતર રાષ્ટ્રીય ખિલાફતનું ઈનામ મળશે.

(૨) બીજું કારણ ઉલમાએ કિરામે આ લખ્યું છે કે જે રીતે હઝરત ઈસ્હાક (અલ.)ના વંશમાં ઘણા નબીઓ આવ્યા અને હઝરત ઈસ્માઈલ (અલ.)ના વંશમાં અલ્લાહ તઆલાએ ફકત એક નબી મોકલ્યા, જેઓ "ખાતિમુલ અંબિયા" (અંતિમ નબી) હતા. આ જ રીતે હઝરત હુસૈન (રદિ.)ના વંશમાં ઘણાં અવલિયા આવ્યા જયારે હઝરત હસન (રદિ.)ના વંશમાં એક જ ઘણાં મહાન વલી આવશે, જેઓ "ખાતિમુલ અવલિયા" હશે. (મુલ્લા અલી કારીની મિર્કાતુલ મફાતેહ ૧૪૭/૧૦ અને મૌલાના ઈદરીસ કાંધલવીની અત્તઅલીકુલ સબીહ:૧૯૭/૬)

(૨) મહદવિયતનો પોતાના તરફથી દાવા કરનારાના જૂઠા હોવાની બીજી દલીલ આ છે કે હઝરત મહદી તો હદીસ શરીફની બયાન કરેલી સ્પષ્ટ નિશાનીઓ અને સાચા અલ્લાહવાળાઓની રીત મુજબ ઈમામત અને પદને સ્વીકારવા જેટલું શકય હશે, ઈન્કાર કરશે, એટલે સુધી કે એ સાત ઉલમા જે વિશ્વના વિભિન્ન ભાગો (શકયતા છે કે પાકિસ્તાન, અફગાનિસ્તાન, ઉઝબેકિસ્તાન, તુર્કી, સિરિયા, મરાકશ, અલજઝાઈર, સૂડા)થી હઝરત મહદીની શોધમાં આવ્યા હશે અને દરેકના હાથે ત્રણસોથી કંઈક વધુ વ્યકિતઓએ બૈઅત કરી રાખી હશે અને આ બધા મળીને તે વ્યકિતની શોધમાં પ્રવૃત્ત હશે જેના હાથ પર બૈઅતથી ઉમ્મતમાં સંપ અને એકતા થશે, કેન્દ્રીય નેતૃત્વ નસીબ થશે, ફિત્નાઓ ખતમ થશે. યૂરોપના ઈસાઈઓ અને અમેરિકા તથા ઈઝરાઈલના યહૂદીઓના કાવતરાઓનો અંત આવી જશે અને અલ્લાહ તઆલાનું શાસન સ્થાપિત થશે. આ બધા જ્ઞાનીઓ અને બુધ્ધિજીવીઓ હશે અને પોતાની જમાતથી

મોત સુધી જિહાદની બૈઅત પણ લીધેલી હશે. (હે મુસલમાનો! ઈલ્મે દીન, શરઈ તસવ્વુફ અને જિહાદ ફી સબીલિલ્લાહ કરનારાઓ અને દાઈઓને તમે કયાં સુધી બહેકાવશો?) આ સાતેય હઝરાત મળીને હઝરત મહદીને હરમૈનમાં શોધશે, જયારે હઝરત મહદી સુધી પહોંચી જશે અને તેમનામાં બધી નિશાનીઓ પામશે તો સમર્થન માટે તેમને પૂછશે કેઃ"આપ ફલાં બિન ફલાં છો?" હઝરત મહદી સુંદરતાથી ટાળીને કહેશે કેઃ"હું તો એક અન્સારી છું." અર્થાતઃ અલ્લાહના દીનની મદદ કરનાર! અને આ કહીને મકકા મુકર્રમાથી સંતાઈને મદીના મુનવ્વરા જતા રહેશે. આ હઝરાત તેમને શોધતાં શોધતાં મદીના શરીફ જતા રહેશે. હઝરત મહદી ઈમામતનું પદ આપવાથી બચવા માટે તેમનાથી સંતાઈને ફરી મકકા મુકર્રમા આવી જશે. આ ઉલમાએ કિરામ વ્યાકુળ હશે કે અમે વિશ્વભરમાં જિહાદ કર્યો, સમાજ સુધારના પ્રયત્નો કર્યા. જાન, માલ, માન, આબરૂના અસંખ્ય બલિદાનો આપ્યા, તો પણ ધ્યેય પ્રાપ્ત થયું નથી. કુફ્રનો જોર ખતમ થતો નથી. ઉમ્મતને જે નેતૃત્વની આવશ્યકતા છે, જેમાં બુધ્ધિ અને સમજદારી પણ હોય, હિંમત અને બહાદુરી પણ હોય અને કુદરત તરફથી હિદાયત અને મદદ પણ, તેની પાસે પહોંચીને અમે ફરીથી વંચિત થઈ ગયા. આ એમને શોધતાં શોધતાં ફરી મકકાના હરમમાં આવી પહોંચશે. આ રીતે હરમૈન વચ્ચે ત્રણ ફેરા કરશે, છેવટે આ ઉલમાએ કિરામ ત્રીજી વાર હઝરત મહદીને હજ્રે અસ્વદ પાસે જઈ મળશે. આપ કા'બા સાથે ચોંટીને, ચહેરો કાબાની દીવાલ સાથે રગળીને ઉમ્મતની દશા પર રડી રહયા હશે, આ ઉલ્માએ કિરામ આપને પહેલાં તો અલ્લાહનો વાસ્તો આપીને કહેશે કે જો આપે બૈઅત માટે હાથ આગળ ના કર્યો તો જેટલી ઉમ્મત અત્યાચારની હાલતમાં મારવામાં આવી રહી છે એ સૌનો ગુનોહ આપના માથે હશે. આથી હઝરત મહદી મજબૂર થઈને મકામે ઈબ્રાહીમ અને સંગે અસ્વદ

વચ્ચે બેસીને તેમને કહેશે કે આવો! પછી અંતિમ વિજય સુધી સાથે જીવવા–મરવાના પ્રણ કરશે. અમીર અને મામૂરના આ પ્રણને શરીઅતની પરિભાષામાં બૈઅત કહેવામાં આવે છે, માટે તેઓ ઉલ્માએ કિરામથી શરીઅતની ઈત્તેબા અને મરતાં દમ સુધી જિહાદ પર બૈઅત લેશે. આ હિજરત અને જિહાદના પરિણામે આંતર રાષ્ટ્રીય સ્તરે ખિલાફત પર બૈઅત લેશે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મકકા મુકર્રમાથી મદીના મુનવ્વરા હિજરત ફરમાવીને જિહાદનો અમલ શરૂ કર્યો હતો. હઝરત મહદી મદીના મુનવ્વરાથી મકકા મુકર્રમા વ્યસ્ત હિજરત ફરમાવીને જિહાદની સુન્નતને ફરીથી જીવંત કરશે અને મુસલમાનોની આશાઓ, તમન્નાઓ અને સપનાઓનું ફળ મળી જશે.

(૩) એક અન્ય દલીલ જે દુનિયાના પ્રેમીઓ તરફથી મહદી હોવાનો દાવો કરનારાઓને ખોટા સાબિત કરે છે, આ છે કે ઝહૂરથી પહેલાં ખુદ હઝરત મહદી પોતાના સ્થાનથી અજાણ હશે, તેમની ક્ષમતાઓથી તેઓ પોતે અજાણ હશે અને તેઓ એક સામાન્ય માણસની જેમ જીવન વિતાવતા હશે... હવે તેઓ કઈ રીતે મહદી હોવાનો દાવો કરી શકશે? હઝરત અલી (રદિ.)થી એક રિવાયત નકલ કરવામાં આવી છે.

قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ: "اَلْمَهْدِیُّ مِنَّا أَهْلِ الْبَيْتِ، يُصْلِحُهُ اللّٰهُ

فِیْ لَيْلَةٍ" (ابن ماجه، ومسند احمد)

અનુવાદ: રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે : મહદી અમારા અહલે બૈતમાંથી થશે, અલ્લાહ તઆલા એક જ રાતમાં તેમને આ ક્ષમતા અતા ફરમાવી દેશે.

અલ્લામા ઈબ્ને કષીર (રહ.) આ હદીસની તફસીરમાં ફરમાવે છે કે :

اَیْ یَتُوْبُ عَلَیْہِ وَیُوَفِّقُهٗ وَ یُلْهِمُهٗ وَ یُرْشِدَهٗ بَعْدَ اَنْ لَمْ یَکُنْ کَذٰلِکَ.

(النہایۃ فی الفتن و الملاحم)

અર્થાત: અલ્લાહ તઆલા પોતાના વિશેષ ફઝલ અને તૌફિકથી નવાજીને પહેલાં તેમને (હકીકતનો) ઈલ્હામ કરશે અને એ સ્થાનથી પરિચિત કરશે, જેનાથી તેઓ અગાઉ અજાણ હતા.

હઝરત મૌલાના બદરેઆલમ મૈરઠી મુહાજિર મદની (રહ.) લખે છે કે:"એક સુક્ષ્મ સત્ય આનાથી ઉકલી જાય છે અને તે એ છે કે અહી કેટલાક કમજોર ઈમાનવાળા હૃદયોમાં આ પ્રશ્ન ઊભો થઇ શકે છે કે જયારે હઝરત મહદી આવી જાહેર પ્રસિધ્ધિ ધરાવે છે તો પછી તેમનો પરિચય લોકોમાં કઇ રીતે ગુપ્ત રહી શકે? માટે મુસીબતો અને મુશ્કેલીઓના સમયે તેમના ઝુહૂરની રાહ જોવી યોગ્ય નથી." પરંતુ આ શબ્દ "یُصْلِحُهُ اللّٰهُ فِیْ لَیْلَةٍ"એ ઉકેલી દીધો કે આવા ગુણો ભલે કેટલાયે માણસોમાં કેમ ન હોય, પરંતુ તેમના એ આંતરિક ઉપયોગ અને રૂહાનિયત અલ્લાહની મશિય્યત હેઠળ ગુપ્ત રાખવામાં આવશે, અહીં સુધી કે જયારે તેમના ઝુહૂરનો સમય આવશે તો એક જ રાતમાં અંદરો અંદર તેમના આંતરિક ગુણો જાહેરમાં આવી જશે. આ રીતે આ પણ એક કુદરતનો કરિશ્મો હશે કે તેમના ઝુહૂરના સમયથી પહેલાં કોઈ વ્યકિત એમને ઓળખી શકશે નહિ. અને જયારે સમય આવશે તો અલ્લાહની કુદરત એક જ રાતમાં એ બધા ગુણો તેમનામાં પેદા કરી દેશે, જે પછી તેમનું મહદી હોવું ખુદ તેમના પર અને સમગ્ર દુનિયામાં પ્રગટ થઇ જશે.

આ સમગ્ર વિગતોથી જે મુસ્તનદ પુસ્તકોમાં વર્ણવેલી છે. (આ સમયે બંદા સમક્ષ) એક ડઝન જેટલા પુસ્તકો હાજર છે) માલૂમ પડયું કે મહદી હોવું જિહાદી અને યુધ્ધના નેતૃત્વની સાથો સાથ એક રીતે રૂહાની

પદવી છે અને રૂહાનિયતના સ્થાને બિરાજેલા લોકો પદનો દાવો નથી કરતા. અલબત્ત, તેમનું ચારિત્ર્ય અને ક્ષમતાઓ એવી હોય છે કે લોકો હોદ્દાઓ અને પદવીઓ ખુદ તેમના પર વારી દે છે. પછી મહદીની પદવી ફૂલોનું પલંગ નથી, કાંટાળું તાજ છે. આમાં એવું નહિ થાય કે મહદી મોઉદ હોવાનો દાવો કરીને કોઈ સાહેબ સિંહાસન પર બેસી જાય, ભેટ સોગાદો સ્વીકારતા રહે અને ઉમ્મતની સમસ્યાઓ ઉકેલવા અને તેની હોડી મઝધારથી કાઢવી બલિદાન આપવાના બદલે પોતે એક નવી સમસ્યા બનીને બેસી જાય. મહદી હોવાનો અર્થ સમગ્ર કુફ્રની દુનિયાનો વિરોધ, તેનાથી ટકકર, જાન પર ખેલીને મઝલૂમ મુસલમાનોની સહાયતા, આગના દરિયાથી પસાર થઈને વિજયની પ્રાપ્તિ અને લોહીનો સમુદ્ર પાર કરીને "ખિલાફતે ઈલાહિયા અલા મિન્હાજુન્નબુવ્વત" (અલ્લાહનું શાસન, નુબુવ્વતના માર્ગે)ની સ્થાપના. હવે ફરમાવો કે આમાં દાવાની ગુંજાઈશ કેટલી છે અને અમલ તથા ચારિત્ર્યની સત્યતા કેટલી આવશ્યક છે? મિર્ઝા કાદયાનીની જેમ મરદૂદો અને ગૌહર શાહી પ્રકારના પાજીઓની અહીં શી વિસાત છે?

અહીં આ વાત વિશેષ રૂપે ધ્યાને રહે છે કે હઝરત મહદી જે રીતે કા'બાના ગિલાફથી ચોંટીને કા'બાની દીવાલ પર મોઢું રગળીને ઉમ્મતની અવદશા પર રડી રહયા હશે, આ જ રીતે આ સાત ઉલ્માએ કિરામ પણ તેમની શોધમાં બેચેન અને વ્યાકુળ હશે. તેમની સાથે ઉપસ્થિત ત્રણસોના અડસટ્ટે માણસો પણ વિશ્વભરમાંથી તેમની શોધમાં હરમૈન પહોંચી ચૂકયા હશે અને પોતાનું સર્વસ્વ અમીરના એક ઈશારે લૂંટાવા માટે તડફી રહયા હશે. ઉમ્મતે મુસ્લિમા માટે અમીર અને મામૂરની આ તડપ અને બેચેની એ વસ્તુ છે જેના પર અલ્લાહ તઆલા ઉમ્મતની સેવાનું કાર્ય લે તો મુશ્કેલ વસ્તુઓને સરળ ફરમાવતો અને ખરા સમયે ખરી વસ્તુની ગુપ્ત



તૌફિક અતા ફરમાવશે. માટે જેને હઝરત મહદી સંબંધિત જ્ઞાનનો શોખ છે, તેને પહેલાં તો પોતાની હાલત સુધારવી જોઇએ. અલ્લાહના હકકો અને બંદાઓના હકકોની અદા કરવાની વ્યવસ્થા કરવી જોઇએ અને પછી પોતાના બદલે ઇસ્લામ વિશે વિચારવું જોઇએ. ઉમ્મતે મુસ્લિમાની બગડેલી બનાવવામાં ઉલમા, મશાઇખ અને મુજાહિદીનના કાર્યોમાં સહયોગ આપવો જોઇએ. પોતાની જાન, માલ અને સંસાધનોમાં મુસલમાનો માટે મોટો ભાગ રાખવો જોઇએ. એવા જ લોકો અથવા તેમના વંશ જ આ મુબારક સેનામાં સામેલ થઇ શકે છે. ફકત અંદાજાઓ, કલ્પનાઓ, અને અમલ વગર અપેક્ષિત પરિણામોની આશા અથવા બલિદાન વગર ફકત ભાવનાઓ કોઇ કામની નથી.

આ બે ઉત્તરો પછી કેટલાક વાચકોની દ્રષ્ટિમાં પ્રથમ પ્રશ્ન પૂર્ણ થઇ ગયો હશે, પરંતુ વાસ્તવમાં અહીંથી આ પ્રશ્ન એક નવા પાસાથી માથું ઉચકે છે. હઝરત મહદી કોણ હશે? આ પ્રશ્ન પર હમણાં સુધી જે વાત થઇ છે તે પુસ્તક પ્રમાણે, ઇલ્મી અને બુધ્ધિવાળી છે, પરંતુ શું ફકત આનાથી સંતોષ થઇ જાય છે? આ કાલ્પનિક પરિચયને વર્તમાન એક રૂપતાનું સ્વરૂપ આપ્યા વગર વાત પૂરી થઇ જશે? આ બંદો સમજે છે કે વાતને અહીં સુધી લાવીને છોડવાથી ગુમરાહ અને નફસ પરસ્ત પ્રકારના લોકોને તક મળી જાય છે કે તેઓ જયાં ઇચ્છે સમાનતા દર્શાવતા ફરે અને જેને ઇચ્છે મહદી માનીને તેના માટે વહાવેલી જૂઠી રૂહાનિયત અને માનસિક ગંગામાં હાથ ધોતા રહે. આપણાં ત્યાં સ્વભાવો અને મગજો ફિત્નામાં સપડાયેલા છે માટે જૂઠા દાવેદારો પાછળ ચાલનારા ઘણા છે અને સાચા મહદીની ઇચ્છા ધરાવનારા ઓછા છે, કેમકે સાચા મહદીની તલબ રાખશે તેના તે અંગેના તકાદાઓ પણ પૂરા કરવા પડશે અને અપૂર્ણ આશાઓના માર્યા આજના મુસલમાનો માટે એવી વસ્તુ છે, જેનાથી

આપણી જાન જાય છે. બીજી બાજુ આ પણ હકીકત છે કે અલ્લાહ તઆલા અને તેના સત્ય નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કયામતની જેમ આની નિશાનીઓને પણ કેટલાક પ્રમાણમાં ગુપ્ત રાખી છે, તેને ખરી રીતે નકકી કરવું કોઈના વશમાં નથી. ઘણા ખરા સંશોધકોના અંદાજાઓ પણ અયોગ્ય પુરવાર થયા છે. અલબત્ત, આશરે નકકી કરવું અને સંપૂર્ણ ગુપ્તની વચ્ચે ફકત સંભવિત એકરૂપતા અને શકય સત્યતાની વચ્ચે સુધી વાત કરવામાં આવે, તેની સાર્થકતા પર હઠ કરવામાં ન આવે, તેની બુનિયાદ પર શરીઅત વિરૂધ્ધ અથવા અકાબેરીનના વલણથી ખસીને કોઈ દલીલ આપવામાં ન આવે અને ઉલમાએ કિરામ અને આદરણીય મશાઈખના માર્ગને સ્વીકારી લેવા તૈયાર રહેવામાં આવે તો મોઢું ખોલવું કદાચ મના નહિ હોય. ખાસ કરીને એટલા માટે કે હેતુ ફકત અને ફકત સામાન્ય મુસલમાનોની ઈસ્લાહે નફસ, સંઘર્ષ અને જિહાદનું આમંત્રણ હોય, તો આવો! એક દ્રષ્ટિ એ પાસા પર નાખીએ છીએ.

و باللہ التوفیق، وهو العاصم من الشرور و الفتن.

÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷÷

## દમ મસ્ત કલંદર

**બીજી વાત: હઝરત મહદી કોણ હશે?**

હઝરત મહદી કોણ હશે? આ પ્રશ્ન એટલો જ મહત્વનો છે જેટલું મહત્વ એ છે કે તેમની સાથે ચાલનારા કોણ હશે? અમીરની ઓળખ જેટલી આવશ્યક છે એટલું જ જરૂરી એ પણ છે કે તેના મામૂર અને તેની ફરતે ઉપસ્થિત જમાઅતની ઓળખાણ હોય જેથી હઝરત મહદીને કોઈ પામી શકે કે નહિ, એ ગુણોને તો પામી જાય, જે મોતથી પહેલાં મોતની તૈયારીમાં કામ આવી શકે છે.

વાચક મિત્રો! અહાદીસમાં બે સંકેતો મળે છે, જેનાથી અંતિમ જમાનાના સફળ નેતા અને તેના સદ્‌ભાગી કાર્યકરો બંનેની કેટલાક પ્રમાણમાં ઓળખ થઇ જાય છે અને માણસને સત્ય અને અસત્ય સમજવામાં, હક માટે બલિદાન આપવામાં અને અસત્ય વિરૂધ્ધ મકકમ થઇ જવાનો ઉત્સાહ મળી જાય છે. આ બંને હદીસો બંદા સમક્ષ અરબીમાં હવાલા સાથે છે. હવાલો મુસ્લિમ શરીફ અને મિશ્કાત શરીફનો છે, પરંતુ જો આપણે અરબી લખાણ તરફ જઇશું તો આ સંશોધનાત્મક નિબંધ બની જશે, જયારે આ બંદો સંશોધન કરવા લાયક નથી, સંશોધન માટે હંમેશ અકાબિર તરફ રજૂ કરું છું. અલ્લાહ પાકે આપણા અકાબિર ઉલમાએ દેવબંદને જે જ્ઞાન અને તકવાથી નવાજયા તે સુદ્દઢ છે અને જે જોવા–સમજવાની શકિત આપેલ છે, તે પરિપૂર્ણ છે. આપણું સૌભાગ્ય છે કે તેમને જોઇ જોઇને, તેમને પૂછી પૂછીને ચાલતા રહીએ અને તેમના અનુસરણમાં સાવચેત અને નિજાત સમજીએ.

હઝરત મવલાના મુફતી મુહમ્મદ રફી ઉસ્માની સાહેબ દા.બ.એ પોતાના વાલિદ હઝરત મુફતીએ આ'ઝમ મુફતી મુહમ્મદ શફીના લખેલા જે ભવ્ય પુસ્તકનું સંશોધન અને ટૂંક સાર કર્યુ છે અને તેના અંતે "સૂચિ કયામતની નિશાનીઓ"ના શિર્ષક હેઠળ ત્રીજી નિશાની એમ લખી છે, "ઈસા ના નુઝૂલ સુધી આ ઉમ્મતમાં એક જમાઅત હક માટે પ્રવૃત્ત રહે છે જે પોતાના વિરોધીઓની દરકાર નહિ કરે, તે જમાઅતના અંતિમ અમીર ઈમામ મહદી હશે." (પેજ નં.૧૪૨) આમાં છેલ્લું વાકય (તે જમાઅતના અંતિમ અમીર ઈમામ મહદી હશે.) ઘણું મહત્વનું છે. આથી સ્પષ્ટ માલૂમ થાય છે કે હઝરત મહદી ન કોઇ બિન–જિહાદી જમાઅતના અમીર હશે ન કોઇ અન્ય પ્રકારના વિચારધારા અથવા સંગઠન જૂથના, તેઓ જિહાદી જમાઅતના અમીર હશે. અહલે હકની બધી જિહાદી જમાઅતો અને તેના

ઝિમ્મેદારો પોત પોતાની જમાઅતોને તેમના હાથે આપીને તેમની સાથે વિલીન થઇ જશે અને વિશ્વભરમાં જે જુદા જુદા પ્રયત્નો થાય છે, તે હઝરત મહદીના નેજા હેઠળ ભેગાં થશે તો મુજાહિદીનના નમૂનારૂપ બલિદાનો અને હઝરત મહદીનું બુધ્ધિશાળી તથા બહાદૂર નેતૃત્વ મળીને મુસલમાનોને તે ખોવાયેલી ચાવી પાછી અપાવી દેશે જે જમાનોથી ગુમ થઇ ગઇ છે અને વિજય તથા સફળતાની ગાડીના ચારેય ટાયરો (જ્ઞાન, તકવા, દાવત, જિહાદ) હોવા છતાં ચાલીને નથી આપતી.

હવે મામૂર અને કાર્યકરોની ઓળખ તરફ આવો! સમસ્યા બિલ્કુલ ઉકલી જશે, દુનિયામાં આ સમયે મુસલમાનોના ત્રણ વિરોધીઓ છે. યહૂદ, હિન્દુ (મુશરેકીન) અને ઇસાઇ. હઝરત મહદીની જંગ ઇસાઇઓ (યૂરોપીયન યુનિયન) સાથે થશે. હિન્દુઓ અને વિધર્મીઓના શિકાર નામાંકિત મુસ્લિમ શાસકોને હઝરત મહદી તરફથી ભારત માટે નિમાયેલા વીરો પરાજય આપીને બેડીઓ લગાવીને ધરપકડ કરીને લાવશે. યહૂદ અને તેમના આગેવાનો, મહાન દજ્જાલના ખાત્મા માટે હઝરત ઈસા અલયહિસ્સલામ નુઝૂલ ફરમાવશે. આની એક હિકમત તો એ છે કે યહૂદીઓએ હઝરત ઈસા (અલ.)ને અનહદ હેરાન કર્યા, જીવ લેવાનું કાવત્રુ કર્યું. આપના હવારીઓ (સહાબીઓ)એ આપની આગળ પ્રાણ આપીને આપની સુરક્ષા કરી નહિ. આ જ યહૂદીઓએ મુશરેકીન સાથે મળીને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ ઘણા સતાવ્યા, જીવ લેવા તૈયાર થઇ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સહાબાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરતે શરીરની એક દીવાલ ઊભી કરી દીધી. મુહાજિર સહાબા તો નીકળ્યા જ હતા હોળીઓ બાળીને પરંતુ અન્સારની હાલત પણ એવી હતી કે જ્યાં સુધી એક પણ જીવતું હતું, શકય ન હોતું કે તેના પરથી પસાર થયા વગર





કોઇ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી પહોંચી શકતું. અલ્લાહ તઆલા વફા અને સમર્પણ પર ઉમ્મતે મુહંમદિયહને આ ઇનામ આપશે કે જે રીતે શરૂના લોકોએ આપણા પૈગંબર સાથે મળીને "મદીનાના યહૂદ"ના ખાત્માનું પરાક્રમ કર્યુ હતું, એ જ રીતે ઉમ્મતના અંતિમ લોકો "વિશ્વના યહૂદો"નો સંપૂર્ણ વિનાશ કરવા માટે ફરીથી ઉમ્મતી તરીકે અવતરેલા પાછલા પૈગંબર સૈયદિના હઝરત ઈસા (અલ.)ના સાથી બનીને માઝીની યાદ તાજી કરશે.

બીજું કારણ એ છે કે દજ્જાલને અસામાન્ય વૈજ્ઞાનિક શકિતઓ મળેલી હશે. પશ્ચિમની પ્રયોગ શાળાઓમાં વ્યસ્ત રહેતાં વિશ્વના બધા શ્રેષ્ઠ દિમાગો જે કાંઇ આવિષ્કાર કરી રહયા છે, આ લોકો વાસ્તવમાં દજ્જાલના ઝુહૂર માટે મેદાન તૈયાર કરી રહયા છે. આ પોતાની બધી ટેકનોલોજી તેના દામનમાં એવી જ રીતે નાખી દેશે જે રીતે અહલે હકમાંથી ખુશનસીબ લોકો હઝરત મહદીના ઝુહૂર અને હઝરત ઈસા (અલ.)ના અવતર્યા પછી પોતાનું સઘળું તેમને સમર્પિત કરી દેશે. અમેરિકા અને વિશ્વ ભર માંથી ખેંચાઇને અમેરિકા આવેલા ચતુર દિમાગોના આવિષ્કારો કયાં સુધી જઇ પહોંચશે? તેનો અંદાજ હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ હદીસોથી લગાવી શકાય છે જેમાં વિજ્ઞાનની શકિતથી દજ્જાલની અસામાન્ય બાજીગીરીઓ વર્ણન કરવામાં આવેલી છે. એક નવીન આવિષ્કાર સાંભળી લો, "બરમૂદા ટ્રાઇ એંગલ" નામનું ચુંબકીય ત્રિકોણના જે તરંગો કાર્યરત છે, તેમને સુરક્ષિત કરી લેવામાં આવ્યા છે. તેમને જો કોઇ માણસ, વિમાન કે વિકરાળ વસ્તુ પર નાખવામાં આવે તો એવી જ રીતે ગાયબ થઇ જશે, જે રીતે બરમૂદાના સંપૂર્ણ વિમાનો અને પાણીના જહાજો ગાયબ થઇ જાય છે. આ વસ્તુ પ્રાપ્ત થયા પછી સુરક્ષિત થઇ ચૂકી છે. અને નજીકના ભવિષ્યમાં જયારે પરિસ્થિતી ભટ્ટીમાં યુધ્ધની

અગ્નિ વધુ ગરમ થશે તો આ આવિષ્કારના ઉપયોગથી મૂડી વાદીઓ અંજાઇ જશે અને તેઓ ધરતીના ખુદાઓની જૂઠી ખુદાઇના પહેલાથી વધુ સમર્થકો બની જશે, જયારે ખુદા મસ્ત મલંગોને તેની એવી જ રીતે દરકાર નહિ હોય જે રીતે પાછળ હદીસમાં બયાન થયું છે અને જે રીતે આજે વિશ્વ પોતાની આંખથી જોઇ રહયું છે કે, મહાન દજ્જાલને પ્રાપ્ત થયેલી આ પ્રકારની અસામાન્ય વૈજ્ઞાનિક શકિતઓના મુકાબલા માટે જ હઝરત ઈસા (અલ.)ને અસામાન્ય મોજિઝાની શકિતઓ આપવામાં આવેલી છે.

જયારે હઝરત મહદીનું યુરોપીયન ઈસાઈઓ સાથે યુધ્ધ થશે, એમાં હઝરત સાથે બાર હજાર જેટલા મુજાહિદો હશે.

"બાર હજારની સંખ્યાને ઓછી હોવાના કારણે પરાજય આપી શકાય નહિ." (હદીસ શરીફ)

બીજી બાજુ સંયુકત યુરોપીયન સેનામાં નવલાખ સાઠ હજાર મહાદળ હશે, બાર જેટલા ધ્વજ હશે અને દરેક ધ્વજ હેઠળ એંસી હજાર સૈનિકો હશે. (80X12=9,60,000) આ લોકો યુરોપના દરવાજા કુસ્તુનતુનિયા (ઈસ્તંબૂલ, જે એશિયા અને યૂરોપના સંગમ પર છે.)થી પસાર થઈને સીરીયાની ધરતી પર આવેલા હશે. એ રીતે કે જોતાં બંને જુઠોમાં કોઈ મેળ જ નહિ હોય. આથી "યૂરોપીયન કોલેશન" હઝરત મહદી અને તેમના મિત્રો પર દયા દાખવીને એક પ્રસ્તાવ રજૂ કરશે. એક સરળ જેવી માંગણી કરશે કે આ પૂરી કરી દો, અમે પરત જતાં રહીશું, તમે ફકત આટલું કરો: " તમે જે અમારા માણસો અને તેઓ અમારો ધર્મ ત્યજીને તમારો ધર્મ અપનાવી ચૂકયા છે, હવે તમારી સાથે મળીને અમારાથી લડવા માટે આવ્યા છે, તમે અમારા અને તેમની વચ્ચેથી ખસી જાઓ, અમે ફકત એમની સાથે લડવા માટે આવ્યા છીએ, તમારાથી અમારો કોઇ સંબંધ નથી."

આપે વિચાર્યુ? થોડાક ગોરી ચામડી વાળા યુરોપીયન યુધ્ધ કેદીઓ મુસલમાનોનું સદ્‌વર્તન જોઈને મુસલમાન બની ચૂકયાં હશે, તેઓ પરંપરાગત મુસલમાન નથી, નવમુસ્લિમો છે અને હઝરત મૂસા (અલ.)ના કાળમાં જાદૂગરોની જેમ તેઓ એટલા પરિપૂર્ણ થઈ ચુકયો હશે કે બાર હજારની સેનામાં સામેલ થઈને સાડા નવ લાખથી ટકકર લેવા માટે તૈયાર થઈ ગયા. આ થોડાંક નવ મુસ્લિમ વ્યકિતઓને સોંપી દેવાથી વિશ્વનું પ્રગતિ પામેલ સંયુકત શકિતઓનું પરત જવા રાજી છે અને થોડાક હજાર ફાટેલા તૂટેલા મુજાહિદોના જીવતદાનની શરત છે, જેમને મોત સામે દેખાય છે....... પરંતુ આ થોડાંક પરિપૂર્ણ ઈમાનવાળા જિહાદીઓનો જવાબ સાંભળો, "અલ્લાહની કસમ, એવું કદાપિ નહિ થાય, તેઓ ઈસ્લામ સ્વીકારીને અમારા ભાઈ બની ચૂકયા છે, અમે તેમને કોઈ પણ ભોગે એકલ નહિ છોડીશું."

અલ્લાહુ અકબર! જણાવો કે આવી હિંમત આ સમયે સમગ્ર ધરતી પર ઉપસ્થિત કયા વર્ગમાં છે? કોણ છે જે એક સુપર પાવર નહિ, સમગ્ર સુપર પાવર, બધા સહયોગીઓને સહજ જવાબ આપી શકે છે કે દેશ જતો હોય તો જાય, શાસન છિનવાતું હોય તો સો વાર છિનવાય, અમે કોઈ મુસલમાનને કુફફારને હવાલે કરવાની નિર્લજ્જતા કયારેય નહિ કરી શકીએ. એ અન્ય હશે જે કેટલાક ડોલર્સને બદલે અહલે બૈતને વેચે છે અને પછી માની ગાળ ખાય છે.

હવે જણાવો! ઓળખાણમાં કોઈ મુશ્કેલી રહી ગઈ? કોઈ સમજીને પણ ન સમજે તો તેની મરજી....... નહિતર કોઈ પડદો, કોઈ આડ ખીલી કશું પણ વચ્ચે નથી.

"જયારે તમે જુઓ કે ખુરાસાનની દિશાએથી કાળા વાવટા નીકળી આવ્યા તો તે લશ્કરમાં સામેલ થઈ જાઓ, ભલે તમને તેના માટે બરફ પર

ઘસડીને (ક્રોલિંગ) કરીને કેમ જવું ન પડે કે તે લશ્કરમાં અલ્લાહના અંતિમ ખલીફા મહદી હશે."

અહીં પહોંચીને પહેલો પ્રશ્ન ઘણી હદે ઉકલી ચૂકયો છે. ગુપ્ત પરિચયથી બાહય પરિચય સુધીની સમસ્યા ઘણી વિસ્ફોટક હોય છે. આમાં ઘણા લોકો ખૂબ જ ઉતાવળ કરે છે અને જુટ્ઠા દાવા કરનારાઓને સાચા સમજવા લાગે છે. (એક જૂટ્ઠા દાવેદાર શેહબાઝ કાઝિબની તાજેતરમાં જ ધરપકડ બાદ ફૈસલઆબાદ સેન્ટ્રલ જેલમાં તેના શિષ્યોએ તેની ભવિષ્ય વાણી ખોટી પુરવાર થવાથી ધોલાઇ કરી હતી) અને કેટલાક લોકો આને ખૂબ જ દૂર અને લાંબા સમયગાળા બાદ હોવાને માને છે. વાસ્તવમાં આને તદન નિશ્ચિત કરવું તો શકય જ નથી, ન મસઅલાને ન અન્ય સમસ્યાઓને, પરંતુ સંપૂર્ણ રહસ્ય પણ યોગ્ય વલણ નથી. વચ્ચેનો માર્ગ સાવચેતી પૂર્વકનો અને સુરક્ષિત છે.

હદીસ શરીફમાં એક અન્ય વાકયની સ્પષ્ટતા પછી આપણે આગળ ધપીશું. ફરમાને નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)છે કે : "ઇસાના અવતરણ સુધી આ ધરતી પર એક જમાત હક માટે પ્રવૃત્ત રહેશે, જે પોતાના વિરોધીઓની પરવા નહિ કરે."

આમાં હક જમાતના બે વિશેષ ગુણો બયાન કરવામાં આવ્યા છે: (૧)જિહાદ અને નિરંતર જિહાદ, (૨) વિરોધીઓની પરવા ન કરવી, આજે કઇ ધરતી છે જયાં જિહાદ નામની ફરજ મટી ગયા પછી જીવંત થઇ અને નિરંતર જીવીત છે. વિશ્વમાં જિહાદનો કોઇ પ્રકાર બાકી નહિ હોય જે અહીં લડવામાં આવ્યો નહિ હોય. મુનકરીન, મુલહિદીન, બળવાખોરો, અધર્મીઓ અને હવે સંયુકત કાફિરો વિરુધ્ધ, સાર એ છે કે દરેક પ્રકારનું જિહાદ અહીં થયું છે અને થઇ રહયું છે, વિરોધીઓની પરવા ન કરવી (કરારી દા, શી નિશ્તાઃ બધુ યોગ્ય છે, કોઇ પ્રકારની કોઇ સમસ્યા નથી.



પુશ્તું ભાષાનું એક વાકય તાલિબાન અધિકતર વાપરે છે.) કોનો વિશેષ સ્વભાવ છે? ન્યુઝવીકની તાજેતરની એક રિપોર્ટ છેઃ "તાલિબાન જે પ્રકારનું Resilience અને Ferocityનું પ્રદર્શન કરી રહયા છે, તેનાથી વોશિંગટન અને નાટો સંગઠનની અન્ય રાજધાનીઓમાં ખતરાની ઘંટડીઓ વાગવાની શરૂ થઇ ચુકી છે અને Soul Swarchingનું એક નવું યુગ જન્મ લઇ રહયું છે કે એક સરેરાશ Ragtag બળવાએ કઇ રીતે વિશ્વની શકિતશાળી સેનાઓને પોતાની નજીક આવવાથી રોકેલી છે."

સુબ્હાનલ્લાહ! એક બાજુ આવી વિખરાયેલી અને તૂટેલી–ફૂટેલી સંસાધનો વિનાની જમાત છે જેમનો પોતાનો દેશ પણ તેમની વિરુધ્ધ છે. બીજી બાજુ ૪૩ એવા દેશો છે જેમનામાંથી કોઇ એક પણ વિશ્વના કોઇ પણ દેશને ધમકી આપે તો તે ગભરાઇ જાય....... પરંતુ પરિણામ શું છે? જે આજથી સાત–આઠ વર્ષ પહેલાં હતું કે હવાઇ હુમલાઓથી શરૂઆત થઇ અને ફરી હવાઇ હુમલાઓ પર જતી રહી છે. નજીક આવવું તો દૂરની વાત છે, ધરતી પર આવવાની હિંમત દાખવવી મુશ્કેલ થઇ પડયું છે. ૪૩ દેશો "એસાફ"માં સંમિલિત દેશોને સારી રીતે ગણ્યા પછી સામે આવ્યા છે, ભૌતિક શકિતની દ્રષ્ટિએ તો અમેરિકા એકલો જ કાફી હતો. કોઇને ઘેર બેઠાં આંખો જ દેખાડી દે તો તેનું કામ થઇ જાય છે. તેનાથી એકલા ન બની શકયું તોઃ

﴿فَاَجۡمِعُوۡۤا اَمۡرَكُمۡ وَ شُرَكَآءَكُمۡ﴾

હેઠળ તેણે નેટોને બોલાવ્યા, ૨૬ દેશો દોડતા આવી ગયા, જયારે વિશ્વ વિજય પ્રાપ્ત કરવા માટે એમના માંથી દસ પણ પૂરતા હતા....... પરંતુ વાત તો પણ બની નહિ. બિનસંગઠિત અને પ્રશિક્ષણ વગરના યોધ્ધાઓ તો પણ ભારે પડવા લાગ્યા તો નોન નાટો દેશોને ભેળવ્યા. દસ

વધુ સહયોગીઓ આવવાથી વાત ૩૬ સુધી પહોંચી, હવે તો વિશ્વ સિવાય કોઇ અન્ય ગ્રહનું વિનાશ પણ શકય હતું..... પરંતુ માલૂમ થયું કે અફઘાન કોમ જયારથી મુસલમાન થઇ, જુદી જ વસ્તુ છે. માટે આશરે સાત નોન નાટો અને નોન પાર્ટનર્સ પણ આવી પહોંચ્યા, તેમાં નાનકડું સિંગાપુર પણ સામેલ છે અને ન્યુઝી લેન્ડ જેવા ખૂબ જ લાંબા અંતરે આવેલા ભાગેડુ ગોરાઓ જેમનો તાલિબાનથી કોઇ સંબંધ નથી, પણ વિરોધી છે. હઝરત તાલૂતની લઘુસેનાનું જાલૂતના સંયુકત લશ્કરથી મુકાબલા પછી, બદ્ર અને અહઝાબ પછી, ઐયુબીની સલીબી જંગો પછી શું કોઇ માનવીય ઇતિહાસમાં કોઇએ એવું દ્રષ્ય જોયું હશે કે એક બાજુ તો ૪૪ દેશો અને બીજી બાજુ કોઇ દેશ નહિ, કોઇ લશ્કર નહિ, સંગઠિત શકિત નહિ, વિખરાયેલી "લાહૂત લામકાં"માં રહેનાર જમાત જેનો કોઇ સભ્ય જાહેરમાં પોતાની ઓળખાણ પણ કરાવી શકતો નથી...... પરંતુ તેના આત્મવિશ્વાસની સ્થિતિ એવી છે કે સમગ્ર વિશ્વની ખતરનાક સૈનિક શકિતઓની તેને જરા પણ દરકાર નથી. "દમ મસ્ત કલંદર"નો નારો ઘણા લોકો લગાવે છે પરંતુ નભાવ્યું તેને કોઇ કોઈ એ જ છે.

# સફળતાનું રહસ્ય

## બીજો પ્રશ્નઃ હઝરત મહદીનો સંઘર્ષ કેવો હશે અને કઇ રીતે હશે?

હઝરત મહદી સંબંધિત બીજો મહત્વનો પ્રશ્ન એ છે કે ઝુહૂર પછી તેમના સંઘર્ષનો પ્રકાર કેવો હશે અને જે કંઇ તેઓ કરશે તે તેમના માટે શકય કેમ બનશે? જિહાદની બૈઅત પછી ખિલાફતની સ્થાપના સુધી વિશ્વ ભરની વિકસિત શકિતઓ સામે જે કયામત સર્જનાર યુધ્ધનો સામનો થશે, તેની ગરમીથી તેઓ કઇ રીતે સફળ થઇને નીકળશે? જયારે કે આજની



દુનિયામાં રાજકીય, વૈચારિક, આર્થિક, સૈન્ય દરેક સ્તરે મહાન શકિતઓ અપરાજિત રીતે છવાયેલી દેખાય છે. જમીન અને દરિયાઓમાં તેમનું શાસન છે, હવા અને અવકાશમાં તેમની સર્વોપરિતાનો શોર છે, દેખીતી રીતે એવી કોઇ સ્થિતિ નજીકના ભવિષ્યમાં દૂર દૂર સુધી દેખાતી નથી કે મુસલમાન આ પ્રભાવના જાદૂને તોડી શકશે? એક એક મલ્ટીનેશનલ કંપનીઓનું બજેટ કેટલાયે મુસ્લિમ દેશોથી વધુ છે, એક એક થિંક ટેન્ક એવું છે કે એકલો જ પશ્ચિમને સો વર્ષનું આયોજન કરીને આપી રહયું છે. તેમનામાં એકતા પણ એવી છે કે અમેરિકા અને રશિયા પરસ્પર પારંપારિક શત્રુઓ હોવા છતાં પણ પાકિસ્તાનના વિરોધમાં કોઇની પણ પ્રેરણા વગર આપો આપ ભેગા થઇ જાય છે. પછી અન્યોનું તો કહેવું જ શું, તેમનું સંગઠનતો અસ્તિત્વમાં જ એટલા માટે આવ્યું કે "ત્રાસવાદ"નો ખાત્મો અને "આંતરરાષ્ટ્રીય શાસન"નો હેતું છે. વિશ્વભરની ઉચ્ચ સ્તરીય યુનિવર્સિટીઓ પશ્ચિમમાં છે, અમેરિકામાં ૫૭૫૮ યુનિવર્સિટીઓ છે, જયારે સમગ્ર મુસ્લિમ દુનિયાના ૫૭ દેશોમાં યુનિવર્સિટીઓની સંખ્યા માત્ર ૫૦૦ છે અને આખી મુસ્લિમ દુનિયામાં એક પણ યુનિવર્સિટી એવી નથી જેને ટોપ ૫૦૦ યુનિવર્સિટીઓમાં ગણી શકાય. પશ્ચિમી સરકારો આખી મુસ્લિમ દુનિયાના તેજસ્વી દિમાગો અને શ્રેષ્ઠતમ કળાકારોને આકર્ષક ધનને બદલે ખેંચીને પોતાના જાદુમાં ફસાઇ લે છે અને પછી તે હંમેશ માટે ત્યાંનો જ થઇને રહી જાય છે. મુસલમાનોના હાથે ફકત નાલાયક, સ્વાર્થીઓ અને દેશ–પ્રેમથી ખાલી એવો કચરા માલ જ વર્તમાન બ્યુરો ક્રેસીના સ્વરૂપમાં બાકી રહી જાય છે. મુસલમાનોમાં શિસ્ત, વ્યવસ્થાપન, શિક્ષણ અને કેળવણી, ઉચ્ચ સંસ્કારો, દૂરંદેશી, સંગઠન, ધીરજ અને તકવા ....... અર્થાત દરેક એ વસ્તુ જે કોઇ માનવીય વર્ગને કોમ અને વિજય પ્રાપ્ત કરનારને વિજય અપાવે છે, દરેક એ વસ્તુનો અભાવ જણાય છે. મુસલમાનોના તેજસ્વી મગજને તો દુનિયા આજે પણ

સ્વીકારે છે પરંતુ આ જ હોંશિયારી અને બેનમૂન ક્ષમતાઓ પશ્ચિમના આંગણે પ્રકાશ પ્રસારવા સિવાય કોઇ કામની નથી! જેમ જેમ સમય આગળ વધી રહયો છે , દરેક પ્રભાત પશ્ચિમની કોઇ નવી અનોખી પ્રગતિની ખબર અને દરેક સંધ્યા મુસલમાનોની વધુ અવદશાની ખબરો લાવી રહી છે. આવી પરિસ્થિતિમાં શું આપણે એવું સ્વીકારી લઇએ કે હઝરત મહદી કોઇ  શકિતના માલિક હશે કે એ સમગ્ર ભૌતિક શકિતઓને કુદરતી નિયમો વિરુધ્ધ પરાજિત કરવી તેમના માટે શકય હશે? શુ ફકત અસામાન્ય જાહેર થનાર કરામતોથી તેઓ આ સઘળા વૈજ્ઞાનિક આવિષ્કારોને નષ્ટ કરી નાખશે? જેની ઉપમા માનવીય ઈતિહાસમાં મળતી નથી....... અથવા એમાં તેમનો અને તેમના સાથીઓના વૈચારિક, અમલી અને સૈન્ય સંઘર્ષનો પણ ભાગ હશે? અને જો હશે તો એકાએક કઇ રીતે કાયા પલટ થઇ જશે કે પશ્ચિમના હિતમાં ચાલનારા પવનો પૂર્વના મજલૂમો માટે ફરિયાદ સાંભળનાર સ્વર બની જશે?

આ પ્રશ્નનો ઉત્તર એમ છે કે કુફ્રની દુનિયાનો આ ફિત્નાવાળા પ્રભાવનો તોડ હઝરત મહદીનું નિઃસ્વાર્થ અને લાયક નેતૃત્વ; તથા મુસલમાનોની વિખરાયેલી ક્ષમતાઓ અને વિભાજીત સંઘર્ષ બન્ને મળીને કરશે. એમાં કોઇ શંકા નથી કે હઝરત મહદીના હાથે અલ્લાહ તઆલા બુધ્ધિ અચરજ પામે તેવી કરામતો પણ જાહેર ફરમાવશે, પરંતુ તેમની સૌથી મોટી જે કરામત થશે તે એ છે કે જયારે તેઓ પોતાના સાથીઓને ગુનાહોથી સાચી તોબા કરાવીને મટી ગયેલી સુન્નતોને જાગૃત કરશે તો તેની બરકતથી તેમના સમગ્ર સાથીઓને એકાગ્રતા અને સમાન વિચારધારા નસીબ થઇ જશે. એ સૌની વિચારધારા અને ચિંતન જ એક નહિ થાય, વિચારવાની શૈલિ અને અમલ કરવાની પધ્ધતિ પણ એક થઇ જશે. તેમના દિલથી ઈર્ષા, કપટ અને મેલ દૂર થઇ જશે. તેઓ પરસ્પરના

મતભેદો અને અમીરની અવજ્ઞાની નાપાકીથી આઝાદ થઈ જશે. તેઓ જીવવા–મરવામાં હઝરત મહદીનું સંપૂર્ણ અનુસરણ કરશે અને મોત સામે જોઈને પણ મોઢું ફેરવશે નહિ. મોતનો અર્થ શારીરિક મૃત્યુ જ નહિ, સ્વભાવનું પણ મૃત્યુ થાય છે, એટલે કે ઘણા લોકો બલિદાનો આપી રહયા છે, મોતને ખૂશી ખૂશી ગળે લગાવી રહયા છે પરંતુ જયારે નફસની મોતની વાત આવે છે તો તેના પર એવો પ્રભાવ પામી શકતા નથી કે જેવો હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ની ઈતાઅત કરતાં એ નબવી કેળવણીનું નમૂના રૂપ પ્રદર્શન કર્યુ હતું. હઝરત મહદીની બેનફસી અને સામૂહિક હેતુ સિધ્ધ કરવાની લગની અને આ લગનીમાં ફના થઈ જવાની ભાવના એવી સ્પષ્ટ હશે કે સમગ્ર ધરતીના સાલેહ મુસલમાન પોતાની જાતને મટાડીને પોતાનું બધું તેમને સોંપી દેશે અને તેમના પર એવો વિશ્વાસ કરશે કે સુલ્તાન સલાહુદ્દીન ઐયૂબી પર તે કાળના મુસલમાનોએ કર્યો હતો. ઈતિહાસના વિદ્યાર્થીઓથી એ વાત ગુપ્ત ન હોવી જોઈએ કે સંપૂર્ણ યુરોપની સંયુકત સલીબી સેનાઓના મુકાબલે સુલ્તાનની પોતાની સેના (ઈજિપ્ત અને સિરિયા) જે એટલી વધુ ન હોતી, અલબત્ત વિભિન્ન વિસ્તારોથી આવેલા મુજાહિદ કબીલાઓ જયારે એમને જોતાં કે તેઓ રણભૂમિમાં ઘોડા પર સવાર એક બાજુથી બીજી બાજુ એવી રીતે ફરે છે કે જે રીતે એકલવાયા પુત્રની માતા તેની શોધમાં આમ–તેમ ફરે છે, આંખમાં અશ્રુ છે અને જીભ પર એક જ ના'રો છે:

یا للاسلام ، یا للاسلام!

"હે મુસલમાનો! ઈસ્લામની મદદ કરો,હે મુસલમાનો ઈસ્લામની ખબર કાઢો"

તો આ કબીલાઓ જે પક્ષપાત, બળવાખોરી અને જુદા જ પ્રકારના સ્વભાવમાં પ્રખ્યાત હતા, બધું ત્યજીને સુલ્તાન સાથે જીવવા–મરવાના પ્રણ કરી લેતા હતા અને ઈતિહાસ સાક્ષી છે કે સુલ્તાન પાસે ખર્ચ ન હોત

તો પોતાના ખર્ચે, પોતાના હથિયારોથી, જી–જાનથી રણભૂમિમાં અડગ રહેતા હતા અને સુલ્તાનનો સાથ છોડી દેવાને કુફ્ર અને ઈર્તેદાદથી વધુ સખત ખરાબ વાત સમજતા હતા. તેમને વિશ્વાસ હતો કે જો પરાજય થયો તો સુલ્તાન તેમને છોડીને ભાગશે નહિ અને જો વિજય થયો તો તેના લાભો સુલ્તાન ખુદ કદાપિ નહિ મેળવે બલકે આ બધા ફળો અને પરિણામો ઈસ્લામની ઝોલીમાં જશે. કોઈ નેતૃત્વ પોતાના કાર્યકરોને આવો વિશ્વાસ અપાવી દે તો ખુદાની કસમ! કાયા પલટ કરવામાં એટલા જ દિવસો લાગશે જેટલા અમીરને પોતાનું નિ:સ્વાર્થ અને ઈસ્લામ માટે ફિદા અને ફના થઈ જવા પુરવાર કરવામાં લાગે છે.

હઝરત મહદીની સફળતાનું રહસ્ય આ જ હશે કે તેઓ બૈઅતથી પહેલાંજ નેતૃત્વનું આ અનોખું ગુણ પુરવાર કરી દેશે. (આની વિગત અગાઉ આવી ચુકી છે.) ત્યારે વિશ્વભરમાં વિખરાયેલા કાબેલ અને લાયક ઉલમા, વિદ્યાર્થીઓ (અથવા તાલિબાન), મુજાહિદીન, એંજિનિયર, ડોકટર, પ્રોફેસર, વૈજ્ઞાનિક, મૂડીવાન ધનવાનો, વ્યવસ્થાના નિષ્ણાંતો, સૈન્ય કળાના નિષ્ણાંતો, આશય એ કે વિભિન્ન કળાઓમાં નિપુણ અને કુશળ માણસો પોતાનું બધું ઈસ્લામને ખાતર તેમના ચરણોમાં નાખી દેશે અને હૃદય પૂર્વક તેમની સંપૂર્ણ ઈતાઅત કરીને પોતાની જાતની, પોતાના અહમની, પોતાની ઈચ્છાઓની અને સ્વભાવોની સંપૂર્ણ બાદબાકી કરી નાખશે. આ એવું યાદગાર દ્રષ્ય અને મુબારક રૂહાની હાલત હશે જે બદ્રથી પહેલાં સહાબએ કિરામ (રદિ.)ના મશ્વરા દરમિયાન આકાશે જોઈ હતી, જેણે "હતીન"ની લડાઈથી પહેલાં ઐયુબીની આંખો ટાઢી પાડી હતી અને જેણે નાટો અને નોન નાટો દેશોનું સંગઠન આજે આંખોથી જોઈ રહયું છે અને જેને વિશ્વ ફરી એકવાર અંતિમ લડાઈથી પહેલાં જોશે અને જયારે જોશે તો બધી શૈલિઓ અને હીરોશીપ, બધી હોશિયારીઓ, ચતુરાઈઓ અને ઉડ્ડયનો ભૂલી જશે.

અફઘાનિસ્તાન અને પાકિસ્તાનની કબીલાઇ વિસ્તારોમાં જયારે ઘમસાણ લડાઇઓ થઇ ત્યાર બાદ વિશ્લેષકોએ આ કહેવાનું શરૂ કરી દીધું કે ત્રાસવાદ વિરુધ્ધ યુધ્ધને આઠ વર્ષ વિત્યા પછી હવે એ સ્પષ્ટ થાય છે કે યુધ્ધ વાસ્તવમાં સંયુકત સેના નહિ બલકે અલકાયદા અને તાલિબાન જીતી રહયા છે. આ જ વસ્તુ ધ્યાને રાખીને યુરોપના કેટલાય ઉચ્ચ હોદ્દેદારોએ અલકાયદા સાથે સંધિ કરાર માટે માર્ગ મોકળો કરવાનું શરૂ કરી દીધું છે. નોર્વેની રાજધાની ઓસ્લોથી પ્રકાશિત થતું સ્થાનિક અખબાર "ડાકસ ઉવૈસન"એ લખ્યું છે કે નોર્વે કદાચ હવે મુસ્લિમ પુરૂષો સાથે પોતાના સંબંધો સુધારવાની પોલીસી પર અમલ કરી રહયું છે. અખબારનું વધુમાં કહેવું છે કે જયારે ઉપ વિદેશમંત્રીને આ અંગે પૂછવામાં આવ્યું કે શું તે ત્રાસવાદ વિરુધ્ધની જંગમાં પાછળ ખસી રહયા છે? તો તેમનું કહેવું એમ હતું કે વાસ્તવમાં મિત્રો સાથે શાંતિ અને મંત્રણાઓ થવી જોઇએ જેમને આપ શત્રુ ગણો છો. ઉપ વિદશે મંત્રી રાખે મૌનડેવ હાતસનએ કહયું હતું કે તેઓ આ મામલે એકલા નથી બલકે અન્ય યુરોપીયન દેશો પણ ઈચ્છા ધરાવે છે. યાદ રહે કે આનાથી થોડાક જ સમય પહેલાં સ્વિટ્ઝરલેંડ પણ આ ઈચ્છા વ્યકત કરી ચૂકયું છે કે તે અલકાયદા અને ઉસામા બિન લાદેન સાથે મંત્રણા અને શાંતિ કરાર કરવા ઈચ્છે છે અને આ અંગે કોઇ પણ પ્રાથમિક પગલા ભરવા માટે તત્પર છે. તે નથી ઈચ્છતું કે અમેરિકાના પરત થયા પછી બદલાની કાર્યવાહીનું લક્ષ્ય બને.

## ☆ ત્રણ ખુશનસીબ વર્ગો ☆

થોડાક વર્ષ પહેલાં બંદો એક મજલિસમાં કેટલાક યુવાનો સાથે વાત ચીત કરી રહયો હતો. વાત મુસ્લિમ દુનિયાની પરિસ્થિતીઓ અને મુસલમાનો માટે સંઘર્ષની આવશ્યકતા સંદર્ભેથી તેમના ચારિત્ર્ય તરફ વળી ગઇ. યુવકો નિરાશા જનક વાતો કરતા. સંભાવનાઓના અભાવથી

ફરિયાદ કરતા, અને હું તેમનો ઉત્સાહ વધારતો કે મુસાફરી એક હજાર માઇલની હોય તો પણ શરૂઆત એક ડગલાથી જ થાય છે. એક સજ્જન નિરસ બેઠા હતા, એટલામાં એ સાહેબથી રહેવાયું નહિ, બંદાને સંબોધીને બોલ્યા:

"મોલાના સાહેબ! આપ બાળકોને ખાલી અમથા ઉશ્કેરો છો, માની કેમ નથી લેતા કે આપ સુરહ ફીલ પઢીને ફૂંકવાથી જીતી શકતા નથી, પશ્ચિમ ખૂબ આગળ નીકળી ચૂકયું છે, આપની કલ્પનાથી પણ આગળ."

"આપ પશ્ચિમને જેટલું આગળ જોઇ રહયા છો, અમે તેને તેના કરતાં પણ આગળ જોઇ રહયા છીએ, વર્તમાન કાળના જાણકાર માણસોની કલ્પનાથી પણ આગળ, ઘણી દૂર જતાં જોઇ રહયા છીએ. જયાં સુધી પશ્ચિમની બનાવટી શકિત, કુદરતી શકિતઓથી આગળ (જાહેરમાં, વાસ્તવમાં નહિ) નહિ જાય, અને અંતિમ યુધ્ધને સૂરએફીલ વાળા જ જીતશે, શરત એટલી છે કે તેમને સુરએ કહફ પણ યાદ હોવી જોઇએ."

પેલા સજ્જન તો સ્તબ્ધ થઇને બંદાનું મોઢું જોવા લાગ્યા કે આ ફરેલા મગજનો માણસ છે? વાતને કયાંથી કયાં ફેરવી દે છે? તેમને તો કંઇ સમજ ન પડી, અલબત્ત જે યુવાનો સાથે વાતચીત ચાલી રહી હતી, તેમનામાંથી એક બોલ્યો:

" જનાબ શાહ સાહેબ! લાગે છે તો એવું કે જો હઝરત મહદી પણ આવી જાય તો તેમને પરિસ્થિતિઓ સુધારવા ઘણો જ સમય લાગશે."

"ના મારા વ્હાલા ના! થોડાક વર્ષો પણ નહિ લાગે, એટલા માટે કે પશ્ચિમના તેજ આગળ જે આંખો અંજાય છે, તેમાં મુસલમાનોનો લોહી અને પરસેવો પણ સામેલ છે તો આ દિપકો પ્રજવલ્લિત છે, હવે પશ્ચિમ પોતાની આ સફળતા પાછળ મુસ્લિમ દુનિયાના કુશળ અને તેજસ્વી મગજોને સ્વીકારે કે ન સ્વીકારે, બલકે તેમની મેહનત પર પણ પોતાનું ટ્રેડ



માર્ક લગાવી લે....... પરંતુ દુનિયા જાણે છે કે મુસલમાન પોતાના નેતૃત્વ તરફથી તેમનું ઉત્સાહ, કદર અને પ્રશંસા ન થવાને કારણે પશ્ચિમની ચંદ્રયાનને પોતાની યોગ્યતા અને ક્ષમતાઓનું ઈંધણ આપી રહયા છે. ગોરા લોકોમાં એટલી કુશળતાઓ પેદા થતી નથી, જેટલી આપણામાં...... પેદા થાય છે. જયારે સામૂહિક રીતે નિ:સ્વાર્થ અવાજ બુલંદ થશે તો નેતૃત્વનું નિખાલસ પણ સામે આવશે તો આ બધા દોડતા આવી જશે."

"પરંતુ આપ તો એક લેખમાં કહી રહયા હતા કે દુનિયામાં આ સમયે વિભિન્ન જ્ઞાન અને કળાઓ વિશેષ રૂપે જનીવિદ્યા અને સૈન્ય વિજ્ઞાનમાં યહૂદીઓનો ઘણો મોટો ફાળો છે. તેમના નોબલ પ્રાઈઝ પામનારા વૈજ્ઞાનિકોનો ઢગ છે જે એમને દજ્જાલ નેતૃત્વમાં દુનિયા પર પ્રભુત્વ અપાવવા અને મોત પર કાબૂ મેળવવા માટે કામ કરી રહી છે."

"આ વાત તમે સારી ઉપાડી છે.દુનિયાના ઈતિહાસને એકદમ બદલી નાખનાર દરેક આવિષ્કાર પાછળ યહૂદીઓ છે. ઉદાહરણ તરીકે "માઈક્રો પ્રોસેસિંગ ચિપ"ની પાછળ સ્ટેનલે, ન્યુકલીઅર ચીન રિએકટરની પાછળ ચાર્લીસ એડલર, સ્ટેનલેસ સ્ટીલની પાછળ બૈનોસ્ટર્સ, વિડિયો ટેપની પાછળ ચાર્લ્સ કિન્સબર્ગ....... યહૂદીઓએ માઈન્ડ કન્ટ્રોલ ટેકનોલોજી પ્રાપ્ત કરી છે જેના વડે તેઓ માનવીય મગજોને પોતાની મરજી પ્રમાણે ફેરવવાની ક્ષમતા કેટલાક પ્રમાણમાં પ્રાપ્ત કરી ચૂકયા છે. આ દજ્જાલનું સૌથી મોટું હથિયાર હશે પરંતુ એનું નામ એમ. કે. અલ્ટ્રા છે. સી.આઈ.એ. જેવી સંસ્થાના ડાયરેકટર સીલન ફીલ્ડએ ૧૯૭૭માં જાહેરમાં સ્વીકાર્યું હતું કે લાખો ડોલર્સ જાદૂ ટોણા, મનો વિજ્ઞાન અને રૂહાનિયતના અધ્યયન પર ખર્ચ કરવામાં આવ્યા છે. સંગીતની ધૂનોમાં "બેક ટ્રેડીંગ" વડે બેહુદા શૈતાની સંદેશાઓ (દા.ત. Kill your Mum) રીવર્સ ટ્રેડમાં છુપાવીને સમગ્ર વિશ્વમાં પ્રસારિત કરવામાં આવે

છે. ઈ.સ. ૧૯૪૦માં એક અમેરિકન યહૂદી વૈજ્ઞાનિક નિકોલા ટીસલાને "મોતના કિરણો" (Death ray) આવિષ્કાર કરવાની ઘોષણા કરી, ૧૯૮૭માં યહૂદી વૈજ્ઞાનિકોની આગેવાની હેઠળ જમીનના કુદરતી ભ્રમણને પ્રભાવિત કરીને "જમીન નસ" સાથે અડપલા કરવાના પ્રયત્નો શરૂ કર્યા છે. એટલે સુધી કે જમીનનું ચુંબકીય ક્ષેત્ર ખતમ થઈ જશે અને તેનું ભ્રમણ રોકાઈને હદીસ શરીફમાં વર્ણવેલી ઝુહૂરે દજ્જાલની નિશાનીઓ પ્રમાણે મંદ પડી જશે. એક દિવસ એક વર્ષ સમાન, પછી એક દિવસ એક માસ સમાન, પછી એક દિવસ એક અઠવાડિયા સમાન થશે. ઓકસફોર્ડના પ્રોફેસર સૂસ ગિરીન ફિલ્ડએ કહયું છે કે માનવીય મગજની આખી મેમોરી કોમ્પ્યુટરમાં ફીટ કરવું શકય થઈ ગયું છે, આ પ્રોફેસરે આગળના તબકકાનું રહસ્ય છતું કર્યુ નથી, તે અમે કરી દઈએ છીએ, આગળનું ડગલું એનું પ્રતિબિંબ હશે, અર્થાતઃ કોઈ કોમ્પ્યુટરની મેમોરી કોઈ માનવીય મગજમાં અપલોડ કરી દેવામાં આવશે જેથી સુપરમેન (મહાન દજ્જાલ)નો માર્ગ મોકળો થઈ જશે, જે તદન અવિનાશી લાગશે. યહૂદી વૈજ્ઞાનિકોએ માનવીય જનીન કોડ વાંચી લીધો છે. ત્રણ અબજ અક્ષરોનું સંયોજન છે. ઉપરોકત સફળતાને માનવીય ઈતિહાસની સૌથી મોટી સફળતા માનવામાં આવે છે. આ બધું બુધ્ધિને સ્તબ્ધ કરી દેનાર આવિષ્કારો પોતાના સ્થાને ....... પરંતુ જયારે હઝરત મહદી આવશે તો નેક અને કુશળ મુસલમાનો સિવાય (લાગે છે) બે પ્રકારના વર્ગો તેમની સાથે સામેલ થઈ જશેઃ

(૧) એક તો એવા યહૂદીઓ જેઓ આજકાલની પક્ષપાતી રાજકીય યહૂદિયત અર્થાતઃ સેહવાનિયતથી વાજ આવી ગયા છે. (સેહવાનિયત એટલે કે પોલીટીકલ ઈસ્રાલિયત છે માટે સહીવની દરેક એ વ્યકિત છે જે ઈસ્રાઈલની સમર્થક છે, ભલે તે ગેર યહૂદી હોય કે ગેર ઈસ્રાઈલી). તેમના

વિચારમાં જયારે "મસીહા"ના નેતૃત્વમાં યહૂદી રાજની સ્થાપના અને યહૂદિયતનો આંતરરાષ્ટ્રીય પ્રભાવ થઇ જશે. એ જ યહૂદીઓને ઐતિહાસિક અપમાનથી મુકત કરાવશે, તો ઈસ્રાઈલની સ્થાપના માટે લાખો ફલસ્તીનીઓને ઘરથી બેઘર કરવા અને તેને મજબૂત કરવા માટે હજારોને કતલ કરવા અને કતલ કરતા રહેવાની જરૂર શી છે? કેમ આપણે મસીહાનું કામ તેના ઝિમ્મે ન છોડી દઈએ અને આ હેતુ માટે આપણા યહૂદીઓનો ભોગ આપવામાં ન આવે જે તેઓ મસીહાના આગમનથી પહેલાં પ્રાપ્ત કરી જ શકતા નથી. આ તટસ્થ ફિર્કો 'હસીદી'ના નામે ઓળખાય છે. આ નામ પ્રાચીન છે, આધુનિક નામ 'હૅરેડી' છે. આ લોકો છેક જૂના ધાર્મિક યહૂદીઓ છે. જેમના અસલ કેન્દ્રો ન્યુયોર્ક અને લંડનમાં છે. તેમને વિશ્વાસ છે કે સહીવની ચળવળે જે ઈસ્રાઈલની સ્થાપના કરી છે, તે વાસ્તવમાં "તિરસ્કાર ના રાજ"નો એ વિસ્તાર છે, જેમાં તૌરાતની ભવિષ્ય વાણી પ્રમાણે યહૂદી અંતિમ કાળ (એન્ડ ઓફ ટાઈમ)માં આવીને ભેગા થશે અને અલ્લાહના પ્રકોપ અને બદલાનો શિકાર થઈને નષ્ટ થઇ જશે.

રબાઈ હર્શ તેમનો પ્રખ્યાત ધાર્મિક નેતા છે. અરફાતની ફલસ્તીની ઓથોરિટીમાં યહૂદી બાબતોનો મંત્રી રાખવામાં આવ્યો હતો, તે આ જ ફિર્કાથી સંબંધ ધરાવતો હતો. પ્રખ્યાત ફિલોસોફર અને ભાષા શાસ્ત્રના નિષ્ણાંત નૌમ ચોમસ્કી, જો કે આ ફિર્કાના નથી પરંતુ તેઓ તેના દ્રષ્ટિકોણને સ્વીકારે છે. તેઓ પણ 'ગેર સહીવની' યહૂદી છે, એટલે કે તેઓ ધાર્મિક રીતે આ વાતના સમર્થક નથી પણ બિન ધાર્મિક રાજકીય તરીકે આ દ્રષ્ટિકોણને માને છે. બ્રિટનમાં વિભિન્ન અવસરો પર આ ફિર્કાના લોકો ફલસ્તીનીઓ પર ઈસ્રાઈલી અત્યાચારો વિરુધ્ધ પોતાના

પ્રતિસાદ રેકોર્ડ કરાવતા રહયા છે, હઝરત મહદી જયારે જાહેર થશે અને યહૂદીઓ દ્વારા ગુમ કરેલા પવિત્ર જૂની ઐતિહાસિક વસ્તુઓ એટલે કે તાબૂતે સકીના, અસાએ મૂસવી, અલવાહે તૌરાતના ટુકડા, માઈદએ બની ઈસ્રાઈલ, મન્ન વ સલવાના વિશેષ વાસણો, તખ્તે દાઉદી (આ વસ્તુઓ ખોવાયેલી નથી, બ્રિટનની ખુરશીમાં લાગેલી છે. વિગતવાર જાણકારી માટે જુઓ :"અકસાકે આંસુ" પુસ્તક) આ બધી વસ્તુઓ મેળવી લેશે તો આ તટસ્થ યહૂદીઓ પોતાના ન્યાય પ્રિય સ્વભાવના કારણે હઝરત પર ઈમાન લઈ આવશે, તેમને વિશ્વાસ થઈ જશે કે અમારા પૂર્વજોએ પોતાના ગુનાહો અને બદ આમાલની નહૂસતના કારણે જે વસ્તુને ગુમ કરી, તેને શોધનાર જ અંતિમ મસીહા (હઝરત મુહમ્મદ સલ.)નો અનુયાયી અને સાચા મસીહ (હઝરત ઈસા અલ.)ના સાથી છે. તાબૂતે સકીનાને જોઈને કેટલાક યહૂદીઓના ઈમાન લાવવાનું વર્ણન હદીસ શરીફમાં છે, અલબત્ત તેનું વિશ્લેષણ મારું કાલ્પનિક પ્રયત્ન છે. આ યહૂદીઓ પોતાની સાથે જે ધન અને ટેકનોલોજી લઈને મુસલમાનો સાથે મળી જશે, તેથી મુસલમાનોની ભૌતિક શકિત પણ કેટલી હદે બેહતર થઈ જશે.

થોડાક વર્ષોની વાત મેં એટલા માટે કરી છે કે હઝરત મહદી પોતાના ઝહૂર પછી (જે ચાળીસ વર્ષની ઉંમરે લગભગ થશે) સાત વર્ષ સુધી વિશ્વની ત્રણ મોટી કુફ્રિયા શકિતઓ (હિન્દુ, ઈસાઈ અને યહૂદી)માંથી બે વિરુધ્ધ જિહાદ ફરમાવશે. હિન્દુઓ અને ઈસાઈઓ વિરૂધ્ધ શાનદાર વિજય પ્રાપ્ત કરશે, હવે પાછળ ફકત યહૂદીઓ રહી જશે. આઠમાં વર્ષે દજ્જાલ જાહેર થશે અને મુસલમાનોની લઘુમતિ તથા ઈસાઓના પરાજયથી યહૂદનો ફિત્નો શિખરે પહોંચી જશે, જે વાસ્તવમાં શૈતાની શકિતઓનો ફિત્નો છે. એ જ વર્ષે હઝરત ઈસા (અલ.) નુઝૂલ ફરમાવશે, નવમું વર્ષ દજ્જાલની કતલ અને "શરના ઘર" ઈસ્રાઈલના

ખાત્મા પછી સૌથી શકિતશાળી આંતર રાષ્ટ્રીય ઈસ્લામી ખિલાફતની સ્થાપના થશે. ૪૯ વર્ષની ઉમરે હઝરત મહદી અવસાન પામશે. હઝરત ઈસા (અલ.) તેમની નમાઝે જનાઝા પઢીને બૈતુલ મુકદસમાં તેમને દફન ફરમાવશે, તે પછી હઝરત ઈસા (અલ.) ૩૮ વર્ષ સુધી જમીન પર રહેશે, આ રીતે હઝરત મહદી ઝુહૂર પછી જમીન પર કુલ નવ વર્ષ રહેશે. હઝરત ઈસા (અલ.)થી પહેલાં હઝરત મહદી સાત વર્ષ અને વફાતે મહદી પછી હઝરત ઈસા (અલ.) ૩૮ વર્ષ દુનિયામાં રહેશે, વચ્ચેના બે વર્ષ બંને નેતાઓ ભેગા પસાર કરશે.

(૨) આ વિગત પછી હવે અમે એ બીજી શકિતનુ વર્ણન કરવા લાયક થઈ ગયા છીએ જે પોતાની ટેકનોલોજી અને ધનથી મુસલમાનોને જરૂરી તાકાતનો અભાવ પૂર્ણ કરશે, એટલે કે ખુશનસીબ ઈસાઈ હઝરાત જે દયાળુ છે અને માનવતાની સેવા એખલાસથી કરે છે, તેઓ હઝરત ઈસા (અલ.)ના મુસલમાનોની જિહાદી જમાતમાં નુઝૂલ પછી તેમને પણ "આતંકવાદનું મહેણું" આપવાને બદલે તેમના પર ઈમાન લઈ આવશે, એમને આ સૌભાગ્ય તેમની પરંપરાગત રહમદિલી, અને ન્યાય પ્રિયતાને કારણે મળશે. આ લોકો યુરોપ અને અમેરિકાની સ્તબ્ધ કરનાર વૈજ્ઞાનિક શકિતમાંથી 'કેટલોક ભાગ' લઈને મુસલમાનોને આવી મળશે. ઉપર મેં યહૂદીના વર્ણનમાં 'કોઈ હદે' અને ઈસાઈ હઝરાતના વર્ણનમાં 'કેટલોક ભાગ'ના શબ્દનો જાણી જોઈને ઉપયોગ કર્યો છે, એ કારણે કે મુસલમાનોની સફળતાની વાસ્તવિક ટેકનોલોજી અંતરમાં ઈર્ષા અને કપટનો ખાત્મો અને બાહયમાં તકવા અને જિહાદ અપનાવવામાં છે. એટલે એવું નહિ હોય કે મુસલમાન પણ ટેકનોલોજી અને સૈન્ય તથા આર્થિક સાધનોમાં એ હદ સુધી પહોંચી જશે કે કુફ્રના પ્રભાવને ભૌતિક શકિત વડે ખતમ કરી નાખે. ના મારા આદરણીય ભાઈઓ! એવું નહિ

થાય. ઈસ્લામી યુધ્ધો હંમેશ અસમાન શકિતઓ વચ્ચે લડવામાં આવ્યા છે. અલ્લાહ વાળાઓ અને શૈતાની શકિતઓમાં દેખીતી રીતે જ આકાશ–જમીનનો ભેદ રહયો છે. જો એવું ન હોય તો હક અને બાતિલની પ્રગતિ અને વિજયના પ્રમાણો તો એક જેવા થઈ જશે. અલ્લાહની મદદ અને કુદરતનો મુસલમાનોના હિતમાં ઝુહૂરનો સમય પછી કયારે આવશે?

## ☆ હમણા પણ સમય છે ☆

કેટલીક વાતો ફકીર લોકો પોતાની મસ્તીમાં કહી દે છે. હમણાં સાંભળનાર એવું જ વિચારી રહયા હોય છે કે એનો અર્થ શું છે અને એનો સોર્સ શું છે? કે એટલામાં એનું સમર્થન નરી આંખે સામે આવી જાય છે. પાછલા લેખમાં મારી કલમથી એ વાકયો નકળી ગયા હતાઃ "૧૮૮૭ થી જમીનના કુદરતી ભ્રમણને પ્રભાવિત કરીને 'જમીનની નસ' સાથે અડપલાના પ્રયત્નો ચાલુ છે, એટલે સુધી કે જમીનનું ચુંબકીય ક્ષેત્ર ખતમ થઈ જશે અને તેનું પરિભ્રમણ રોકાઈને હદીસ શરીફમાં વર્ણવેલ દજ્જાલના ઝુહૂરની નિશાનીઓ પ્રમાણે મંદ પડી જશે. એક દિવસ એક વર્ષ સમાન, એક દિવસ એક મહિના સમાન અને પછી એક દિવસ એક અઠવાડિયા સમાન હશે."

આ વાકયો મેં કયા દ્રષ્ટિકોણથી કહયા હતા? પહેલા આને સમજી લો તો પછી આગળ ચાલીએ છીએ, હદીસ શરીફમાં આવે છે કેઃ "કયામત એ સમય સુધી કાયમ નહિ થાય જયાં સુધી પર્વતો પોતાના કેન્દ્ર થી ખસી ન જાય." આ રીતે હદીસ શરીફમાં છે કે કયામત નજીક સૂર્ય પશ્ચિમથી ઉદય પામશે. જયારે આ નિશાની જાહેર થઈ જાય તો તૌબાનો દરવાજો બંધ કરી દેવામાં આવશે, તે પછી કોઈ ઈમાન લાવે અથવા તૌબા કરવા ઈચ્છે તો સ્વીકાર્ય (મકબૂલ) નહિ હોય. જયારે અમે ખગોળ શાસ્ત્ર ભણાવતા હતા (અધિકતર વાચકોને ખબર હશે કે જામિઅતુર્રશીદમાં આ

વિદ્યા પર વિશેષ ધ્યાન આપવામાં આવે છે, અમારા ખગોળ ડિપાર્ટમેન્ટનું સંશોધન દુનિયાના મુસ્લિમ અને ગેરમુસ્લિમ નામાંકિત ખગોળ શાસ્ત્રીઓ કદરની દ્રષ્ટિએ જુએ છે અને સો ટકા વિશ્વાસ પાત્ર સમજે છે.) ખગોળ શાસ્ત્રમાં જયારે કિબ્લો રાખવાની ચર્ચા આવે છે તો સામાન્ય લોકો "દિશા દર્શક"નો ઉપયોગ કરે છે જયારે આ દિશાદર્શક પણ શંકાસ્પદ માધ્યમ છે, આમાં દસથી બાર ડિગ્રીનો તફાવત જોવા મળે છે, માટે લોકોને જોઈએ કે મસ્જિદનો કિબ્લા નકકી કરતાં સમય અથવા તપાસ કરતી વેળા મુસ્તનદ ઉલમાએ કિરામથી સંપર્ક કરે. પોતે આ કળાના નિષ્ણાંત બનવા પ્રયત્ન ન કરે, જેની બારાખડીથી પણ લોકો પરિચિત નથી હોતા.

આ તો એક વાત થઈ, બીજી વાત એ કે કયામત નજીક સૂર્ય પશ્ચિમ દિશાએથી ઉદય પામશે? તેનું ખગોળ વિદ્યાની દ્રષ્ટિએ વિશ્લેષણ કરતાં મગજને ચકકર આવી જાય છે. જમીન તો એમ જ "પરિભ્રમણ કરતો ગોળો" છે, પરંતુ જયારે તમે આ મુંઝવણ સમજાવવા પ્રયત્ન કરો છો તો થોડીવાર માટે ચકકર આવી જાય છે, તેની સરળ સમજૂતિ વિચારતાં વિચારતાં અને તે વિશે ધરતી શાસ્ત્રનું અધ્યયન કરતાં એ વાત હાથે લાગી જે પાછળના લેખમાં વર્ણન આવી ગયું હતું અને તેનું સમર્થન એ ચોંકાવનારી ખબરથી થઇ રહયું છે જે આ જ અઠવાડિયામાં હેડીંગ સાથે સમગ્ર વિશ્વના લોકો તરફ પોતાની તરફ આકર્ષી રહી છે, પરંતુ અફસોસ કે તેની પાછળના હેતુઓ પર ઓછા જ લોકો ધ્યાન આપશે.

હવે પહેલાં એક નજર તે ન્યુઝ અને તેમાં વર્ણવેલ એ પ્રયોગના હેતુઓ તથા સંભવિત ખતરાઓ પર, તે પછી ઈન્શાઅલ્લાહ એ પરિણામો જે હદીસ શરીફની ભવિષ્ય વાણી પુરી થતી દેખાશે. આ ખબર ૧૧, સપ્ટેમ્બર ૨૦૦૮ના દિવસે ગુરૂવારે દેશના બધા રાષ્ટ્રીય અખબારોમાં પ્રસિધ્ધ થઈ છે.

"ન્યુ કલીયાઇ રીસર્ચની યુરોપીયન સંસ્થા 'સરન'ની દેખરેખ હેઠળ વિશ્વમાં ફિઝીકસનો સૌથી શકિતશાળી પ્રયોગ શરૂ થઇ ગયો છે, જેનો હેતૂ બ્રહ્માંડના સર્જનનું રહસ્ય જાણવાનું છે. દુનિયામાં શારીરિક વિજ્ઞાનનો સૌથી શકિતશાળી પ્રયોગ જેના વિશે ત્રણ દાયકા પહેલાં વિચારમાં આવેલું, ૨૭ કિલોમીટર લાંબી સુરંગમાં કણોની પ્રથમ બીજા અથવા કિરણ છોડી દેવામાં આવી છે. પાંચ અબજ પાઉન્ડના ખર્ચે તૈયાર થયેલી આ મશીનમાં કણોને ભયજનક શકિતથી પરસ્પર ટકરાવવામાં આવશે, જેથી નવી ફિઝીકસમાં વિનાશની સજ્ઞાઓને જાહેર કરી શકાય. આ પ્રયોગનો બુનિયાદી હેતુ બ્રહ્માંડમાં બિગ બૈંગથી થોડીક ક્ષણો બાદની સ્થિતીઓને નવસર્જન કરવાનો છે. ફ્રાંસ અને સ્વિટ્ઝર લેન્ડની સરહદની નીચે ખોદવામાં આવેલી આ ખૂબ મોટી સુરંગમાં એક હજાર સિલીંડરના સ્વરૂપમાં ચુંબકોને સાથોસાથ રાખવામાં આવેલ છે. એ ચુંબકીય સિલીંડરથી પ્રોટ્રોન કણોનું એક કિરણ ઉદ્ભવશે, જે ૨૭ કિલો મીટર સુધી વર્તુળાકારમાં બનાવવામાં આવેલી સુરંગમાં ફરશે. સુરંગમાં પ્રોટ્રોન કણોના અથડાવવાથી બે કિરણો ઉદ્ભવશે, જેમને આ મશીનની અંદર પ્રકાશની ગતિથી વિરુધ્ધ દિશામાં મોકલવામાં આવશે, આ રીતે એક સેકન્ડમાં આ કિરણો અગિયાર હજાર ફેરા પૂર્ણ કરશે. BBCના કહેવા મુજબ વૈજ્ઞાનિકો બ્રહ્માંડના અસ્તિત્વમાં આવવાની થિયરી'બિગ બૈંગ'ની પરિસ્થિતિને જાણવા માટે જે પ્રયોગ કરી રહયા છે, તેના સંદર્ભે કેટલાક વિવેચકોએ આશંકા જાહેર કરી છે કે આ પ્રયોગના પરિણામો કયાંક એવી સ્થિતિ ન ઉદ્ભવે જેને 'બ્લેક હોલ' કહેવામાં આવે છે, બ્લેક હોલ એવા સમયે ખતરનાક હોય છે જયારે તેનું જીવન અને બળ ઘણું વધારે હોય, પછી તેમાં વસ્તુઓને પોતાની તરફ ખેંચી શકવાની ક્ષમતા હોય છે.

ખબરના અંતમાં વેજ્ઞાનિકોએ જે આશંકાઓ વ્યકત કરી છે, વાસ્તવમાં વાત એનાથી પણ આગળની છે.બ્રહ્માંડને વશમાં કરવાનું જે

આયોજન "યહૂદી બિગ બ્રધર્સ"એ બનાવ્યું છે, આ પ્રયોગ તેનો એક ભાગ છે. આમાં ૮૦ વૈજ્ઞાનિકો (બે પાકિસ્તાનીઓ સહિત) સામેલ છે, તેમની બહુમતિ યહૂદી છે. આના પર જે દસ અબજ ડોલર ખર્ચ થયા છે, તે યહૂદે કમાવેલો વ્યાજ છે. આ વાસ્તવમાં કરવા શું ઈચ્છે છે? આ જૂઠા જમીનના ખુદા (દજ્જાલ)ના ઝુહૂરથી પહેલા જમીનને એટલી વશમા કરી લેવા ઈચ્છે છે કે તેનું ભ્રમણ તેનાથી ઉદ્દ્ભવનાર ઋતુઓ, વરસાદ, પવનો, ખેતીના પાકો, પાણી, વનસ્પતિ, જંગલો ....... જેવી દરેક વસ્તુ પર તેમને કન્ટ્રોલ પ્રાપ્ત થઈ જાય જેથી જમીન પર તેને જીવવા દે જે દજ્જાલને ખુદા માને અને જે તેની જૂઠી ખુદાઈને તરછોડી દે તેનું મુશ્કેલ કરી દેવામાં આવે. આ વાસ્તવમાં એ ઈબ્લીસી મિશન પૂર્ણ કરવાનું છે જેના પ્રમાણે દજ્જાલ જેને ઈચ્છે ભોજન આપશે, જેને ઈચ્છશે ભૂખ્યો મારશે, જેની ધરતીમાં ઈચ્છશે પાક ઉગશે, જેની જમીનથી ઈચ્છશે વરસાદ પણ થંભી દેશે.

આ તો પેલા આયોજનના હેતુઓ છે, તેના પરિણામો શું થશે? સમય થંભી જશે અને દજ્જાલના બહાર આવવાની શરત પૂરી થઈ જશે. પ્રખ્યાત હદીસ શરીફ પ્રમાણે જયારે દજ્જાલ નીકળશે તો જમીન પર ચાળીસ દિવસ રહેશે. પ્રથમ દિવસ એક વર્ષ સમાન, બીજો એક માસ સમાન, અને ત્રીજો એક અઠવાડિયા સમાન હશે. આ રીતે આ દુનિયામાં રોકાણની કુલ મુદત એક વર્ષ બે માસ અને ચૌદ દિવસ થાય છે. કેટલાક મુહદ્દિસીને એ ફરમાવ્યું હતું કે આ દિવસ વાસ્તવમાં લાંબા નહિ હોય, પરેશાનીના કારણે લોકોને લાંબા લાગશે, પરંતુ અલ્લામા નવ્વી (રહ.) શરહે મુસ્લિમમાં ફરમાવે છે કે અધિકતર ઉલમાએ હદીસના દ્રષ્ટિકોણથી તેનો જાહેર અર્થ જ છે એટલે કે આ દિવસો ખરેખર એટલા લાંબા હશે કે જેટલા હદીસ શરીફમાં વર્ણન છે. આ વાત પર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ફરમાન પણ ખુલ્લી દલીલ છે કે અન્ય દિવસો

સામાન્ય દિવસોની જેમ હશે. માલૂમ પડયું કે પહેલાં ત્રણ દિવસ સામાન્ય દિવસો કરતાં અલગ પ્રકારના હશે અને દજ્જાલનો ફિત્નો એવો નથી કે તેનાથી ઉદ્ભવનાર પરેશાની ત્રણ દિવસમાં ખતમ થઇ જાય. અલ્લાહ તઆલા એ ઉલમાએ કિરામ અને મુહદ્દેસીને કિરામને ઉત્તમ જઝાએ ખૈર આપે, જેમણે હદીસ શરીફ આપણાં સુધી વાસ્તવિક રૂપમાં અને તેની સમજુતિ પણ આપણા સુધી પહોંચાડી. કેટલાક અર્થ એવા હતા કે જે વિતેલા જમાનામાં સમજી શકાતાં ન હોતાં, પરંતુ આજે એમને સમજવું સરળ છે. આવો જોઇએ કઇ રીતે?

સમજવામાં આવતું હતું કે જમીનનું પરિભ્રમણ પોતાની ધરીમાં દરેક સદીમાં ૧૦૪ મિલી સેકંડ મંદ થઇ રહયું છે, આ પરિભ્રમણના કારણે રાત–દિવસ થાય છે, પરંતુ આધુનિક સંશોધનના પરિણામે વૈજ્ઞાનિકોએ શોધ્યું છે કે ગતિમાં આ મંદપણું કેટલીક વખતે ઝડપથી વધુ મંદ થાય છે, અને તેના ત્રણ કારણો છે:

(૧) વિભિન્ન ગ્રહોનું ગુરૂત્વાકર્ષણ બળ આ ગતિમાં મંદપણું લાવવાનું કારણ બને છે, કેમકે તે પૃથ્વીને પોતાની તરફ આકર્ષે છે.

(૨) પરિભ્રમણની ગતિ મંદ પડવાની પ્રક્રિયામાં પવનોનો પણ ફાળો છે. વાસ્તવિકતા એ છે કે ત્વરિત પરિભ્રમણમાં મંદપણું લાવવાની ૯૦% પ્રક્રિયા પવનોમાં ફેરફાર કરે છે, જો પવનની ગતિ વધી જાય છે તો પૃથ્વીના ગોળાની ગતિ મંદ પડી જાય છે.

(૩) ત્રીજું અને મહત્વનું કારણ Haarp નામક સંસ્થા છે. યહૂદી મૂડીની શકિતથી યહૂદી વૈજ્ઞાનિકોની દેખરેખ હેઠળ ચાલનારી આ સંસ્થા ઋતુઓની પ્રણાલિમાં ફેરફાર, પૃથ્વીની ધરીના પરિભ્રમણમાં મંદપણું લાવવા, અને ધરતી પર ભૂકંપોમાં વધારો કરવાની પણ જવાબદાર છે. Haarp એક પ્રોજેકટ છે, તેનું ફુલ ફોર્મ "હાઇ ફ્રિકવેન્સી એકટીવ ઇંકટો



આરોરલ રિસર્ચ પ્રોજેક્ટ." ૧૯૮૭-૯૨ દરમિયાન આ સંસ્થાના વૈજ્ઞાનિકોએ એક એવું હથિયાર પેટંટ કરાવ્યુ જે જમીનની અંદરના ચુંબકીય ક્ષેત્રમાં ગમે ત્યારે ફેરફાર કરી શકે છે. ૧૧ ઓગષ્ટ ૧૯૮૭ના રોજ રજિસ્ટર્ડ થનાર આ સૈનિક હથિયારનો પ્રખ્યાત વૈજ્ઞાનિક બરનાર્ડ જે ઈસટલેન્ડ એ શોધ કરી હતી. ઇ.સ. ૧૯૯૪માં અમેરિકન સંરક્ષણ વિભાગના સૌથી મોટા મિલિટ્રી કંટ્રીક્ટ્રઝ 'ઇ સિસ્ટમ્ઝ'એ આ હથિયાર ખરીદયું અને વિશ્વમાં સૌથી મોટું આયનિક હીટર નિર્માણ કરવાનો કોન્ટ્રાકટ લીધો. આ હથિયાર વાતાવરણમાં દબાણ પેદા કરીને પૃથ્વીના ગોળાની પ્રાકૃતિક શકિતઓમાં ફેરફાર અને ભૂકંપોમાં ખૂબ વધુ પ્રમાણમાં વધારો લાવી શકે છે. આ ફેરફાર દજ્જાલી મિશન પુરૂં કરવા અને દજ્જાલના જાહેર થવામાં ઉતાવળનું પ્રયત્ન છે. આપે જોયું હશે વિતેલા વર્ષોમાં જમીનની ઋતુઓમાં અસામાન્ય ફેરફાર આવી રહયા છે, યહૂદી વૈજ્ઞાનિક વાતાવરણમાં કઇ રીતે પ્રેસર પેદા કરી શકાય અને શું તેઓ ખરેખર વાતાવરણમાં પ્રેસર પેદા કરી લે છે? એનો જવાબ છે એ વાતાવરણને આયોનાઈઝ અથવા ડી આયોનાઈઝ કરીને પ્રેસર પેદા કરી લે છે. ઈ.સ. ૧૯૫૮માં વ્હાઈટ હાઉસના સલાહકાર (ઋતુઓનો વિભાગ) કેપ્ટન હાવર્ડ ટી ઓરવેલે કહયું હતું કે સંરક્ષણ વિભાગ અવલોકન કરી રહયું છે કે એવી પધ્ધતિઓ શોધવામાં આવે જેના વડે ધરતી અને આકાશમાં આવનાર ફેરફારોનો ઉપયોગ કરીને ઋતુઓને પ્રભાવિત કરી શકાય. ઉદાહરણ તરીકે કોઇ વિશેષ ભાગમાં વાતાવરણને એક ઈલેકટ્રોનિક બીમ વડે આયોનાઈઝ અથવા ડી આયો નાઈઝ કરી શકાય. આ ઈ.સ. ૧૯૫૮ની વાત છે અને હવે ૨૦૦૮ છે. યહૂદી વિજ્ઞાનિકોના જમીનના કુદરતી તંત્ર સાથે અડપલાં અને તેને પોતાના વશમાં કરવાના પ્રયત્નો ઘણાં આગળ વધી ગયા છે અને કદાચ એ સમય દૂર નથી જયારે

તેઓ એવી કોઈ હરકત કરશે કે આપણી પૃથ્વીનું કુદરતી પરિભ્રમણ કોઈ 'બિગ બેન્ડ'ના પરિણામે ખૂબ જ પ્રભાવિત થાય. સમય થોડીક વાર માટે થંભી જાય અને પછી થોડીક વાર બાદ પોતાની અસલ સ્થિતિમાં આવી જાય. દાખલા તરીકે ત્રણ દિવસ પછી જેમાંથી પ્રથમ દિવસ ઘણોં લાંબો (એક વર્ષ સમાન) બીજો થોડોક ઓછો (માસ સમાન) અને ત્રીજો એનાથી ઓછો (અઠવાડિયા સમાન) થાય. આ વિશ્લેષણની વિગત થોડીક સ્પષ્ટા માંગે છે. આવો! તેના પર એક દ્રષ્ટિ નાખીએ.

આપણી પૃથ્વી એક વિકરાળ ચુંબક છે, જે પરિભ્રમણની વિભિન્ન ડિગ્રીઓ સાથે ચુંબકીય ક્ષેત્ર સર્જે છે. પૃથ્વી જેટલી ગતિમાં પરિભ્રમણ કરે છે, તે જ પ્રમાણે શકિતશાળી અને ગાઢું ચુંબકીય ક્ષેત્ર બને છે. એક અન્ય શકિત પણ છે, પૃથ્વીના પરિભ્રમણમાં પ્રત્યક્ષ સંબંધ ધરાવે છે. અને તે "જમીનની નિરંતર અથડામણ" છે. અને Schumman cavity resonance કહેવામાં આવે છે. બીજા શબ્દોમાં આને "જમીનની નસ" પણ કહી શકાય. આની ઓળખ ઈ.સ.૧૮૯૯માં થઇ હતી, ત્યારથી ઈ.સ. ૧૯૮૦ના દાયકા દરમિયાન સુધી જમીનની નસ ૭.૮ હર્ટઝ અથવા ૭ સાઇકલ પ્રતિ સેકન્ડ હતી પરંતુ ઈ.સ. ૧૯૮૬–૮૭ પછી જયારથી વાતાવરણ સાથે બર્નાડ જે. ઈસ્ટલેન્ડના શોધેલા સાધનો વડે અડપલાં કરવામાં આવ્યાં, નસની ગતિમાં પણ ઝડપ આવી ગઇ છે. ઈ.સ. ૧૯૯૫ના અંત સુધી એક અંદાજ મુજબ આ ૮.૬ હર્ટઝ હતી અને હવે સાંભળવામાં આવ્યું છે કે આ ૧૦–૦ની નજીક પહોંચી ગઈ છે, આમાં વધુ ઉમેરો થઈ રહયો છે. ઉપરોકત વર્ણવેલ પ્રયોગો અને આના જેવા અન્ય પ્રયોગોથી આમાં ઝડપથી વધારો થશે, ખૂબ જ વધુ શકયતા રહેલી છે કે જયારે જમીનની ગુમક ૧૩ સાયકલ્સ પ્રતિ સેકન્ડ સુધી પહોંચશે તો એક એવો સમય આવશે કે ચુંબકીય ક્ષેત્ર ઝીરો નજીક પહોંચી જશે.

Awakening to zero poit નામક અરેરાટી સર્જનાર વૈજ્ઞાનિક રહસ્યોનું વિસ્ફોટ પર પુસ્તકનો લેખક ક્રેગ બ્રીડન આ સમયને "ઝીરો પોઈન્ટ" કહે છે, જયારે પૃથ્વીનું ચુંબકીય ક્ષેત્ર બિલ્કુલ નાશ પામશે કેમ કે આપણા ગ્રહનું પરિભ્રમણ થંભી જશે.

દજ્જાલના વિનાશ પછી જયારે હઝરત મસીહ અલયહિસ્સલામ ઈન્તેકાલ ફરમાવશે અને દુનિયાનો અંતિમ સમય નજીક આવી જશે તો પૃથ્વી થોડીક ક્ષણો માટે પોતાની ધરી ભ્રમણ કરવાનું ત્યજી દેશે અને પછી વિરુધ્ધ દિશાએ પોતાની ધરી પર ફરશે, તો સૂર્ય એક દિવસ માટે પશ્ચિમથી ઉદય પામશે, તે પછી પરિભ્રમણ રાબેતા મુજબ થઈ જશે અને સૂર્યનો પૂર્વ દિશાએ ઉદય થશે.

ખૂબ જ શકય છે કે તેનું જાહેરી કારણ પણ બ્રહ્માંડના કુદરતી તંત્રમાં યહૂદની અપ્રાકૃતિક દખલગીરીનું એ પ્રયત્ન હોય જે તેઓ ઝુહૂરે દજ્જાલથી પહેલાં તેના સ્વાગત માટે કરતા રહયા. તેની કેટલીક અસરો તો પૃથ્વીનું પરિભ્રમણ થંભીને ત્રણ દિવસો સુધી પ્રભાવિત થઈ જવાથી જાહેર થાય અને કેટલીક અસરો દજ્જાલની હલાકત પછી કયામતથી જરા પહેલાં જાહેર થાય. આ ફકત સંભવિત વિશ્લેષણ છે, તેનાથી વધુ કશુ નથી. દરેક વસ્તુનું વાસ્તવિક કારણ અલ્લાહ રબ્બુલ ઈઝઝતનો આદેશ છે. એ સર્વ શકિતમાન કોઈ પણ જાહેરી કારણનો મોહતાજ નથી. અને કોઈ વસ્તુ તેના વાસ્તવિક આદેશનું જાહેર કારણ બની જાય તો આ તેની "અમ્રે કુન"નું માધ્યમ છે. ન કોઈ વસ્તુ અલ્લાહના વશથી બહાર છે અને ન કોઈ શકિત તેની મરજી વિરુધ્ધ કંઈક કરી શકે છે. ઉપર જે કંઈ લખવામાં આવ્યું છે તે આ અપૂર્ણ સમજની અપૂર્ણ અભિવ્યકિત છે. હકીકત તો અલ્લાહ બહેતર જાણે છે. અહીં આ બધી વિગતોનો હેતુ એક યાદ આપવાનું છે. હદીસ શરીફમાં આવે છે કે ત્રણ ઘટનાઓ એવી બનશે જે એક બીજા પછી

દેખાશે, અને પછી નવરા લોકો પાસે પણ સમય નહિ હોય, અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: જયારે આ ત્રણ વાતો દેખાશે તો પછી કોઇ એવા માણસનું ઈમાન લાવવું તેને લાભ આપશે નહિ, જેણે પહેલા ઈમાન કબૂલ કર્યો ન હોતો અથવા તે પહેલાં ઈમાન સાથે કોઇ ખૈરનું કામ કર્યુ ન હોતું.

(૧) જયારે સૂર્ય પોતાના અસ્ત થવાના સ્થળેથી ઉદય પામવાનું શરૂ કરી દે.

(૨) દજ્જાલનું જાહેર થવું.

(૩) અને જમીનના પ્રાણીનું જાહેર થવું. (સહીહ મુસ્લિમ)

એ જ સમય વિશે અલ્લાહ તઆલાએ કુર્આન પાકમાં ફરમાવ્યું : "જે દિવસે તમારા રબની કેટલીક વિશેષ નિશાનીઓ દેખાઇ દેશે તે પછી એવી વ્યકિતનું ઈમાન લાવવું કોઇ લાભ નહિ આપે, જે પહેલાં ઈમાન ન લાવી હોય અને જેણે પોતાના ઈમાનમાં કોઇ ભલાઇ કમાવી ન હોય." (કુર્આન) જયારે આ નિશાનીઓ જાહેર થઇ જશે તો પછી તૌબાનો દરવાજો બંધ કરી દેવામાં આવશે. પછી ઈમાન લાવવાનો કોઈ લાભ નહિ થાય. માટે આપણી પાસે હમણા પણ સમય છે, ભવિષ્યમાં નથી ખબર કે આ સમય આપણી પાસે રહે છે કે યહૂદના અડપલાંથી થંભી જાય છે. હે મારા ભાઈઓ! આ રમઝાનને સાચી તૌબાનું માધ્યમ બનાવી લો. (આ લેખ રમઝાનમાં લખવામાં આવ્યો હતો) આ વખતના રોઝાઓને સાચા તકવાનું માધ્યમ બનાવી લો. જિહાદ ફી સબીલિલ્લાહ માટે જાન–માલ લગાડવા, ઈજ્જત આબરૂ લૂંટાવાનું નકકી કરી લો, નહિતર કોને ખબર કે મહેતલ પૂરી થઇ જાય...... સમાપનનું પ્રારંભ થઇ જાય અને આપણે અફસોસ કરતાં રહી જઇએ.

# ☆ જયારે લાદીને ચાલશે વણજારો ☆

**હઝરત મહદીની મદદનીશ ત્રણ શકિતઓ:**

હવે આપણે અસલ પ્રશ્ન તરફ આવીએ છીએ, અમે માન્યું છે કે હઝરત મહદીની સાથે ત્રણ પ્રકારની શકિતઓ થઇ જશે:

(૧) સાલેહ અને લાયક મુસલમાન.

(૨) નેક બખ્ત યહૂદી, તેમની મૂડી અને જ્ઞાન.

(૩) ખુશનસીબ ઈસાઇ અને તેમની અનુભવી ટેકનોલોજી.

અને પછી ખુદ હઝરત મહદીની લાયકાત, બુધ્ધિ, હિંમત અને તેમની સાથે ગૈબી મદદ અને હિદાયત (અર્થાત્ દરેક અવસરે ખરા નિર્ણયની ક્ષમતા) પણ હશે....... પરંતુ તે બધું હોવા છતાં સાત વર્ષના આટલા ઓછા સમયમાં આખરે કઇ રીતે તેઓ શકિતના એ પર્વતોને જગ્યાએથી હચમચાવી શકશે, જે વિતેલા બસો–ત્રણસો વર્ષોમાં પશ્ચિમે ઢગ લગાવીને ઊભા કર્યા છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે બાહયમાં સુન્નતની સંપૂર્ણ ઈત્તેબા અને અંતરમાં રબ્બે તઆલાથી સંપૂર્ણ સંબંધની બરકતથી અલ્લાહ પાક તેમના સંઘર્ષ અને જિહાદમાં એવી બરકત અતા ફરમાવશે કે બ્રહ્માંડમાં કાર્યરત ગુપ્ત શકિતઓ તેમની સાથે થઇ જશે. પશ્ચિમની દજ્જાલી તાકાત ફકત ભૌતિક વાદ પર ટકેલી છે, અને અલ્લાહની નજરમાં તુચ્છ અને હકીર છે. અલ્લાહ તઆલાને દરકાર નથી કે તે તુચ્છ અને નફસ પરસ્ત લોકોને આ તુચ્છ વસ્તુ આપી દે. તેની તુલનામાં હઝરત મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામ ઉચ્ચ દરજા અને રૂહાની વ્યકિતત્વના માલિક હશે.

☆ હઝરત મહદીને અલ્લાહ તઆલા એક રાતમાં સલાહ (ના ઉચ્ચ સ્થાન) સુધી પહોંચાડી દેશે. (હદીસ શરીફ)

☆ હઝરત મહદી વિરુધ્ધ નીકળનાર પ્રથમ સેના જેનો સેના પતિ સુફિયાની નામનો માણસ હશે, જમીનની અંદર ધસાવી દેવામાં આવશે.

☆ હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે (એક વાર) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિ.)ને પૂછયું: શું તમે કોઈ એવા શહેર સંબંધિત સાંભળ્યું છે કે જેની એક બાજુ જમીન અને બીજી બાજુ દરિયો છે? સહાબા (રદિ.)એ અરજ કરી, હા જી, યા રસુલલ્લાહ! ફરમાવ્યું કયામત તે દિવસ સુધી કાયમ નહિ થાય જયાં સુધી કે બની ઈસ્હાકની સિત્તેર હજાર વ્યકિતઓ આ શહેરના લોકોથી જિહાદ કરી લે. માટે, મુજાહિદીન જયારે ત્યાં પડાવ કરશે તો ન હથિયારોથી લડશે અને બાણ ફૈંકવાની નોબત આવશે, ફકત એક વાર:

لااله الا الله والله اكبر

કહેવાથી શહેરની સંરક્ષક દિવાલનો એક ભાગ પડી જશે.

**એક મહત્વનું બિંદુ:**

આ રિવાયતમાં એક શબ્દ سبعون ألفا من بنى اسحق આવ્યું છે, એટલે બનુ ઈસ્હાકમાંથી સિત્તેર હજાર મુજાહિદીન. આ અંગે અમુક મુહદ્દેસીનનું મંતવ્ય એવું છે કે વાસ્તવમાં અહી "બની ઈસ્માઈલ"નો આશય છે એટલે કે મુસલમાન, કેમકે બની ઈસ્હાક તો અહલે કિતાબ છે, તેઓ કેમ મહદી સાથે મળીને જિહાદ કરશે? મુસ્લિમ શરીફના બધા નુસખાઓમાં "મિમ બની ઈસહાક"જ લખેલું છે.

**અલ્લામાં નવવી (રહ.) લખે છે:**

قال القاضى: كذا هو فى جميع أصول صحيح مسلم: "من بنى اسحق" قال: قال بعضهم: المعروف المحفوظ "من بنى اسمٰعيل وهو الذى يدل عليه الحديث و سياقه؛ لأنه انما أراد العرب، وهذه المدنية هى

القسطنطية." (نووی علی هامش مسلم ۳۹۶/۴)

અનુવાદ: "કાઝી અયાઝે" કહયું છે કે: "મિન બની ઈસ્હાક'નો જ શબ્દ મુસ્લિમના બધા નુસખાઓમાં આવ્યું છે, અલબત્ત, પ્રખ્યાત અને મુસ્તનદ વાત એ છે કે તેનો આશય 'બની ઈસ્માઈલ' હશે કેમકે આ અર્થ પર હદીસની દલીલ પણ છે અને હદીસનો હાર્દ પણ આ જ છે કેમકે આનો આશય અરબ છે અને શહેરનો અર્થ કુસ્તુનતુનિયા (ઈસ્તંબૂલ) છે.

કુસ્તુનતુનિયા તુર્કીની રાજધાનીનું જૂનું નામ છે. આ શહેરનો કેટલોક ભાગ એશિયામાં છે અને કેટલોક યૂરોપમા. લાગે છે કે યુરોપી યુનિયન ઈસ્તંબૂલના તે ભાગ પર કબજો કરી લેશે જે યૂરોપમાં છે. મુસલમાન જિહાદ કરીને તેને યૂરોપથી પાછો મેળવી લેશે.

બની ઈસ્માઈલ માટે બની ઈસ્હાકનો શબ્દ લાવવાનું એક કારણ એ પણ હોઈ શકે છે કે હઝરત ઈસહાક (અલ.) બની ઈસ્માઈલના કાકા છે અને:

عمُّ الرجل صِنو أبيه

(કાકા પિતાના સ્થાને હોય છે)ના કાનૂન મુજબ કાકા તરફ સંબંધ પણ યોગ્ય છે.

કેટલાક સંશોધકોનું કહેવું છે કે જો હદીસને આના બાહય અર્થ પર જ રાખીએ તો બની ઈસ્હાકનો આશય એવા અહલે કિતાબ હશે, જે તે જમાનામાં મુસલમાન બનીને મહદીની સેનામાં સામેલ થઈ જશે જેવું કે કેટલીક રિવાયતોમાં આવે છે.

અને કેટલાકનું કહેવું છે કે અહીં બનુ ઈસ્હાક જ યોગ્ય છે, આનો અર્થ પઠાન મુજાહિદીન છે કે ઈતિહાસ કારોના એક વર્ગના મત પ્રમાણે વાંશિક રીતે આ અહલે કિતાબ છે અને તાલિબાનના સ્વરૂપમાં હઝરત મહદીની સાથે હશે.

☆ એક મહત્વની સ્પષ્ટા:

પછી આ જુઓ કે હદીસ શરીફમાં સ્પષ્ટા છે: "ન હથિયારોથી લડશે ન બાણ ચલાવવાની નોબત આવશે." આથી માલૂમ પડયું કે મુસલમાનો પોતાની રીતે જે શ્રેષ્ઠ સાધનો હોય, તેમને પ્રાપ્ત કરે અને દીનના વિજય માટે બલિદાનો આપે અને આપતાં રહે, આગળ એક સમયે અલ્લાહ પાક જાતે જ ગેબથી કોઇ પરિસ્થિતિ પેદા ફરમાવશે.

આ વાત એ સમયે વધુ સ્પષ્ટ થઇ જાય છે જયારે આપણે હઝરત ઈસા (અલ.)ના નુઝૂલ (અવતરણ) પછીની ઘટનાઓનું અવલોકન કરીએ છીએ. હઝરત ઈસા (અલ.) જે દિવસે ફજરની નમાઝમાં અવતરશે, તે દિવસે ફજર પછી દજ્જાલ અને તેની યહૂદી સેના (અમેરિકન અને ઈસ્રાઈલ આર્મી) વિરુધ્ધ જિહાદ શરૂ કરી દેશે. દજ્જાલ એમને જોતાં જ દુમ દબાવીને ભાગી જશે. તેની બધી શૈતાની અને ભૌતિક શકિતઓ લુપ્ત થઇ જશે અને સાંજ સુધી દરેક વૃક્ષ અને પથ્થર પુકારીને મુજાહિદીનને કહેશે : "હે અલ્લાહના બંદા! આ યહૂદી મારી પાછળ ઊભો છે, એને ખતમ કરી દો." હવે કહો! જયારે દજ્જાલ તેમને જોઇને જ ઓગળવાનું શરૂ કરી દેશે. (કદાચ તેમાં સિકસ મિલિયન ડોલર મૈન અથવા ટર્મીનેટરની જેમ આંશિક રીતે ધાતુના અવયવો સામેલ કરી દીધા હશે.) ફિત્ના કરનાર યહૂદી, મુજાહિદીનના હાથે સાંજ સુધી બરબાદ થઇ જશે તો એક દિવસમાં કઇ વૈજ્ઞાનિક ટેકનોલોજી હશે જે અહલે હકને પ્રાપ્ત થઇ જશે?

જો આપ આ માહિતીઓની સ્પષ્ટા ઇચ્છતા હોવ કે તકવા અને જિહાદના જોરે ગૈબી શકિતઓ કમજોર અને નિર્બળ મુસલમાનોની સાથે હશે અને બાતિલ (અસત્ય)ની ભૌતિક તાકાતને ઓગળાવી દેશે, માટે આપણે ભૌતિક શકિત ક્ષમતા પ્રમાણે પ્રાપ્ત તો કરવી જોઇએ પરંતુ તેનાથી ડરવું કે તેને અંતિમ માર્ગ સમજવું ન જોઈએ ....... તો આની સ્પષ્ટા પણ



મળી શકે છે."અલામાતે કયામત"માં અદુર્રુલ મંસૂરના સંદર્ભથી આ હદીસ છે.

""ઈસા બિન મરયમ અવતરશે, માટે લોકોની આંખો અને પગો વચ્ચેથી અંધકાર દૂર થઈ જશે (અર્થાત એટલો પ્રકાશ થઈ જશે કે લોકો પગ જોઈ શકશે) તે સમયે ઈસા (અલ.)ના શરીરે એક કવચ હશે, ત્યારે લોકો તેમને પૂછશે કે આપ કોણ છો? તેઓ ફરમાવશે કે હું ઈસા ઈબ્ને મરયમ અલ્લાહનો બંદો અને રસૂલ છું અને તેની (પેદા કરેલી) જાન અને તેનો કલિમો છું. (એટલે કે બાપ વગર ફકત તેના કલિમા 'કુન'થી જન્મયો છું.) તમે ત્રણ પરિસ્થિતીઓ માંથી એકને અપનાવી લો. (૧) અલ્લાહ તઆલા, દજ્જાલ અને તેની સેનાઓ પર મોટો અઝાબ આકાશથી નાઝિલ કરી દે. (૨) તેમને જમીનમાં ધસાવી દે....... અથવા (૩) તેમની ઉપર તમારા હથિયારો છવાઈ જાય અને તેમના હથિયારોથી તમને થંભી દે. મુસલમાન કહેશે કે "હે અલ્લાહના રસૂલ! આ (અંતિમ) સ્થિતિ અમારા માટે અને અમારા હૃદયો માટે વધુ સંતોષ જનક છે, માટે એ દિવસે તમે ખૂબ ખાવા-પીવા વાળા (અને) હૃષ્ટ પુષ્ટ યહૂદીને (પણ) જોશો કે ભયને કારણે તેનું હાથ તલવાર નહિ ઉપાડી શકે. પછી મુસલમાનો (પર્વતથી) ઉતરીને તેમની ઉપર છવાઈ જશે અને દજ્જાલ જયારે (ઈસા) ઈબ્ને મરયમને જોશે તો સીસા (એક ધાતુ)ની જેમ ઓગળવા લાગશે એટલે સુધી કે ઈસા અલયહિસ્સલામ તેને પકડી લેશે અને કતલ કરી નાખશે."

હવે કહો! જયારે પરિણામ જ તકવા અને જિહાદ નિરંતરની બરકતથી દુશ્મનના હથિયારો બેકાર થઈ જવા અને મુસલમાનોના લાંબા સંઘર્ષ પછી તેમને યહૂદ પર છવાઈ દેવા પર મોકૂફ છે તો પછી એ વાત પર દુઃખનો શું લાભ કે શત્રુ પાસે આ છે અને તે છે, અને તેથી દુઃખી થવાથી શું મળશે કે આપણી પાસે આ નથી અને તે નથી. આપણે એ

વાતથી કયારેય હેરાન થવું જોઈએ નહિ કે ફલાણી કોમ્પ્યુટર સીસ્ટમ આપણી પાસે નથી અથવા આપણે આટલા ફૂટ ઊંચે ઊડાન ભરી શકતા નથી. આપણે આપણી રીતે જાઈઝ માધ્યમો વડે મળેલા સાધનોને લઈને કાર્ય ચાલુ રાખવું જાઈએ અને બસ! ભૌતિક શકિતથી પ્રભાવિત થવાની જરૂર નથી, અને એની પણ ચિંતા કરવાની જરૂર નથી કે અમે એમની સમાનતા પ્રાપ્ત કર્યા વગર કઈ રીતે તેમની ઉપર વિજય મેળવીશું? હા, એ વાતે અવશ્ય ચિંતિત થવું જોઈએ કે ફજરની નમાઝની પાબંદી નથી થઈ રહી. (આ હઝરત ઈસા અલ.ના નુઝૂલનો સમય છે.) અથવા અસરની જમાત નિયમિત નથી (યહૂદીઓના સંપૂર્ણ નાશનો સમય છે.) તકવા અમલમાં છે ન માત્ર સદવર્તન અને વ્યવહારમાં (હઝરત મહદી અને હઝરત ઈસા અલ.ના સાથી રાત્રે મુસલ્લા પર અને દિવસે ઘોડાઓ પર સવાર થશે. આપણાંમાં રાત્રે ઈબાદત કરનારા અને દિવસે જિહાદ કરનારા કેટલા છે?) જિહાદને હરામ અથવા આતંકવાદ કહેનારાઓના દુષપ્રચારથી કોઈ પ્રભાવિત તો નથી થઈ ગયું? (હઝરત મહદીના સાથી એ જ હશે જે અંત સમય સુધી સમગ્ર વિશ્વના વિરોધ અને ટોણાં મહેણાની દરકાર કર્યા વિના જિહાદની બરકતવંત ફરજ પર અડગ રહેશે) જિહાદની શારીરિક, માનસિક, વૈચારિક અને સૈન્ય કેળવણીથી કોઈ ગાફિલ નથી (હઝરત મહદીની સાથે એ લોકો ચાલી શકશે નહિ જેમને જાન–માલ, આરામ, ઘરબાર, પત્ની, સંતાનોનો પ્રેમ અલ્લાહના માર્ગમાં જવાથી રોકે છે.)

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, મારી ઉમ્મતમાંથી એક જમાત કયામત સુધી નિરંતર હક પર સંઘર્ષ કરતી રહેશે (અને) છવાયેલી રહેશે. ફરમાવ્યું, પછી (તેમનામાં) ઈસા ઈબ્ને મરયમ (અલ.) અવતરશે તો તેમનો અમીર કહેશે કે આવો! અમને નમાઝ

પઢાવો! તેઓ કહેશે નહિ! બલકે તમારામાંથી અમુક અમુક પર અમીર છે (માટે ઉમ્મતી આગળ વધીને ભૂતપૂર્વ નબીને નમાઝ પઢાવશે જેથી ખત્મે નબુવ્વતનો મસઅલો સ્પષ્ટ થઇ જાય) એ ઉમ્મતની અલ્લાહની નજીક માન અને આદરને કારણે.

ઈમાન વાળાઓને જોઇએ કે પોતાને તે સમય માટે માનસિક અને શારીરિક રીતે તૈયાર કરી લે જયારે જિહાદ જ ઈમાનનું માપદંડ હશે. હઝરત મહદી સાથે એ જ જઇ શકશે, જેણે અગાઉથી જિહાદની તૈયારી કરી રાખી હશે. અણીના સમયે તો જયારે વણજારો લાદીને ચાલશે, બધું વૈભવ પડયું રહી જશે.

## કિરચ (દ્વિધારી તલવાર)

**ત્રીજી વાત: હઝરત મહદી કયારે જાહેર થશે?**

આ પ્રશ્ન કે હઝરત મહદી તલવાર કયારે પ્રકટ થશે? એટલે મહત્વનો નથી જેટલો નાજુક છે. આ એવી દ્વિધારી તલવાર (કરચ) છે કે થોડીક લપસણી કયાંથી કયાં પહોંચાડી શકે છે. પહેલાં તો કુર્આન કરીમની હિદાયત જોઇ લઇએ. આ જો કે કયામત સંબંધિત છે, પરંતુ હું એક થી વધુ વાર અરજ કરી ચૂકયો છું કે કયામતની નિશાનીઓ પણ કયામતની જેમ અસ્પષ્ટ છે. તેમાં સાંકેતિક ભાષાનો ઉપયોગ થયો છે અને આ વિષયનો સંપૂર્ણ રસ એ જિજ્ઞાસામાં છે, જે આ ગૂંચવણ અને દ્વિ–અર્થો સાંકેતિક શબ્દકોશથી ઉદ્દભવે છે.

સૂરએ બની ઈસરાઇલમાં છે કે: ﴿قُلْ عَسٰى اَنْ يَّكُوْنَ قَرِيْبًا﴾ (હે નબી)" આપ ફરમાવી દો ખૂબ શકય છે કે તે સમય એક દમ જ નજીક છે." (આયત:૫૧) બિલકુલ આ જ પ્રકારની એક વાત સૂરએ અલ મઆરિજમાં પણ આવેલી છે:

﴿اِنَّهُمْ يَرَوْنَهٗ بَعِيْدًا، وَ نَرٰىهُ قَرِيْبًا﴾

"આ લોકો તેને દૂર સમજે છે જયારે અમે તેને તદ્દન નજીક જોઇ રહયા છીએ" (આયત:૬,૭) કુર્આન હકીમમાં અસંખ્ય વાર આવ્યું છે

﴿وَ اِنْ اَدْرِیْ اَقَرِیْبٌ اَمْ بَعِیْدٌ مَّا تُوْعَدُوْنَ﴾

અને જે (શિક્ષા)નો તમારાથી વાયદો થયો છે તે નજીક છે કે દૂર તે હું જાણતો નથી.(સૂરએ અંબિયા:૧૦૯)

﴿قُلْ اِنْ اَدْرِیْ اَقَرِیْبٌ مَّاتُوْعَدُوْنَ اَمْ یَجْعَلُ لَهٗ رَبِّیْ اَمَدًا﴾

આપ ફરમાવી દો કે હું જાણતો નથી કે (કયામત)નો તમારાથી વાયદો કરવામાં આવે છે તે નજીક (આવનાર) છે અથવા મારા પરવરદિગારે તેના માટે કોઇ લાંબી મુદત નિર્માણ કરી છે. (સુરએ જિન: ૨૫)

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક સજ્જને પૂછયું: "કયામત કયારે આવશે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: તમે એના માટે શું તૈયારી કરી છે? બિલકુલ આ જ વાત આ પ્રશ્ન સંબંધિત કહી શકાય છે, મહદિયત વિષયનો સૌથી ચોંકાવનાર અને જિજ્ઞાસા ઉત્પન્ન કરનાર પ્રશ્ન આ જ છે. એનો ઉત્તર પણ એ જ છે કે આપણે તેની તૈયારી માટે શું કર્યું છે? કેમકે જે રીતે હઝરત મહદીનો સાથ આપનાર હદીસ શરીફ મુજબ ધરતીના સૌથી નેક મુસલમાનો હશે અને તેમની ફઝીલત અસહાબે બદ્ર વાળી છે, એ જ રીતે તેમનો સાથ છોડીને ભાગનારાઓ માટે ચેતવણી પણ એટલી જ સખત છે. હદીષ શરીફમાં છે કે:

"આથી (એટલે કે મુસલમાનોને કાફિરોને હવાલે ન કરવાથી) યુધ્ધ શરૂ થઇ જશે અને મુસલમાનો ત્રણ જૂથમાં વહેંચાઇ જશે. (૧) એક તૃતિયાંશ સેના તો રણ ભૂમિથી ભાગી જશે, તેમની તૌબા અલ્લાહ તઆલા કયારેય નહિ સ્વીકારે: (૨) એક તૃતિયાંશ સેના શહીદ થઇ જશે આ લોકો

અલ્લાહ તઆલા સમક્ષ અફઝલુશ શોહદા હશે. (૩) એક તૃતિયાંશ સેનાને વિજય નસીબ થશે, આ લોકો હવેના કોઇ ફિત્નામાં સપડાશે નહિ."(મુસ્લિમ શરીફ)

હઝરતનો સાથ છોડીને ભાગનારા કોણ હશે? જે લોકોએ શિર્ક અને બિદઅતને દીન સમજી લીધું છે. જે લોકોએ પોતાના મોઢા અને શર્મગાહને હરામથી બચાવ્યા નથી. જેમના હૃદયોમાં ઈર્ષા, કપટ અને છળ છે. જીભ પર ગીબત, તોહમત અને જૂઠ છે. આંખમાં ખયાનત, લોભ અને વાસના છે. હાથમાં કંજૂસાઇ, કરપ્શન અને ફ્રોડ છે. મુન્કરાતથી તૌબા કરી નથી અને દુનિયાથી મુન્કરાતના ખાતમા માટે જિહાદ કરનારાઓમાં સામેલ થવાનો શોખ છે. આ એ લોકો છે જે હઝરતને રણભૂમિમાં એકલા છોડીને ભાગી જશે.

તો મારા ભાઈઓ! મહત્વનું એ નથી કે હઝરત મહદી ક્યારે જાહેર થશે? મહત્વનું એ છે કે જો તેઓ જાહેર થઇ ગયા તો આપણાં માંથી કોણે એના માટે કેટલી તૈયારી કરી છે? ક્યાંક એવું ન થાય કે જ્યારે તેઓ જાહેર થાય તો આપણે કોઈ એવા ફિત્નાનો શિકાર થઇ ચૂક્યા હોઇએ કે તેમનો સાથ આપવાને બદલે પીઠ દેખાડી દઇએ અથવા તેમનો મુકાબલો કરવા માટે ઊતરી જઇએ.

હાજી! કેટલાક બદનસીબ ફક્ત નામવાળા મુસલમાન સૌથી પહેલાં એમનો વિરોધ કરવા નીકળશે અને દર્દનાક રીતે બરબાદ થશે. અહાદીસથી સ્પષ્ટ રીતે ખબર પડે છે કે હઝરતના જમાનામાં ફક્ત નામવાળા મુસલમાનોનું એક જૂઠ વધુ હશે જે હઝરતનો સાથ છોડીને ભાગનારાઓથી પણ વધુ કમનસીબ હશે. તે ઈસ્લામનું દાવેદાર હોવા છતાં હજરતના વિરોધીઓ માંથી હશે. અને તે જૂઠને અલ્લાહ તઆલા આખી દુનિયાની સામે દર્દનાક અઝાબ આપશે. તે જીવીત શરીર સાથે

જમીનમાં ધસાવી દેવામાં આવશે. આ એવા લોકો હશે જેઓ આજકાલના સૌથી મોટા ફિત્ના એટલે કે ઈસ્લામથી વિમુખ થનાર વિચાર ધારાનો શિકાર થઈ ચુકયા હશે અને તેમનો સર્વેસર્વા " અબ્દુલ્લાહ સુફયાની" નામનો માણસ હશે.

આ સુફયાની કોણ હશે? આ યહૂદીઓ દ્વારા તૈયાર કરવામાં આવેલ એક મુસ્લિમ લીડર હશે, જેને ઈન્ટરનેશનલ મીડિયા મુસલમાનોનો હીરો અને અકાઈદની રીતે રજૂ કરશે. કેટલાક યુધ્ધોમાં તે પશ્ચિમ વિરૂધ્ધ વિજયી પાત્ર અદા કરવાનો ડ્રામા કરશે અને પછી મુસલમાનોમાં ખ્યાતિ મળી જશે તો અસલ રૂપમાં જાહેર થઈ જશે. નઈમ બિન હમ્માદના પુસ્તક "કિતાબુલ ફિતન"માં છે કે તેનું નામ અબ્દુલ્લાહ હશે અને તેના જાહેર થવાનું સ્થળ પશ્ચિમ સિરિયામાં(یـــاانار)"اَنْدَرُ" અંદરુ નામની જગ્યા છે. આ શબ્દ વાસ્તવમાં "اَیْـــنُ دَوْرُ"અયનુ દવર છે, અર્થાત દૌરનું ઝરણું. જનતાની ભાષામાં બગડીને"اَنْـــدَرُ"અંદરુ થઈ ગયું. અંદરુ આ સમયે ઉત્તરી ઈઝરાઈલના જિલ્લા 'અન્નાસિરા'નો એક કસબો છે, જેના પર ઈઝરાઈલે ૨૪ મે ૧૯૪૮ના રોજ કબજો કરી લીધો હતો, કેટલીક રિવાયતો થી ખબર પડે છે કે શરૂમાં મુસલમાનોનો હમદર્દ અને શુભેચ્છક હશે, તે પછી તેનું હૃદય પરિવર્તન થઈ જશે. એનો અર્થ છે કે આને બાતિલ શકિતઓ મુસલમાનોના ખોટા નેતૃત્વ માટે તૈયાર કરશે કે જે રીતે ઓકસફોર્ડ અને કેમ્બરિજના જાદુઈ સ્થળોમાં થાય છે અને જયારે તે મુસલમાનોમાં ખ્યાતિ પ્રાપ્ત કરી લેશે તો અસલ પ્લાન પર અમલ શરૂ કરીને હઝરત મહદી વિરુધ્ધ ઊભો થઈ જશે.

આ વિચાર ધારાનો ખુલાસો ઈસ્લમાથી વિમુખ થનાર વિચારધારા છે.

ઈસ્લામના હલાલને હલાલ અને હરામને હરામ સમજવામાં ન આવે. શરઈ કેળવણીને અંતિમ સત્ય ન માનવામાં આવે. એટલી બધી

શંકાઓ અને કુશંકાઓ તથા વસવસા સર્જવામાં આવે કે દારૂ, ઝિના, વ્યાજ, જુગાર જેવી તદન હરામ વસ્તુઓ પણ પ્રોપેગન્ડાના જોરે હલાલ ઠેરવવામાં આવશે.

☆ "એ દિવસે એ માણસ સૌથી મોટો વંચિત હશે જે બનૂ કલ્બના માલે ગનીમતથી વંચિત રહયો (એટલે કે દરેક સાહિબે ઈમાન મુજાહિદ એ માલે ગનીમત માંથી કંઈકને કંઈક અવશ્ય મેળવે) ભલે ઊંટને બાંધવાની રસ્સી જ કેમ ન હોય? સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી, યા રસુલ્લાહ! એ લોકો મુસલમાન હોવા છતાં તેમના માલને ગનીમત અને તેમના બાળકોને કેદી કઇ રીતે બનાવી લેશે? ફરમાવ્યું, "તેઓ દારૂ અને ઝિનાને હલાલ સમજવાને કારણે કાફિર જાહેર કરવામાં આવશે."

☆ સુફયાની જમીન પર રમખાણ કરશે, એટલે સુધી કે એક બાજુથી દિવસના સમયે દમિશ્કની જામા મસ્જિદમાં દારૂની એક મેહફિલમાં બદકારી કરવામાં આવશે. એ જ રીતે એક સ્ત્રી સુફયાનીની જાંઘ પર આવીને બેસી જશે કે જયારે તે દમિશ્કની જામા મસ્જિદની મેહરાબમાં બેઠેલો હશે. તે સમયે એક ગૈરતમંદ મુસલમાનથી મસ્જિદનું આ અપમાન અને આ ખરાબ દ્રષ્ય નહિ જોઇ શકાય અને તે ઊભો થઈને કહેશે કે અફસોસ છે તમારા પર, ઈમાન લાવ્યા પછી કુફ્ર કરો છો? આ નાજાઈઝ છે.સુફયાનીને આ હક વાત કડવી લાગશે અને એ તેને સાચી વાત કહેવાના ગુનામાં મારી નાખશે અન ફકત તેને જ નહિ બલકે જેણે પણ તેનુ સમર્થન કર્યું હશે તેનું વધ કરી નાખશે.

આ છે પેલી ઈસ્લામ વિરૂધ્ધની વિચાર ધારા. આ છે અલ્લાહના અહકામની પાયમાલી જે આજની 'થિન્ક ટૈંકસ' દ્વાર સર્જેલો મહાન ફિત્નો છે. આનાથી જે વસવસા જન્મ લે છે, જેના લીધે માણસ સવારે મુસલમાન હોય છે, સાંજે કાફિર. સાંજે મુસલમાન હોય છે તો સવારે કાફિર. આ

ફિત્નાની એક ઝાંખી જોવી હોય તો જાવેદ અહમદ ગામદી અને તેમના દ્વારા તૈયાર કરેલા લાજવાબ પ્રકારના કમાલના ફિત્ના સર્જનારાઓના કાર્યક્રમોમાં જોઈ લેજો. અહી સીધા સાદા યુવાનોથી આવા પ્રશ્નો થાય છે કે ખુદાનું અસ્તિત્વ છે કે નહિ? મર્યાદાઓની વ્યાખ્યા શું છે અને વ્યાખ્યા કોણે કરી છે? ચહેરાના પરદાનો હુકમ કોણે કર્યો? વગેરે , વગેરે. આ લોકોનું દુર્ભાગ્ય છે. એક પણ સર્જનાત્મક શીર્ષક નહિ મળે.

સમાજ સુધારના વિષયો સાથે એમને કોઇ સંબંધ નથી. એમનું સમગ્ર બળ શંકાઓ પ્રસાર કરવા અને વસવસા પેદા કરવા પર છે. કોઈ દુકાનદાર મુસલમાન દીન તરફ આવી જાય, તેની તેમને કોઇ ચિંતા નથી, બધો જોર એ બાબતે છે કે થોડા ઘણાં મુસલમાનો દીન પર તુટક તુટક અમલ કરી રહયા છે, તેઓ ગમે તે રીતે આઝાદ વિચારના બની જાય. તહારતના મસાઇલ ન જાણનાર લોકોને જ્ઞાન રૂપી ચર્ચાઓમાં મુંઝાવવાનો હેતુ શું હોઈ શકે?

તો મારા સાહેબ! દારૂ અને ઝિનાને હલાલ તથા વ્યાજ અને જુગારને જાઇઝ સમજનારા અને સુન્નતે નબવીને તુચ્છ ગણનાર એવા બદનસીબ આધુનિક વિચારધારા વાળા લોકો હશે જેઓ હઝરત મહદીની તલવારનો શિકાર થઇ જશે. આ જ આધુનિક ચિંતાનું પરિણામ છે. આ લોકો પશુઓની જેમ ઝુબહ કરવામાં આવશે, આજકાલ ખંજરથી ઝુબહ કરવાની ખબરો ઘણી આવે છે.

હઝરત મહદી તેમના સરદાર સુફયાનીને એક ચટ્ટાન પર બકરીની જેમ ઝુબહ કરી નાખશે.

જે લોકો ફિત્નામાં સપડાઇ ગયા છે તેઓ જુલ્મ આચરનાર માટે દયાળુ અને અત્યાચારનો ભોગ બનનારાઓ માટે પથ્થર દિલ હોય છે.

અલ્લાહ પોતાની પનાહમાં રાખે. આ ફિત્નાનું કમાલ એ છે કે



આવા ફિત્ના બાજ પ્રોફેસરો અને સ્કોલર્શની ચર્ચાઓ અને પરામર્શન સાંભળનાર લોકો કુફિયા કાર્યો અને કુફિયા વિચારોમાં સપડાઇ જાય છે. કુફિયા કાર્યો તો ધ્યાન અપાવવામાં સમજમાં આવી શકે છે, કુફિયા વિચારધારાને લાખ સમજાવો, દિલથી નીકળતી નથી, માટે મારા ભાઈઓ! અલ્લાહને માટે પોતાના ઈમાનની રક્ષા કરો. એની રીત એ જ છે કે ઈમાનવાળાઓ સાથે થઇ જાઓ, તેમની જ સંગતમાં બેસો, તેમનું જ અનુસરણ કરો. ઈમાનના ડાકુ ઘણા ચાલબાજ હોય છે, જમણું દેખાડીને ડાબુ મારે છે. ખબર પણ પડતી નથી અને મૂલ્યવાન ધન ઈમાન લૂંટી લે છે. કાર્યક્રમ સમાપ્ત પણ નથી થતું અને ઈમાન ઠેકાણે લાગી જાય છે. અલ્લાહને માટે પોતાની જાત પર રહમ કરો, ક્યાંક મોતના સમયે કલ્માની દોલત હાથથી જતી ન રહે.

હઝરત મહદી ક્યારે જાહેર થશે? હઝરત તે સદીના મુજદ્દિદ હશે જ્યારે તે જાહિર થશે, માટે એટલી વાત તો છે કે તેઓ કોઇ ઈસ્લામી સદીની શરૂઆતમાં જાહેર થશે, એવું પણ શક્ય છે કે જન્મ સદીની શરૂઆતમાં થાય અને જાહેર અડધી સદી પહેલાં થાય. આરબની કહેવતમાં અડધાથી પહેલાં સુધીને આરંભ કહેવામાં આવે છે, હવે તે આ સદી હશે કે આવનારી? અલ્લાહને જ બહેતર જાણ છે. આપણને એ કાળ જોવા મળશે કે નહિ શી ખબર? આલિમુલ ગૈબ સિવાય આનું જ્ઞાન કોઇને નથી, એટલી વાત નક્કી છે કે કુફ્રની શક્તિઓ જ્યાં સુધી પહોંચી ચૂકી છે અને મુસલમાનો જેટલા લાંબા સમય ગાળાથી અત્યાચારનો ભોગ બનેલા છે અને બલિદાનો છતાં પીસાતા જાય છે, તે કંઈક અલગ જ દર્શાવે છે.

# કઈક રહસ્ય છે!

## હઝરત મહદી કયારે જાહેર થશે?

અહાદીસ મુબારકમાં ઝુહૂરે મહદીની જેટલી નિશાની વર્ણવામાં આવી છે, એમાંથી કેટલીક સાંકેતિક છે, કેટલીક નિશાનીઓ સ્પષ્ટ છે, પણ તેમના વાસ્તવિક ઝુહૂર પહેલાં તેમના પ્રગટ થવાના સમય અંગે કઈક કહેવું પણ મુશ્કેલ છે. નીચે આ બંને પ્રકારની નિશાનીઓ અને અધિકતર સંયુકત રીતે વણવેલી નિશાનીઓ જણાવવામાં આવે છેઃ

☆ એક નિશાની આ જણાવવામાં આવી છે કે આકાશથી ધમાકેદાર અવાજ આવશે જે ઈમામે મુજાહિદના જાહેર થવાની ઘોષણા કરશે. આ સંજ્ઞા તો તદન સ્પષ્ટ છે, પરંતુ પહેલાં તો એ એમના ઝુહૂર પછી થશે જયારે આપણે ઝુહૂરે ઈમામ તેમના જાહેર થવાના જમાનાનો અંદાજ લગાવવાની ચિંતામાં છીએ. બીજું એ કે શકય છે કે આમાં પણ સાંકેતિક વાત કરવામાં આવી હોય, અર્થાત આ અવાજ આકાશથી આવશે જરૂર, પણ આજ કાલ કયું સ્થાન એવું છે જયાં સેટેલાઈટ સિસ્ટમ સંબંધિત આધુનિક સંદેશા વ્યવહારના માધ્યમો ઉપલબ્ધ નથી અથવા કઈ વ્યકિત છે જેની આ માધ્યમો સુધી પહોંચ નથી? હઝરતનો ખાનએ કઅબહમાં ઝુહૂર અને તેના પ્રતિઘાતની તાજા ખબરના સ્વરૂપમાં કૃત્રિમ ઉપગ્રહો ક્ષણ ક્ષણમાં પ્રસારિત કરશે અને આકાશથી સનસનાટીથી ભરપૂર સમાચારોના સિગ્નલ મોકલશે.

☆ એક નિશાની આ પણ છે કે આપ સદીના મુજદિદ હશે, સદીના મુજદિદનું તેના પ્રારંભમાં આવવું આવશ્યક નથી, મધ્યથી પહેલાં આવનારને એ સદીનો મુજદિદ માનવામાં આવશે, હવે ખુદા જાણે કે તે આ જ પીડાદાયક સદી છે, જેમાં કોઇ અત્યાચાર નથી જે મુસલમાનો પર

કરવામાં આવ્યું ન હોય અને કોઇ બલિદાન નથી જે મુસલમાન સાહસી અને મુજાહિદીને આપ્યું ન હોય અને જો અને જો આ સદી નથી તો શું આપણે સ્વીકારી લઇએ કે એટલી જબરદસ્ત કુરબાનીઓ છતાં પણ કુફ્ર આપણી ઉપર વધુ કેટલીયે સદીઓ સુધી ખચકાટ વિના શાસન કરતો રહેશે?

હઝ્ઝાજે કહયું, "એણે હઝરત અલી (રદિ.)થી સાંભળ્યું કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ભલે દુનિયા માટે ફકત એક દિવસ બાકી હોય, અલ્લાહ તઆલા આપણાં માંથી એક માણસને મોકલશે જે દુનિયાને ન્યાયથી ભરી દેશે, જે રીતે એ જુલ્મો અને અત્યાચારો તથા અન્યાયથી ભરેલી હશે. (મુસ્નદે અહમદ)

☆ એક નિશાની એ છે કે ફિરાત નદીથી પાણી ખસી જશે અને તેમાં સુવર્ણ પર્વત જાહેર થશે, દજલા અને ફિરાત બંને તુર્કીથી નીકળે છે અને ઈરાકથી પસાર થતાં અરબની ખાડીમાં પડે છે. તુર્કીએ ફિરાત પર ઘણાં ડેમ બનાવ્યા છે જેમાંથી "અતાતુર્ક ડેમ" વિશ્વના મોટા બંધો માંથી એક છે. તેનું ક્ષેત્રફળ ૮૧૬ ચો. કિ.મી. છે. ઉસ્માનિયા ખિલાફત પછી તુર્કીમાં ફ્રીમેશન શાસનમાં રહયા છે. જો તુર્કી ઇચ્છે તો ફિરાતનું પાણી ઇરાક માટે સરળતાથી રોકી શકે છે. અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ભવિષ્ય વાણી દુનિયા આંખોથી જોશે કે સુવર્ણ પર્વત જાહેર થતાં જ દુનિયા તેના પર તૂટી પડશે અને સોમાંથી નવ્વાણું એ લોભમાં માર્યા જશે કે કદાચ હું જ એ સદ્ભાગી છું જે આ સોનાનો માલિક બનશે.

☆ એક પ્રખ્યાત નિશાની હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની રિવાયત છે કે જમીન એ સેનાને ગળી જશે જે હઝરત સાથે લડવા માટે નીકળશે. એનો અર્થ એ પણ હોઇ શકે છે કે જમીન એકાએક ફાટી જશે અને એ બદનસીબ સેનાને જોત જોતામાં કોળિયો બનાવી લેશે જે મુસલમાન

હોવાની દાવેદાર થઈને પણ મુસલમાનોને મુકિત અપાવનાર લીડરથી લડવા માટે નીકળશે. એવું પણ શકય છે કે આ સેના જયારે શામથી આવશે (આમાં લીબીયા, પેલેસ્ટાઇન......અર્થાત આજનો ઈઝરાઈલ) ઉપરાંત જોર્ડન પણ શામેલ છે. જયાં ઘણા સમયથી હરમૈનનો એક રાજ દ્રોહી પરિવાર શાસક છે, જેમની પત્નીઓ અમેરિકન યહૂદી અથવા બ્રિટનની ઈસાઈ હોય છે. અને મુસ્લિમ શાસકોને આકર્ષવાની કળામાં નિષ્ણાંત હોય છે. અને તેની સહાયતા એ અમેરિકન સેનાઓ કરશે જે હરમૈનની ધરતી પર છાવણીઓ બનાવીને વાયદાની ક્ષણની વાટ જોતાં બેઠી છે, તો પ્રતિસ્પર્ધીઓમાં આધુનિક યુધ્ધ સામગ્રીના ઉપયોગથી જમીનમાં ભારે ખમ ગોળા મોટા મોટા ખાડા સર્જશે. એ જ ખાડાઓ અને ભય જનક ભુવાઓ વાળી જમીન જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દેખાડવામાં આવી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિલંબ વગર તેની વાસ્તવિકતાનું દ્રષ્ય બયાન ફરમાવ્યું.

આ હદીસોથી એક વાત એ સામે આવી કે હઝરત અલ ઈમામને મુસલમાનો તરફથી ત્વરિત અને આંતરરાષ્ટ્રીય સ્વીકૃતિ પ્રાપ્ત નહિ થાય, એટલા માટે કે સત્તધારીઓની નીકટતાએ એમને સત્ય બોલવાથી રોકી રાખ્યા છે અથવા એ બિદઅત કરનારા અને ઐયાશીની ટેવ વાળા છે, જેઓ વિશ્વના સૌથી પછાત વિસ્તાર ખુરાસાનથી આવશે જે પાકિસ્તાન અને અફઘાનિસ્તાનના કેટલાક વિસ્તારોથી સંકળાયેલ પ્રદેશનું ભૌગોલિક નામ છે. આવા ઉલમા માટે યહૂદી ઉલમાનું ઉદાહરણ બંધ બેસે છે કે તેઓ દિલથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સારી રીતે ઓળખીને પણ જીભથી વ્યકત અને સમર્થન કરવાને સ્થાને વિરોધ કરતા હતા.

☆ એક નિશાની આ બયાન કરવામાં આવી છે કે એ વર્ષે ઝીલહજ્જહમાં મિનામાં લોહિયાળ રમખાણ થશે, પરંતુ તે ઘણી નજીકની



નિશાની છે, એટલા માટે કે એ ઝીલકઅ્દહના તરત પછી મુહર્રમમાં આશૂરાની રાત્રે હઝરતના હાથ પર જિહાદની બૈઅત થશે. માટે આ ખૂબ જ નજીકની સંજ્ઞા આપણી ચર્ચાથી બહાર છે. આપણે તો ઝુહૂરના સમય પહેલાંની નિશાનીઓ પર ચર્ચા કરીએ છીએ.

☆ એક નિશાની એ પણ છે કે એક ખલીફાના અવસાન પર સખત વિરોધ અને મતભેદો થશે. આ મતભેદનું કારણ એ લાગે છે કે સઊદી સિંહાસન પર સંગઠિત સેનાઓ પોતાની મરજીનો માણસ બેસાડવા ઇચ્છશે, જયારે અહલે ઇસ્લામ કોઇ એવા માણસને પસંદ કરતાં હશે જેમના વિચારો સંગઠિત સેનાઓને ગમતા નહિ હોય. મહદવિયાત પર નજર રાખનારા કેટલાક સજ્જનો શાહ ફહદને સમજતાં હતાં. પરંતુ જયારે તેમનું અવસાન થયું અને શાહ અબ્દુલ્લાહને ઉત્તરાધિકારી બનાવવાની પ્રક્રિયા સારી રીતે થઇ તો આ શકયતાને જબરદસ્ત ધકકો લાગ્યો, પરંતુ અંદાજા તો અંદાજા જ હોય છે, કેટલાક લોકોની દ્રષ્ટિએ શાહ અબ્દુલ્લાહના ઇન્તેકાલ પર આ પ્રકારની પરિસ્થિતીની શંકા વધુ સેવાય છે.

હવે આપણે બીજી પ્રકારની નિશાની તરફ આવીએ છીએ, જે આ વચનની ક્ષણ તરફ સંકેત કરે છે, પરંતુ સમસ્યા એ છે કે આપણે એ નિશાની નિશ્ચિત હોવા છતાં સમયથી પહેલાં શોધી નહિ શકીએ. આ એ જ નિશાની છે કે જેને થોડાક વર્ષો પહેલાં લોકોને ઊંડી જિજ્ઞાસામાં સપડાવનાર સંદેશાઓ સાંભળવાની તક સર્જી હતી, પરંતુ તેમાં કળાની દ્રષ્ટિએ એક વિશેષ ખગોળ વિદ્યાના બિંદુથી ધ્યાન ખસી જવાના કારણે આ સનસનાટી ભળી ઘટનાનું મહત્વ ન રહયું. સાચી ભવિષ્યવાણી એમ છે કે હઝરત મહદીના મુહર્રમ માસમાં પ્રગટ થવાથી પહેલાં રમઝાનાં ચંદ્ર અને સૂર્ય બંનેવને ગ્રહણ લાગશે. હવે આમાં અજાયબી ફકત એટલી નથી

કે બંનેને એક માસમાં સાથે ગ્રહણ લાગશે નહિ, હરગિઝ નહિ. આમ તો પહેલાં પણ થતું આવ્યું છે. સાચી અજાયબી બે વાતો છે અને બંને ખગોળ વિદ્યાના નિયમોની રીતે સામાન્ય રીતે શકય નથી. તેની અશકયતા જ અને આશ્ચર્ય ચકિત સંજ્ઞા બતાવે છે. પ્રથમ વાત એ છે કે ખગોળ શાસ્ત્રની દ્રષ્ટિએ ચંદ્ર ગ્રહણ આરંભમાં અને સૂર્ય ગ્રહણ અંતમાં હોય છે, જયારે આ વખતે ચંદ્ર ગ્રહણ આરંભમાં અને સૂર્ય ગ્રહણ મધ્યમાં થશે. બીજી વાત એ છે કે એક માસમાં બે વાર ચંદ્ર ગ્રહણ થતું નથી. એ વર્ષે એક રમઝાનમાં બે વાર ચંદ્ર ગ્રહણ થશે. આ સ્પષ્ટ નિશાની દેખાશે કે ત્રણ માસ પછી મુહર્રમમાં હઝરત મહદીનું ઝુહૂર થનાર છે, હવે આને હટ ધર્મી સિવાય શું કહી શકાય કે કેટલાક લોકો તો આ નિશાનઓ વગર રસ્તે ચાલતાં બાજી ગરોને મહદી જેવું પવિત્ર વ્યકિતત્વ માની લે છે અને કેટલાક લોકો આ સ્પષ્ટ નિશાનીઓ પછી પણ હઝરત મહદીને માનવા ઈન્કાર કરી દેશે જે રીતે યહૂદ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઓળખી લીધા પછી પણ ઈમાન લાવવા તૈયાર નહોતા બલકે વિરોધ કરીને હંમેશાને માટે રૂસ્વા થઈ ગયા.

આજ કાલ કોઈ પણ ખગોળીય વેબસાઈટ પર આપ ભવિષ્યમાં કોઈ પણ ક્ષણે ચંદ્ર અને સૂર્યની ગતિ તથા ગ્રહણનું શિડયુઅલ જોઈ શકો છો. પરંતુ આ બંને અનોખી નિશાનીઓ નિયમો વિરુધ્ધ છે, માટે કોઈ ખગોળ શાસ્ત્રી પણ આ સમય બતાવી શકતો નથી, અંતિમ રમઝાનથી પહેલાં અને ઘટના ઘટે તે પહેલાં સમય નકકી કરવો શકય નથી. આ સંદર્ભે નીચેના લેખમાં કંઈક વિગત આપવામાં આવે છે.

**બે ગ્રહણ– બે ચંદ્ર:**

આજ કાલ મોબાઈલ પર એક મેસેજ ચાલી રહયો છે જેનો ખુલાસો એમ છે: " કયામતની અંતિમ નિશાનીઓ, આકાશમાં બે ચંદ્રો દેખાશે.



B.B.C. પર પણ દર્શાવવામાં આવ્યું છે કે ૨૭ ઓગષ્ટના રોજ બે ચાંદ દેખાશે. આ જ હઝરત મહદીના ઝુહૂરનો સમય છે. કુર્આને પાકમાં છે: જયારે કયામતની અંતિમ નિશાની દેખાશે તે પછી તૌબા કબૂલ નહિ થાય. આ મેસેજને જેટલું શકય હોય અન્ય લોકો સુધી પહોંચાડો."

આ મેસેજ પર આપણે અવલોકન તો પછી કરીશું, પહેલાં હઝરત મહદીના ઝુહૂરની સંજ્ઞામાં જે નિશાની તરફ આ મેસેજમાં ગુપ્ત, ખામી યુકત અને ખોટો સંકેત આપવામાં આવ્યો છે, તેની સ્પષ્ટતા થઇ જાય. પ્રથમ તો આ આધારભૂત હદીસ નથી, પછી તેના હવાલાથી જે કંઇ આ મેસેજમાં કહેવામાં આવ્યું છે તે પણ ખરું નથી. આ રહસ્યની વિગત એવી છે કે ૩૦ નિશાનીઓ એવી મળે છે જે હઝરત મહદીના ઝુહૂરથી પહેલાં બ્રહ્માંડમાં પ્રગટ થશે અને વિશ્વને આકર્ષિત કરશે કે મુસલમાનોના સંકટના અંત (જો કે આ સારો સમય આગ અને લોહીની નદીથી પસાર થવાનો ઉત્સાહ રાખનાર માટે આવશે) અને કુફ્રની આશાઓ પર પાણી ફરવાનો સમય નજીક આવી ગયો. એમાંથી એક વસ્તુ એવી છે કે જે દુનિયાના સર્જનથી આજ સુધી થઇ નથી અને એક વાર પછી ભવિષ્યમાં પણ નહિ થાય કેમકે અલ્લાહ તઆલાના નકકી કરેલા ખગોળીયા ક્રમ પ્રમાણે આ શકય જ નથી.

ખગોળ શાસ્ત્રની દ્રષ્ટિએ આ એક સનાતન અને અટલ નિયમ છે કે ચંદ્ર ગ્રહણ હંમેશ ચાંદના માસ મુજબ (ઈસ્લામી મહીના પ્રમાણે) વચ્ચે અને સૂર્ય ગ્રહણ માસના અંતે જ શકય છે. આ મસઅલો ખગોળનો તદ્દન પ્રારંભિક અને સામાન્ય છે. આનું કારણ આ કળાના નવા વિદ્યાર્થીઓ પણ જાણે છે. બીજા શબ્દોમાં ચંદ્ર હંમેશ ઈસ્લામી તારીખ પ્રમાણે ૧૩, ૧૪, ૧૫ અને સૂર્ય ગ્રહણ હંમેશ ૨૭, ૨૮, ૨૯ તારીખે થશે. આનાથી આગળ પાછળ ન થઇ શકે. અલ્લાહ તઆલાએ ખગોળીય તંત્ર એવું જ બનાવેલ

છે. અલબત્ત હઝરત મહદીના હાથ પર જે વર્ષે મુહર્રમમાં આશૂરાની રાત્રે સંગે અસ્વદ અને મકામે ઈબ્રાહીમ વચ્ચે જિહાદ અને ખિલાફતની બૈઅત થશે અને એ મુહર્રમથી પહેલાં ઝીલહજ્જમાં મિનામાં સખત લોહિયાળ રમાખાણો થશે, એ વર્ષે રમઝાનમાં અલ્લાહ તઆલાની કુદરતથી ચંદ્ર ગ્રહણ ૧૩, ૧૪, ૧૫ રમઝાનને બદલે ૧, રમઝાનની રાત્રે થશે અને સૂર્ય ગ્રહણ ૨૭, ૨૮, ૨૯ રમઝાનને બદલે ૧૫મી રમઝાનના રોજ થશે. આ બંને વાતો અશકય છે અને બ્રહ્માંડના સર્જનથી આજ સુધી બની પણ નથી, પરંતુ નિયમ વિરૂધ્ધ થનાર વસ્તુઓની નિશાની પણ સામાન્ય નિયમોથી વિરૂધ્ધ હોય છે.

હિ. સ. ૧૪૨૩ ઈ.સ. ૨૦૦૨ પ્રમાણે રમઝાનમાં ચંદ્ર અને સૂર્ય ગ્રહણ બંને ભેગા ગ્રહણની ઘટના બનેલી, પરંતુ એનો પ્રકાર એમ હતો કે બંને ગ્રહણ સામાન્ય નિયમો પ્રમાણે પોત પોતાના સમયે થયા હતા, એટલે કે ચંદ્ર ગ્રહણ રમઝાન માસની મધ્યમાં અને સૂર્ય ગ્રહણ માસને અંતે. પ્રયોગ શાળાઓનો રેકોર્ડ જોવામાં આવે તો એવું ઈ.સ. ૨૦૦૨થી પહેલાં કેટલીય વાર થઈ ચૂકયું છે, આ પ્રસંગે ઉપરોકત મેસેજની જેમ જે સનસનાટી ભર્યા લેખો પ્રસિધ્ધ થયાં, એમાં ટેકનીકલ ભૂલ થઈ ગઈ હતી કે ચંદ્ર અને સૂર્ય ગ્રહણ ભેગાંને નિશાની સમજી લેવામાં આવી હતી, જે ભેગાં થવા ઉપરાંત પોતાના નિયમ સમય કરતાં પહેલાં હોવાની શરત હતી. બલકે સંબંધિત સંજ્ઞાઓને જોવામાં આવે તો ચંદ્ર–સૂર્ય બંને સાથે ગ્રહણ થવાની સાથે એવું પણ બનશે કે ચંદ્ર ગ્રહણ એક માસમાં બે વાર થશે. એક તો રમાઝાનની પહેલી તારીખે અને બીજું રમઝાનની મધ્યમાં અથવા કોઈ અન્ય દિવસે. હવે એવી સ્પષ્ટા નથી કે બીજું ગ્રહણ રાબેતા મુજબ ૧૩, ૧૪, ૧૫ તારીખે થશે અથવા એ પણ નિયમ વિરુધ્ધ થશે. યાદ રહે કે એક ઈસ્લામી માસમાં બે ચંદ્ર ગ્રહણ અથવા બે સૂર્ય ગ્રહણ ન

થઇ શકે,અલબત્ત અંગ્રેજી માસમાં શક્ય છે કે જે રીતે ઇ.સ. ૨૦૦૩ના જુલાઇમાં થયું હતું. ૧લી અને ૩૧ જુલાઇના રોજ બે સૂર્ય ગ્રહણ થયા. માટે આ બીજી નિશાની પણ નિયમ વિરુધ્ધ થશે, આજ કાલ જે હઝરાત હજ પ્રસંગે હઝરત મહદીની શોધમાં હોય છે, એમને હજ પહેલાં આવા રમઝાનને શોધવું જોઇએ, પરંતુ મુશ્કેલી એ છે કે ચંદ્ર–સૂર્યની ભવિષ્યની કેટલાય સૈંકાઓની સેકન્ડ–સેકન્ડની ગતિની ગણતરી દર્શાવનાર ખગોળીયા કાનૂન અને વેબ સાઇટસ આ પ્રસંગે એટલા માટે કોઇ મદદ નથી કરી શકતી કે આ બંને ગ્રહણો નિયમો વિરુધ્ધ થશે અને ખગોળ વિદ્યા તેને પામવામાં નિષ્ફળ છે. માટે, જે લોકો ખગોળ શાસ્ત્ર અથવા મહદવિયાતથી સંબંધ ધરાવે છે તેઓ આ પ્રકારની વિશેષ ભવિષ્ય વાણીને મહત્વ આપતા નથી.

હવે એ અવિશ્વાસ પાત્ર એસ. એમ. એસ. તરફ પાછાં આવીએ છીએ જે વિતેલા દિવસોમાં ખોટા હોવાનો પુરાવો આપતાં સનસનાટી ફેલાવી રહયું છે, એટલું તો આપ સમજી ચુકયા હશો કે ૨૭ ઓગષ્ટના દિવસે ન રમઝાન છે, ન બંને ગ્રહણ અને ન બે ચંદ્ર ગ્રહણ, માટે એસ. એમ. એસ. અમલના માર્ગથી ભાગવાની ઇચ્છા ધરાવનાર લોકો માટે તો ક્ષણિક સંતોષ અને મનોરંજન હોઇ તો શકે, વાસ્તવિકતાથી તેનો કોઇ સંબંધ નથી, હવે આની હકીકત સમજો! ૨૭ ઓગષ્ટ ૨૦૦૩ના રોજ મંગળ ગ્રહ પચાસ હજાર વર્ષના ઇતિહાસમાં પ્રથમવાર પૃથ્વીની ખૂબ જ નજીક અને ઘણો પ્રકાશિત હતો. આને કેટલાય અજાણ મહેરબાનોએ ચંદ્ર સમજી લીધો અને હવે દરેક ઓગષ્ટમાં મુસલમાનોની ભાવનાથી રમવા માટે કેટલાક તોફાની તત્વો આવો એસ. એમ. એસ. સૌને મોકલે છે અને સંશોધન વગર ભોળા મુસલમાનો ફોરવર્ડ કરી દે છે. માટે બંદો હંમેશા પોતાના મિત્રોને તાકીદ કરે છે કે હંમેશ વિદ્વાન ઉલમાએ કિરામની સંગત

અપનાવો અને ફકત આધારભૂત પુસ્તકો વાંચ્યા કરો. આપણાં અકાબિરો (મહાન વિદ્વાનો)ને અલ્લાહ તઆલાએ સુપૂર્ણ જ્ઞાન સાથે સદબુધ્ધિ પણ અતા ફરમાવી હતી, તેમની ઉપર જ વિશ્વાસ કરો, અને તેમના જ અનુસરણમાં મુકિત સમજો. હઝરત મહદીના ઝુહૂર માટે માસ અને વર્ષનું નકકી કરવું યોગ્ય નથી. અલ્લાહ તઆલાએ કયામતની નિશાનીની જેમ આને પણ ગુપ્ત રાખ્યું છે, જેથી ગફલતમાં પડેલા મુસલમાન જીવનમાં દરેક દિવસને અંતિમ દિવસ અને દરેક રાતને કયામતની રાત સમજી બદ–અમલી અને બે–અમલીથી તૌબા કરી લે અને પોતાના સર્જનના હેતુને સિધ્ધ કરવામાં લાગી જાય.



પરિણામ શું નીકળ્યું ? મહત્વની નિશાનીઓ પર વાત કર્યા પછી પણ ઝુહૂરે મહદીના સમય અંગે રહસ્ય બાકી છે. જો આપણે તૌરાત તરફ જઈએ તો ત્યાં એક ભવિષ્યવાણી મળે છે, જેના વડે કેટલાક સંશોધકોએ પ્રગટ થવાના સમયનો અંદાજ લગાવવા પ્રયત્ન કર્યુ છે.

# મહેતલની સમાપ્તિ

હઝરત દાનિયાલ (અલ.) બની ઈસરાઈલના પવિત્ર પૈગમ્બર હતા. જયારે યહૂદની બદ આમાલીઓની પ્રથમ સજા તરીકે અલ્લાહ તઆલાએ બખ્તનસર રાજાને તેમના પર ઠોકી બેસાડયો અને તેણે ઈરાકથી આવીને જેરૂસ્લમને તારાજ કરી નાખ્યો. હૈકલે સુલેમાનીને બરબાદ કર્યો. તૌરાતના નુસ્ખા બાળી દીધા. યહૂદીઓની કત્લે આમ કરી. શહેરને બરબાદ અને વેરાન કર્યુ. બાકી વધેલા યહૂદીઓને ગુલામ બનાવીને પોતાની સાથે બાબુલ લઈ ગયો, તો જે કાળમાં યહૂદીઓ ત્યાં ગુલામીનું જીવન ગાળી રહયા હતાં, અલ્લાહ તઆલાએ તેમની ઉપર કૃપા કરીને એ

અઝાબની મુકિત માટે તેમનામાં ફરીથી અંબિયા મોકલવાના શરૂ કર્યા.એ જ અંબિયામાંથી એક હઝરત દાનિયાલ (અલ.) હતા. હઝરત દાનિયાલ (અલ.) પોતાના વ્યકિતત્વ અને ચરિત્રમાં સૈયદના હઝરત યુસૂફ (અલ.)થી ઊંડી સામ્યતા ધરાવતા હતા. બની ઈસરાઈલના આ બંને પૈગમ્બરોને શરૂઆતમાં ગુલામ બનાવી લેવામાં આવ્યા હતા અને પછી એક અજાણ દેશમાં અજાણ અને મઝલૂમ વ્યકિત તરીકે અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી તેમનો શારિરીક ઉછેર અને રૂહાની કેળવણી કરી એટલે સુધી કે તેઓ પૈગમ્બર બનવાની સાથે દુનિયાની દ્રષ્ટિએ પણ મોટા હોદ્દા સુધી પહોંચ્યા. બંનેને અલ્લાહ તઆલાએ સ્વપ્ન ફળનું વિશેષ જ્ઞાન આપ્યું હતું, તેઓ વિકટ પરિસ્થિઓમાં પણ એક માત્ર અલ્લાહ તરફ બોલાવતા અત્યાચાર અને જુલ્મના વાતાવરણમાં સત્ય વાત નિઃસંકોચ અને નિર્ભયતાથી કહેતા રહયા. બંને પર ફિત્નાખોરોએ આક્ષેપો લગાવ્યા, જેમના પ્રકાર અલગ અલગ હતા, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી તેમની પવિત્રતા અને પાક દામની એવી દલીલોથી જાહેર કરી કે શત્રુ પણ ઈન્કાર ન કરી શકે અને માફી માંગવા વિવશ થઈ જાય.

બખ્તનસર પછી "નીબુ શાને ઝાર" રાજા થયો, તેણે એક સ્વપ્ન જોયું, જેનો અર્થ સમજવામાં એ એટલો મુંઝાયો કે પરેશાન થઈ ગયો, તેણે દેશના બધા જયોતિષીઓ, જાદુગરો, તાંત્રિકો અને ભવિષ્ય વાણી કરનાર લોકોને ભેગા કર્યા અને સ્વપ્નનું ફળ પૂછયું, જયારે જ્ઞાનનો ખોટો દાવો કરનાર લોકોએ હાર સ્વીકારી લીધી તો કોઈએ તેને બની ઈસ્માઈલના વિદ્વાન અને સમજુ યુવાન દાનિયાલની જાણકારી આપી, તેણે એમને બોલાવ્યા, હઝરત દાનિયાલ (અલે.)એ અલ્લાહ તઆલાથી ફરિયાદ કરી કે તેમના પર આ જ્ઞાન વધુ ખોલવામાં અને આ સ્વપ્નનું ખરું ફળ તેમને સમજાવવામાં આવે. અલ્લાહ તઆલાએ તેમની આ દુઆ કબૂલ કરી લીધી અને તેમના હૃદયમાં સ્વપ્નનો સાચો અર્થ ઊતારી દીધો.

નીબુશાનેઝારના એ સ્વપ્નમાં તે કાળના રાજાથી લઈને કયામત સુધી આવનાર વિભિન્ન જમાના, સરકારો અને રાજાઓ સંબંધિત જે ભવિષ્ય વાણીઓ કરવામાં આવી છે, તે આશ્ચર્ય જનક રીતે સાચી પુરવાર થઇ છે, સિવાય એ કેટલીક વાતોમાં કે જેમાં યહૂદી અને ઈસાઇ લોકોએ સુધારા–વધારા કરી દીધા છે અને તેને મારી મચેળીને વધારો કરવાનું નિષ્ફળ પ્રયત્ન કરવામાં આવ્યું છે. હઝરત દાનિયાલની વાતમાં અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સંબંધિત સ્પષ્ટ ભવિષ્ય વાણી છે અને આ એક સનાતન સંદેશ અને હંમેશ કાયમ રહેનાર દીન જાહેર થશે. અહલે કિતાબનું દુર્ભાગ્ય કે તેઓ આ હકીકતનું ઈન્કાર કરે છે, જયારે એ તેમની સમક્ષ સ્પષ્ટ થઇ જાય છે. અમારો વિષય એ સ્વપ્ન આંકડાકીય ભવિષ્યવાણીના આધારે એ અંશ છે જે દરેક કાળમાં ચર્ચા અને સંશોધનનો વિષય રહયો છે. અને હવે એ દિવસો નજીક દેખાય છે.

હવે આગળ ચાલતાં પહેલાં એક ઘટના બયાન કરતાં ચાલીએ જેને ઈબ્ને ઈસહાક, ઈબ્ને અબી શૈબા, ઈમામ બૈહકી, ઈબ્ને અબીદુનિયા અને અન્ય મુહદ્દેસીનોએ વર્ણન કરી છે, આ હઝરાત ફરમાવે છેઃ

હઝરત ઉમર (રદિ.)ના કાળમાં "તસ્તૂર" નામનું શહેર જીતી લેવામાં આવ્યું તો વિજયી સેનામાં સામેલ સહાબા અને તાબઈનએ ત્યાં હઝરત દાનિયાલ (અલ.)નો મઝાર શોધ્યો. આપનું પવિત્ર શરીર એક તાબૂતમાં બિલકુલ અસલ હાલતમાં કોઇ પણ જાતના ફેરફાર વગર મૂકાયેલુ હતું, તેમના માથે એક કપડા પર લખેલો પત્ર હતો, જેના પર અજાણ ભાષામાં કાંઈક લખેલું હતું. શોધનાર જમાતમાં જે તાબેઈનના નામો છે, તેમાં અબૂલઆલિયા અને મુઅતરિફ બિન માલિક પ્રખ્યાત છે. આ હઝરાત એ લખાણ લઈને સૈયદના ઉમર (રદિ.)ની સેવામાં પહોંચ્યા, આપે પ્રખ્યાત સહાબી હઝરત કઅબ અહબાર રદિ. (જેઓ પહેલાં અહલે કિતાબ યહૂદી હતા અને સાચો ઈસ્લામ લાવી ચૂકયા હતા, અલ્લાહ

તેમનાથી રાજી થાય)ને આ લખાણ વાંચીને અરબીમાં ભાષાંતર કરવાની વિનંતી કરી. હઝરત અબૂલ આલિયા તાબેઇ ફરમાવે છે કે આ અનુવાદિત લખાણને વાંચનાર પ્રથમ માણસ હું હતો. તેમાં લખેલું હતું કે 'તમારો સમગ્ર ઈતિહાસ અને મામલાઓ, તમારા વકતવ્યનો જાદુ અને ઘણું બધું જે હમણાં ઘટવાનું છે.' (ઇબ્ને કસીર, અલબદાયા વન્નિહાયા, બયહકી, દલાઈલુલ નબુવ્વત, ઇબ્ને અબી શૈબા, શિફાઉસ સુદૂર)

તૌરાતમાં હઝરત ઉમર રદિ.ના બૈતુલ મુકદ્દસમાં વિજયી પ્રવેશનું પણ વર્ણન છે. ઉ.ત. 'ઝકરિયા'ની સૂરતમાં આ આયત આપવામાં આવે છે.

"હે સૈહૂનની દીકરી! હર્ષથી બરાડા પાડો, હે જેરૂસ્લેમની પુત્રી! ખુશીથી બૂમો પાડો, જુઓ! તમારો રાજા આવી રહયો છે, તે ન્યાય પ્રિય છે અને ગધેડા પર સવાર છે, ખચ્ચર અથવા ગધેડાના બચ્ચા પર. હૂં યુફ્રેનથી ગાડીને અને જેરૂસ્લેમથી ઘોડાને અલગ કરી દઈશ. યુધ્ધના પંખ તોડી નાખવામાં આવશે. તેનું શાસન સમુદ્ર અને નદીથી જમીનના કિનારે સુધી હશે."

આ શબ્દો સ્પષ્ટ છે પરંતુ ઈસાઇઓ હઝરત ઈસા બિન મરયમ (અલ.)ના જેરૂસ્લેમમાં એકલા મુસાફર તરીકે પ્રવેશશે એવું અર્થ ગ્રહણ કરે છે.ઊંટણીના શબ્દને એમણે એટલા માટે જ ગધેડાથી બદલ્યો છે. આ એ હઝરાતની જાણી જોઈને ફેલાવવામાં આવેલી ગેરસમજ છે. માટે બેશક ઉપરોકત ભવિષ્ય વાણીઓમાં 'ઈસ્લામી વિજયો' અને હઝરત ઉમર રદિ.નું નામ આપવામાં આવ્યું નથી પરંતુ ફારસીઓ અને રૂમીઓ માંથી કોઈ પણ શાસક એવો નથી થયો જેણે કિનારેથી ભૂમધ્ય સમુદ્ર અને તિબ્રીયા નદીથી અદન સુધી સમગ્ર વિસ્તારમાં શાસન કર્યું હોય. આ હકીકત ફકત હઝરત ઉમર રદિ. અને તેમના સાથીઓ પર સત્ય પુરવાર થાય છે.

હવે આપણે અસલ ઘટના તરફ આવીએ છીએ. રાજાએ હઝરત દાનિયાલને બોલાવ્યા. જયારે આ તેની પાસે પહોંચ્યા તો તેણે કહયું, "મેં તારા વિશે સાંભળ્યું છે કે ઈલહામોની રૂહ તારામાં છે, અને નૂર તેમજ ગજબનું જ્ઞાન તારામાં છે. તાંત્રિકો અને જયોતિષીઓ મારા દરબારમાં હાજર કરવામાં આવ્યા જેથી આ લખાણને વાંચે અને અર્થ મને સમજાવે, પરંતુ એ લોકો અર્થ કહી શકતા નથી અને મેં તારા વિશે સાંભળ્યું છે કે તું સ્વપ્નફળ પર શાકિતમાન છે, જો તું આ લખાણને વાંચે અને તેનો અર્થ મને સમજાવે તો રાજા શાહી ઈનામ મળશે અને તારા ગળે સુવર્ણ તૌક પહેરાવવામાં આવશે અને તું સામ્રાજયમાં ત્રીજા વર્ગનો શાસક હશે. ત્યારે દાનિયાલ (અલે.)એ રાજાને જવાબ આપ્યો કે : "તારું ઈનામ તારી પાસે જ રાખે અને મારો બદલો કોઈ અન્યને આપે તો પણ હું રાજા માટે એ લખાણને વાંચીશ અને તેનો અર્થ તેને સમજાવી દઈશ.

(સૂરએ દાનિયાલ, પારા–૫, આયત ૩,૧૮)

તે પછી રાજાએ સ્વપ્ન સંભળાવ્યું અને હઝરતે તેની તાબીર જણાવી. એનાં વિશ્વના ઐતિહાસિક વિભિન્ન કાળો અને વિભિન્ન સરકારોના આરંભ અને અંત સંબંધિત ભવિષ્યવાણીઓ છે. એમાંથી જે ભવિષ્ય વાણીનો સંબંધ આપણા કાળ અને આપણા જમાનામાં હજારો વર્ષ પછી એક ખાસ સામ્રાજયની સ્થાપનાની છે, તેનું નામ એમણે "નફરતનું સામ્રાજય" અને "ગુનાહોનું શાસન" રાખ્યું છે. એ સામ્રાજયની સ્થાપનાથી દુનિયાના પરિણામની શરૂઆત થશે અને એનાં ગુનાહોની ભરમારથી આ પ્રારંભ તેના પરિણામ તરફ ધપશે. અને આ જ સમય બે પવિત્ર રૂહાની હસ્તીઓ (જનાબ મહદી અને હઝરત ઈસા બિન મરયમ 'અલ.') અને બે મોટા ફિત્ના (દજ્જાલુલ અકબર તથા યાજૂજ–માજૂજ) જાહેર થશે.

હઝરત દાનિયાલ અલ.ની આ ભવિષ્યવાણીના જે અંશથી

આપણને રસ છે, તે આ છે: "ઉત્તરના રાજા તરફથી સેનાઓ તૈયાર કરવામાં આવશે અને તે પવિત્ર કિલ્લાને નાપાક કરી દેશે. પછી તે દરરોજના બલિદાનો છીનવી લેશે અને ત્યાં નફરતનું સામાજય સ્થાપિત કરશે."

આ લખાણમાં આદરણીય કિલ્લાને નાપાક કરવાથી મસ્જિદે અકસા પર યહૂદી કબજો અને ત્યાં ભૂંડના સમોસા સાથે દારૂ પીવાનો આશય છે. દરરોજના બલિદાનો છીનવી લેવાથી નમાઝો પ્રત્યે સંકેત છે. દરરોજની કુરબાનીનો અર્થ ઈબાદત છે, કેમકે નમાઝ દરરોજ થાય છે, જયારે કુરબાની દરરોજ થતી નથી. નફરતનું સામ્રાજય જે બૈતુલ મુકદસ (જેરૂસ્લેમ) પર કબજો કરીને અહીં ગુનેહગાર શાસન સ્થાપિત કરશે. આનાથી વર્તમાન ઈઝરાઈલનું સામ્રાજય અર્થ ગ્રહણ થાય છે. આ સામ્રાજય પ્રસ્થાપિત કઈ રીતે થશે? અને તેના કાર્યો કેવા હશે, સાંભળો!

"અને સેનાઓ તેની મદદ કરશે અને તે પવિત્ર સ્થળને નાપાક તથા કાયમી કુરબાનીને મોકૂફ કરશે અને ઊજાડનાર મકરૂહ વસ્તુ ઠોકી બસાડશે અને તે પવિત્ર વચન વિરુધ્ધ શરારત કરનારને પાછા ફેરવશે, પરંતુ અલ્લાહને ઓળખનાર શકિત મેળવીને કાંઈક કરી દેખાડશે. (તૌરાત: ૮૪૬, દાનિયાલ:૧૧– આયત ૩૧,૩૨)

નફરતના સામ્રાજયની મદદ કરનાર સેનાઓ અમેરિકા અને બ્રિટન છે. ઊજાડનાર મકરૂહ વસ્તુના પ્રસ્થાપનથી મસ્જિદે અકસાનું સ્થાન દજ્જાલના સામ્રાજયના મહેલની સ્થાપના છે. શરારત કરનારને પાછા ફેરવવાનો અર્થ ઈસાઈ દુનિયાને ઉશ્કેરીને યહૂદી હેતુઓ સિધ્ધ કરવા માટે ઉપયોગ કરવું છે. પોતાના ખુદાને ઓળખનાર લોકોનું કાંઈક કરવું નો અર્થ એ છે કે ફલસ્તીનના યોધ્ધાઓની બેમિસાલ લડત તરફ સંકેત છે અને આ એમની ખુદા પરસ્તી તથા અલ્લાહને ત્યાં મકબૂલિયતની સ્પષ્ટ ખુશખબર છે, જે આ મજલૂમોના જખમોનું મલમ છે.

આ સામ્રાજય કયારે કાયમ થશે? આ આપણી ચર્ચાનો મહત્વનો પ્રશ્ન છે. હઝરત દાનિયાલ અલયહિસ્સલામ ફરમાવે છેઃ

પછી મેં બે પવિત્ર ગુપ્ત અવાજોને કહેતાં સાંભળ્યુંઃ "આ મામલો કયાં સુધી આ જ પ્રકારે ચાલશે કે મેજબાન અને પવિત્ર સ્થળને ચરણોમાં કચડી નાંખવામાં આવે?" આથી બીજા અવાજે જવાબ આપ્યો કે "બે હજાર ત્રણસો દિવસ સુધી. પછી આ પવિત્ર સ્થાન પાક–સાફ કરી દેવામાં આવશે. (તૌરાતઃ ૮૪૬–દાનિયાલઃ૮, આયત : ૧૩–૧૪)

આ ભવિષ્ય વાણીથી માલૂમ થયું કે નફરતનું સામ્રાજય ૨૩૦૦ વર્ષ પછી પ્રસ્થાપિત થશે. કઇ ક્ષણથી ૨૩૦૦ વર્ષ પછી ??? આ અમે આગળ ચાલીને જણાવીશું,પહેલાં અંતિમ ભવિષ્ય વાણી જેના વડે ખબર પડે છે કે આ સામ્રાજય ૪૫ દિવસ પછી સમાપ્ત થઇ જશે.

હઝરત દાનિયાલ (અલ.) ફરમાવે છેઃ "જો કે મેં ફરિશ્તાઓની વાત સાંભળી લીધી પરંતુ હું એ સમજી શકયો નહિ. માટે મેં અલ્લાહથી દુઆ કરી કે હે અલ્લાહ ! ખેલ કઇ રીતે સમાપ્ત થશે? અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો, દાનિયાલ! પોતાના કામથી કામ રાખો. શબ્દો પર તાળાં ચઢાવી દીધા છે અને મામલાઓ સીલ કરી દીધાં છે. હવે અંતિમ સમય આવશે ત્યારે ઘટસ્ફોટ થશે, જે દિવસે કે કુરબાનીઓ છીનવી લેવામાં આવશે અને નફરતનું સામ્રાજય પ્રસ્થાપિત કરી દેવામાં આવશે. તે પછીથી એક હજાર બસો પાંત્રીસના અંત સુધી પહોંચી જશે, પરંતુ (હે દાનિયાલ!) તમે પોતાનું કામ દુનિયાના અંત સુધી કરતા રહો. તમને આરામ આપવામાં આવશે. (તૌરાતઃ પેજ નં.૮૪૯, બ.૧૨, આયત ૮–૧૩)

ઈસાઇ અને યહૂદી મુફસ્સિરો અહીં પહોંચીને સખત મુંઝાઇ જાય છે, તેમની સમજમાં આવતું નથી કે આમાં જે સમય નિશ્ચિત કરવામાં આવેલ છે, એથી શું સમજી શકાય? કેમકે વિશ્વમાં એવો સામ્રાજય નથી જે ૨૩૦૦ દિવસ પછી પ્રસ્થાપિત થયો હોય અને ફકત ૪૫ દિવસ કાયમ

રહયા પછી સમાપ્ત થઇ ગયો હોય. (૧૨૯૦, ૧૨૩૫, ૪૫)

પરંતુ તેઓ તૌરાતથી જ સહાયતા મેળવે અને અરીસો જોવાથી ડરે નહિ તો તૌરાતમાં દિવસનો અર્થ વર્ષ કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે હઝકીલમાં છે: "મેં તમારા માટે એક દિવસને એક વર્ષ સમાન બનાવી દીધા છે." માટે આયતમાં ૪૫ દિવસનો આશય ૪૫ વર્ષ છે. હવે ભવિષ્ય વાણી પ્રમાણે તે સામ્રાજયની સ્થાપના ૨૩૦૦ વર્ષ પછી થશે. તૌરાત અને બાઇબલના મુફસ્સિરો પ્રમાણે આ વર્ષોની શરૂઆત સિકંદરે આઝમના એશિયાના વિજયથી થાય છે, જે ઈસ. પૂર્વ ૩૩૩માં થયો હતો. માટે, નફરતનું સામ્રાજય (Abomination of desolation)ની સ્થાપના ૩૩૩ ઈ.પૂર્વના ૨૩૦૦ વર્ષ પછી થશે. (૨૩૦૦ – ૩૩૩= ૧૯૬૭) અર્થાત્ ઈ.સ. ૧૯૬૭માં આ જ એ વર્ષે છે જેમાં ઈઝરાઈલી સૈન્ય અલકુદુસમાં પ્રવેશી અને મસ્જિદે અકસાની ભયજનક દાવાનળની ઘટના ઘટી. જો કે ઇઝરાઇલ ઈ.સ. ૧૯૪૮માં બન્યું પરંતુ અલકુદુસ (જેરૂસ્લેમ) જયાં સુધી પહોંચવાનો યહૂદનો વાસ્તવિક હેતુ છે, તે ૧૯૬૭માં ઈઝરાઈલીઓના કબજામાં આવ્યું. હવે જો આ સામ્રાજય પોતાની સ્થાપનાના ૪૫ વર્ષ પછી તબાહ અને બરબાદ થાય છે અને તેની બરબાદી હઝરત ઈસા (અલ.) અને હઝરત મહદીની સેનાઓના હાથે થશે અને આ દજ્જાલ અને ગુસ્તાખ યહૂદીઓના સંપૂર્ણ વિનાશ પર સમાપ્ત થશે તો પછી અમુક સંશોધકોનું કહેવું છે કે (ઈ.સ. ૧૯૬૭+ ૪૫ =૨૦૧૨)ના ફોર્મ્યુલાથી નફરતના આ ગુનેહગાર સામ્રાજયનું અંત. અથવા અંતની શરૂઆત...... નો જમાનો ઈ.સ.૨૦૧૨ની આજુ બાજુ બને છે. વલ્લાહુ આલમ બિસ્સવાબ.

" તે પૂછે છે આ બધું કયારે થશે ? કહી દો; કદાચ આ વહેલી તકે જ થઇ જાય."

આરબ વિશ્વના પ્રખ્યાત સત્યબોલા વિદ્વાન ડોકટર સફર બિન

અબ્દુર્રહમાન અલહવાલી જેમને સત્ય બોલવાના વાંકમાં અસંખ્ય વાર કેદ અને જેલની વેદનાઓ સહન કરવી પડી છે, તેમનું કહેવું છે કે આ કોઇ નિશ્ચિત વર્ષ નથી, હા, જો યહૂદી હઝરાત આપણાથી શરત લગાવવા ઇચ્છે જે રીતે અહલે કુરૈશે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી શરત લગાવી હતી તો અમે કોઇ પણ જાતના સંકોચ વગર કહી શકીએ છીએ કે તેઓ પોતાની શરત અમારાથી હારી જશે." (યૌમુલ ગઝબઉ અનુવાદ રઝીઉદ્દીન સૈયદ, પાન નં. ૧૭૪)

યહૂદીઓ આ શરત હારે કે નહિ, એમનું ફલસ્તીનની ધરતી હારવું અને અંતિમ બરબાદીનું શિકાર થવું નકકી છે. અને તૌરાત પ્રમાણે મુબારક છે એ લોકો જેઓ તકવા અને જિહાદ પર પ્રતિબધ્ધ રહીને મજલૂમોનો સાથ દિલ, જીભ અથવા હાથથી આપે છે, તેમના માટે એકાંતમાં રડે છે અને દુઆઓ કરે છે. તેમના માટે નેક ભાવનાઓ ધરાવે છે અને તેમની સાથે હશ્રની ઝંખા રાખે છે.

નફરતના સામ્રાજયના ખાત્મા પર અહલે હક ખુશીના ગીતો પઢશે, જેરૂસ્લેમ પાક–સાફ થઇ જશે. સમગ્ર ધરતીવાળા અને આકાશી સૃષ્ટિ એવું કહીને અલ્લાહ તઆલાની પ્રશંસા કરશે.

"અલહમ્દુ લિલ્લાહ! મુકિત, મહાતના, આદર અને ભય સૌના માટે અમે અલ્લાહના પાત્ર છીએ, જે અમારો રબ છે. તેના નિર્ણયો યોગ્ય છે કેમકે તેણે એ તવાયફ (નાચનારી)ને સજા આપી જેણે પોતાની બદકારીથી જમીનને ભરી દીધી હતી, તેણે અલ્લાહના બંદાઓનું લોહી વહાવ્યું હતું અને અલ્લાહ તઆલાએ તેનાથી તેનો બદલો લીધો."

સમગ્ર ધરતી પર અત્યાચાર કરનાર અમેરિકા છે અને અલ્લાહની સજાઓનો હકદાર બન્યો, તોફાન, ભૂકંપ, પ્લેગ અને એઇડઝ વગેરે અમેરિકાને દરેક જગ્યાએથી ઘેરી લેશે. આંતરરાષ્ટ્રીય આતંકના ખાત્મા પછી આંતરરાષ્ટ્રીય ખૈરનો સમય આવશે અને ખુદા તેના એ વફાદાર

બંદાઓને ઇનામ આપશે જેઓ હકના વિજય પર આજીજી સાથે તેનો આભાર વ્યકત કરે છે.

"કેમકે પછી હું લોકો માટે એક પવિત્ર જીભ આપીશ, જે અલ્લાહનું નામ પોકારશે અને જેઓ ખભેથી ખભો મિલાવીને અલ્લાહની ઇબાદત કરે છે."

અહી પહોંચીને ઇસાઇ અને યહૂદી સંશોધકો મુંગા થઇ જાય છે કે જો અંતિમ વિજય તેમનો થયો તો પછી ખભેથી ખભો મિલાવીને હમ્દ અને ગીત તેઓ કઇ રીતે ગાશે? આ એમનું જાણી જોઇને અજાણ બનવું તથા અલ્લાહની આયતમાં અર્થનું અનર્થ છે. આખી દુનિયા વિશેષ રૂપે ઇસાઇ અને યહૂદી સારી રીતે જાણે છે કે ઇસ્લામ સિવાય દુનિયામાં કોઈ ધર્મ નથી જેમાં ઇબાદત કરનાર બુન્યાનું મર્સૂસની માફક નમાઝમાં ખભેથી ખભો મિલાવીને ઊભા થાય છે અને તેમની જીભ પર પવિત્ર તકબીરો તથા હમ્દનું ગીત (સૂરએ ફાતિહા) જારી હોય છે.

## બેપરવાઇ યોગ્ય નથી:

☆ હઝરત હારિસ અને હઝરત મન્સૂર:

હઝરત મહદીનું વર્ણન ત્યાં સુધી પુરૂં નહિ થાય જયાં સુધી હઝરત હારિસ અને હઝરત મન્સૂરનું વર્ણન ન થાય. અબૂદાઉદની હદીસ છે:

હિલાલ ઇબ્ને ઉમરથી રિવાયત છે કે મેં હઝરત અલી (રદિ.)" ને આ ફરમાવતાં સાંભળ્યું છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: "એક માણસ માવરાઉન નહરથી ચાલશે, એને હારિસલુલ હરાસ (ખેડુત) કહેવામાં આવતું હશે, એના સૈન્યનો પ્રથમ ભાગ (સેનાની આગળ ચાલતી નાની ટુકડી) પર નિયુકત વ્યકિતનું નામ મન્સૂર હશે, જે આલે મુહમ્મદ (ખિલાફતના મસઅલામાં) માર્ગ મોકળો કરશે અથવા મજબૂત કરશે કે જે રીતે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ને કુરેશે ઠેકાણું આપ્યું હતું, દરેક મુસલમાન પર વાજિબ હશે કે તે એ સેનાની મદદ અને સમર્થન કરે, અથવા એમ ફરમાવ્યું કે (દરેક મુસલમાન પર વાજિબ હશે કે તે) એ વ્યકિતની ઈતાઅત કરે." (અબૂદાઉદ: ૩૭૩૯)

મને આજથી લગભગ ૧૬–૧૭ વર્ષ પહેલાં એક બાબાજી મળ્યા હતા, તેઓ એ હેતુથી પધાર્યા હતા કે તેમનું "તેમનું હારિસુલ હરાસ" હોવાની તસદીક (સમર્થન) કરવામાં આવે અને આ સમર્થન પર દારુલ ઈફતાની સીલ મારવામાં આવે, તેમનું કહેવું હતું કે હદીસ શરીફમાં જે વ્યકિતને હારિસુલ હરાસ કહેવામાં આવી છે, છેવટે એની સંભાવના તો છે કે તે હું છું, તો આપ હઝરાત આ વિનમ્ર પ્રસ્તાવ પર સમર્થનની મહોર મારી દો જેથી એક વિશેષ અવકાશ પૂર્ણ થાય. એમની પાસે કાગળોનો જે થોકડો હતો તેમાં દુનિયા જહાંનના હસ્તાક્ષર, સમર્થન અને સિકકા હતા. તેમની પાસે વિભન્ન સમર્થન પત્રો જોઈને એવું લાગતું હતું કે તેમને સિકકાના નમૂના ભેગા કરવાનો શોખ છે. જે રીતે અમુક લોકોને ટીકીટ, ચલણી સિકકા, માચીસ બોકસ વગેરે ભેગું કરીને ગીનીઝ બુક ઓફ ધ વર્લ્ડ રેકોર્ડમાં નામ લખાવવાનો અથવા કોઈ એવોર્ડ પ્રાપ્ત કરવાનો શોખ હોય છે. એવું હું એટલા માટે કહું છું કે આજ સુધી મહદવિયતનો દાવો કરનારા તો ઘણા ખોટા સામે આવ્યા છે, આ બધા જૂઠ્ઠા શૈતાનના ગુણ વાળા હતા અથવા નફસ પરસ્ત, ખ્યાતી ઈચ્છનાર અને માલના લોભીઓ હઝરત મહદીના સાથી હોવાનો દાવો કરનાર પ્રથમ વાર સામે આવ્યો હતો અને તે હતો પણ એવો ભોળો અને નિદોર્ષ કે તેના પર ગુસ્સાને બદલે તેની સાથે રમવાનું અને મજા માણવાનું મન થતું હતું. મેં તેને અરજ કરી કે આ રૂહાની પદ કાંઈક કરીને દેખાડનાર માટે છે. આમાં એવું નથી થતું કે પહેલા કોઈને પવિત્ર વ્યકિતત્વ બનાવીને રૂહાની પદ પર નિયુકત કરી દેવામાં આવે અને પછી તેનાથી વિનંતી કરવામાં આવે કે હવે તે અમારા



પ્રસ્તાવ અને સમર્થનની લાજ રાખવા માટે ભેટ સોગાદો સ્વીકારવા ઉપરાંત પણ કાંઈક કરીને દેખાડે..... પરંતુ એમનું બસ એટલું આગ્રહ હતું કે પહેલા કોઈ વ્યકિતને (એમને જ) હારિસ માની લેવામાં આવે પછી વાત આગળ વધશે. બાબાજી સ્વભાવના ખરાબ ન હોતા. બસ, એમના મગજમાં કોઈ રીતે આ વાત પેસી ગઈ હતી. મેં તેમને સાંજ સુધી મારી સાથે રાખ્યા અને જયારે દારૂલ ઈફતાનો સમય પૂરો થઈ ગયો તો તેમને સાથે 'ફકીરી થલ્લા' પર લઈ ગયો. મસ્જિદ સાથે એક ઓટલો હતો જેનું નામ મિત્રોએ "ફકિરી થલ્લા" રાખ્યું હતું. મગરિબથી ઈશા અને ઈશા પછી ત્યાં વાંચન થતું હતું અને કામથી નવરાશ પછી ભોજન અને વાતચીત તથા ફકીરી બેઠકો. અહીં અમે બાબાજીની સારી રીતે ખરાઈ કરી, ઉલટ તપાસ કરીને જોયું, દિલમાં હતું કે જો આ કોઈ ફિત્નાની શરૂઆત છે તો એમની પાસે રાખેલા સમર્થન પત્રો અને કાગળો ગાયબ કરી દેવામાં આવે અને જો ફકત નિદોષ પ્રકારના માણસને એક શોખ ચઢી ગયો છે અને આગળ ચાલીને એવો કોઈ ખતરો નથી તો એમને એમના હાલ ઉપર છોડી દેવામાં આવે. ખૂબ તપાસ કર્યા પછી સામે આવ્યું કે બાબાજી ન તો સારી રીતે વાત કરી શકે છે, ન ભણેલા ગણેલા છે. હસ્તાક્ષર અને મહોરના સિકકા ભેગા કરવાથી આગળનું કોઈ આયોજન નથી. જાહેરમાં જેટલા ભોળા દેખાય છે, વાસ્તવમાં એથી પણ વધુ ભોળા છે, માટે એક દિવસ મહેમાનદારી કરીને રુખ્સદ કરી દીધા. રુખસદ થતી વેળાએ એમની ફરિયાદ હતી કે આપ બધી વાત કરો છો પરંતુ પોતાના સહી–સિકકા આપતા નથી. કહો! આવો માણસ હારિસલુલ હરાસ હોઈ શકે જેને એની પણ ખબર નથી કે તેમની પાસે રાખેલા સમર્થન પત્રોના સંગ્રહને ઠેકાણે પાડવા ઈચ્છે છે અને અમારાથી સમર્થન ન મળવાના કારણે ફરિયાદ કરે છે.

હારિસ અને મન્સૂર બે લકબ છે, બે જવાબદારીઓ છે, બે મહાન

સેવાઓ છે, જે આ હઝરાત દીને ઈસ્લામની સર્વોપરિતાનું કામ કરશે, જયારે હઝરત મહદી સાત ઉલમાએ કિરામના અતિ આગ્રહથી અમીરી સ્વીકારીને ઈસ્લાહ અને જિહાદ પર બૈઅત લેશે ત્યારે સૌ પ્રથમ તો કુફથી વધુ આપણા એ લોકોથી ખતરો હશે જેઓ ગફલત, દુનિયાદારી અને ભૌતિકવાદના ફિત્નામાં સપડાઈ જવા અથવા હદીસોનું વર્તમાન વિશ્લેષણ નહિ કરી શકવાને કારણે તેમને ઈસ્લાહી અને જિહાદી નેતા માનવાથી ઈન્કાર કરી દેશે. તે સમયથી પહેલાં હઝરત મહદીની કોઈ જમાત, કોઈ ચળવળ કે સંગઠન વગેરે કશું નહિ હોય બલકે તેમને ખબર પણ નહિ હોય કે તેઓ 'મહદી' છે. એક એકલા–અટૂલા, ગરીબ અને મુસાફર વ્યકિત જેની સાથે અમુક ઉલમા અને એ ઉલમાના અનુયાયી કેટલાક શૂરવીરો હશે. એમને પારકાઓ સિવાય પોતાના લોકોનો પણ સખત વિરોધનો સામનો કરવો પડશે. એમને જે મદદ અને સહયોગની જરૂરિયાત હશે તેના માટે અલ્લાહ તઆલા બે વ્યકિતઓને તૌફીક આપશે કે એક એમની આર્થિક પોષણ અને દેખરેખ રાખશે અને બીજી વ્યકિત તેમના માટે સૈન્ય સહાયતા અને ખાદ્ય સામગ્રીની વ્યવસ્થા કરશે. પહેલાંને હદીસ શરીફમાં હારિસ અર્થાત ખેડૂત કહેવામાં આવ્યું છે કે તે ખેતી વગેરેના માધ્યમથી ખેડૂતોની જેમ શ્રમ કરશે અને ધન કમાવીને હઝરતની સેવામાં આપીને અલ્લાહના માર્ગમાં સમર્પણના એ અમલને જીવંત કરશે જે સહાબએ કિરામ (રદિ.)ની પ્રિય સુન્નત છે. બીજાને 'મન્સૂર' અર્થાત એ વ્યકિત જેની ગુપ્ત મદદ કરવામાં આવે, નું સાંકેતિક નામ રાખવામાં આવ્યું છે. તે સૈન્ય કળાનો નિષ્ણાંત જે લાયક અને વીર સૈન્ય વડો હશે અને હઝરત મહદીની સેનાનો માર્ગ મોકળો કરીને વધતો ચાલ્યો આવશે. અને કુદરતની ગુપ્ત મદદને કારણે તેનો અને તેની સાથેના મુજાહિદોનો માર્ગ કોઈ રોકી શકશે નહિ.

હઝરત હારિસ અને હઝરત મન્સૂર એટલે કે માલથી જિહાદ અને



નફસથી જિહાદની ફરજને અદા કરવામાં પોતાનું સર્વસ્વ લગાતાર આ પવિત્ર હસ્તીઓ જે હઝરત મહદીનો જમણો હાથ હશે. આ સિવાય અહાદીસમાં એ સાત ઉલમાએ કિરામનું વર્ણન પણ હઝરત મહદીના વર્ણન સંદર્ભે આવે છે જેમણે ત્રણસોથી વધુ વ્યકિતઓથી દીને ઈસ્લામ ખાતર જીવવા–મરવાની બૈઅત લઈ રાખી હશે અને તેઓ દુનિયાના વિભિન્ન ભાગોમાં દીનના વિજય માટે નેતૃત્વ કરી રહયા હશે અને પછી અંતે હઝરત મહદીની શોધમાં પોતાના સાથીઓ સાથે હરમૈન જઈ પહોંચશે. આ લોકો ઉમ્મતને પોતાની તરફ..... પોતાના વ્યકિતત્વ તરફ... નહિ બોલાવે, બલકે ઈસ્લામના પુનર્વસન અને સત્યના પ્રભુત્વ માટે ઈસ્લાહ અને જિહાદની દાવત આપી રહયા હશે. પરંતુ મસઅલો અહીં પણ એ જ આવે છે, તેમની સાથે એ જ લોકો ચાલી શકશે જેઓ પોતાના હૃદયને ગૈરુલ્લાહથી અને પોતાના અમલને શરીઅતના વિરોધથી પાક–સાફ કરીને સમર્પણ અને ફના થઈ જવાની ભાવના પ્રાપ્ત કરી ચૂકયા હશે. હઝરત મહદીના સાથી ઘણાં ઓછા પરંતુ અસહાબે બદ્રની જેમ ખૂબ ચૂંટેલા લોકો હશે. તેમની લઘુત્તમ સંખ્યા જોઈને જ સામાન્ય મુસલમાનો કહેશે કે આ તો આતંકવાદીઓનું ટોળું છે. સમગ્ર વિશ્વની સંગઠિત અને સહયોગી સૈન્ય વિરુધ્ધ લડીને આત્મહત્યા કરવાનો શોખ પૂર્ણ કરવા ચાલ્યું છે. આ તો શરીઅતની શીખવેલી હિકમત વિરુધ્ધ ચાલી રહયું છે. આ તો પોતે પણ મરશે અને આપણને પણ "પથ્થરોના જમાના"માં પહોંચાડી જંપશે.

માટે, મહદી મવઉદની આ દુનિયામાં પધરામણી લાચાર અને નિઃસહાય ગરીબોની મદદ માટે થશે. પોતાની ફરતે મુંઝવણો અને પરેશાનીઓથી બે પરવા પોતાના ઈમાનોને છાતીએ લગાડી જાણતા નથી કે માર્ગદર્શન માટે કયાં જશે. "અલ્લાહ જેને ઈચ્છે છે હિદાયત આપે છે." આ એ હકીકત છે જે કુર્આનમાં વારંવાર કહેવામાં આવી છે. ઈતિહાસ

સાક્ષી છે કે હંમેશા દુનિયાના સૌથી નિર્બળ લોકો જ સૌથી પહેલાં આગળ વધીને નૂરે હિદાયત ગળે લગાવે છે અને અવિનાશી મુકિત પામે છે. હંમેશની જેમ આ ગરીબ અને કમજોર લોકો છે જેઓ હઝરત મહદીથી વફાદારી અને આજ્ઞાકારી માટે બૈઅત કરશે. વિના સંકોચે અને કોઈ પણ જાતના પ્રલોભન કે દલીલ વગર. હઝરત અલી મુર્તઝા (રદિ.)થી મરવી એક હદીસ સમર્થન કરે છે કે હઝરત મહદી પણ ઉમ્મતમાં અકીદત અને પ્રેમની ભાવનાઓ જાગૃત કરશે, જેના ભાગ્યમાં હિદાયત પામવાનું લખ્યું છે તેઓ આપના મનોહર વ્યકિતત્વ પર ફિદા થઈ જશે. બુધ્ધિ અને ઈશ્કના આ જ બે માર્ગો છે જયાં સત્ય ઓળખનાર દિલ શંકાશીલ સ્વભાવ મગજ પર અગ્રતા પ્રાપ્ત કરી લે છે અને સમજ શકિત કંઇ કામ આવતી નથી. ફકત જ્ઞાન અને વિદ્વતા જો કોઈ કામ આવી શકત તો અબૂ જહલ અને અબૂ લહબ ઈમાન લાવનારાઓમાં સૌથી આગળ આવતા. કેમકે તેઓ એક સ્માર્ટ અસામાન્ય માનવીઓ હતા અને પોતાની કુદરતી બુધ્ધિ અને સમજ શકિતને કારણે આદરણીય હતા, પરંતુ તેઓ સત્યની તલબ ન હોવાને કારણે પડયાં રહી ગયાં અને હબશી તથા રૂમીઓ દુનિયા આખિરતનું માન પ્રાપ્ત કરી ગયા. ખુલાસો એ છે કે હઝરત મહદીના ઝુહૂર પહેલાં આ બે વ્યકિતઓ તેમનો માર્ગ મોકળો કરી રહી હશે અને ઈસ્લામના પુનઃવસન માટે પોતાના નેતા સાથે મળીને વફાદારી અને બહાદુરીની શાનદાર પરંપરાને તાજી કરીને ઈસ્લામ તથા મુસલમાનોના પ્રભુત્વની ખુશખબર પુરવાર થશે.

## ☆ થોડીક વાતો ☆

આ પુરવણી પછી આ શીર્ષક લગભગ પૂર્ણ થઈગયું છે. અંતે થોડીક વાતો અરજ કરવી છેઃ

(૧) કેટલાક લોકોને વાંધો છે કે બહેસ કરવાનો શો લાભ? મને પણ

લાંબા સમયથી આ જ મુંઝવણ હતી. પરંતુ એનો જવાબ આની શરૂઆતમાં આપી દેવામાં આવ્યો છે કે આનાથી ઈન્શાઅલ્લાહ નુકસાન કાંઈ નથી, અલબત્ત લાભની આશા અવશ્ય છે. નુકસાન તો ઈન્શાઅલ્લાહ એટલા માટે નથી કે જૂઠા દાવેદારોની નિશાનીઓ ખોલીને વારંવાર બયાન કરવામાં આવી છે. આ લેખો વાંચનારા ઈન્શાઅલ્લાહ એવા જૂઠા લોકોના ચક્કરમાં નહિ આવે બલકે તેના વિરોધમાં ભાગ ભજવશે અને લાભનું પાસું એમ છે કે જો હઝરત મહદીનો જમાનો નજીક જ હોય તો ઉમ્મતે મુસ્લિમાના નેક અને સમજદાર લોકો એના માટે પોતાને તૈયાર કરી લેશે, મુજાહિદોનો ઉત્સાહ વધશે, નિરાશ લોકોને બળ મળશે અને જો આવું ન થયું તો આ વર્ણનનો પ્રથમ અને અંતિમ હેતુ ઈસ્લાહ અને શરીઅતની સ્થાપના માટે સંઘર્ષ છે. જો કોઈ મુસલમાન આમાં લાગી જાય તો ભલે તે હઝરત મહદીનો જમાનો પ્રાપ્ત કરે કે ન કરે પરંતુ તેમના સાથીઓ માટે મેદાન મોકળુ કરી જાય. આનાથી વધુ સૌ ભાગ્ય શું હોઈ શકે છે? મૌલાના રૂમ મસનવી શરીફમાં ફરમાવે છે કે સુફિયા લોકોથી કહે છે કે "મૌત નજીક છે, તૈયારી કરી લો" ફિલોસોફર કહે છે કે ૬૦ – ૭૦ વર્ષથી પહેલાં મરવાનું નથી, ઉતાવળની શી જરૂર છે?" આ એવું જ છે જે રીતે કોઈ સહાનુભૂતિ ધરાવનાર વ્યકિત કોઈ મુસાફરને કહે, આગળ રસ્તામાં પાણી નથી, વોટરબેગ સાથે લઈ લો. બીજો કહે છેઃ "વધારાનો ભાર ઉપાડવાની શી જરૂરત છે? પાણી આગળ મળી જશે. હવે સાવચેતી શેમાં છે? એમાં જ કે મોતને નજીક સમજવામાં આવે, વોટર બેગ સાથે રાખવામાં આવે. જો જીંદગીએ મહેતલ આપી અને તાજું પણી આગળ મળી ગયું તો તેનો ઉપયોગ કરો, નહિતર તરસ્યા તો નહિ મળો.

બિલકુલ એ જ રીતે જો હઝરત ઈસા (અલ.) અને દજ્જાલનું વર્ણન જયારે અહાદીસમાં એટલી ચીવટથી કરવામાં આવ્યું છે કે સાંભળનારને લાગતું હતું કે તેમનો ઝુહૂર ઘણો નજીક છે, જયારે ભવિષ્ય વાણીને બયાન

થયે આજે ચૌદસો ઓગત્રીસ વર્ષ થઇ ચૂકયા છે, તો કયામતની નિશાનીઓના ઝુહૂર પછી આ હઝરાતનું વર્ણન ચીવટથી કેમ કરવામાં ન આવે. આ નિશાનીઓના વર્ણન થી કબ્ર અને આખિરત યાદ આવે છે, દુનિયાથી અરૂચી જન્મે છે. સુધારણાની ચિંતા જન્મે છે અને નેક વ્યકિતઓની તલબથી તેમનો સાથ આપવાની ભાવનાથી એક વિશેષ પ્રકારની રાહત અને લાભ મળે છે જે અન્ય વસ્તુઓમાં નથી. એટલા માટે કે દરેક અમલ દરેક સુન્નત અને શરીઅતના દરેક ફૂલનો રંગ અને સુગંધ અન્યથી ભિન્ન હોય છે.

(૨) આપણા લોકો આ સમયે તદન ભૂલ કરે છે, જયારે સમજીએ છીએ કે હઝરત મહદી હઝરત મસીહ અને દજ્જાલનું વર્ણન ફકત આશાવાદી મુલ્લા કરે છે. આપણામાંથી અધિકતર લોકો જાણતા નથી કે અમેરિકન ઘણા ધાર્મિક લોકો છે. તેઓ આપણાથી વધુ મસીહનું બયાન કરે છે. અસંખ્ય યહૂદીઓ તીવ્રતાથી કોઈ મુકિત અપાવનાર ની રાહ જુએ છે. ૧૯૬૭થી પહેલાં તેઓ આ દુઆ કરતા હતા; યા ખુદા! આ વર્ષ જેરૂસ્લેમમાં. ૧૯૬૭માં મસ્જિદે અકસા પર કબજા પછી હવે તેમના હોઠો પર આ શબ્દો હોય છે: "યા ખૂદા ! મસીહા વહેલા આવી જાય."

ઈસાઇઓ ખાસ કરીને અમેરિકા અને બ્રિટનના ઈસાઇઓમાં 'મસીહ' આવી રહયા છે નો નારો સામાન્ય છે. આ સંદર્ભથી તેમની જિજ્ઞાસા ખૂબ જ તીવ્ર છે. યહૂદી, ઈસાઇ અને મુસલમાન ત્રણેય કોઈ મસીહાની રાહ જુએ છે. મુસલમાન અને ઈસાઇ તો હઝરત મસીહ (અલ.)ની પ્રતિક્ષામાં (જેમની સાથે હઝરત મહદીની સેના હશે) અને યહૂદી "મસીહ વિરોધી" (Anti christ) અર્થાત દજ્જાલે અકબરની રાહમાં છે. તફાવત ફકત એટલો છે કે યહૂદ અને ઈસાઇ તેના માટે તૈયારી કરી રહયા છે. મેદાન મોકળું કરી રહયા છે, જયારે કે તેમની ધાર્મિક ભવિષ્ય વાણીઓમાં ફેરફાર થઇને કંઇનું કંઇ બનાવી લેવામાં આવ્યું છે.

ફકત મુસલમાનો પાસે સાચા નબીની સત્ય વાણી ફેરફાર વગરની અસલ હાલતમાં છે, પંરતુ તેઓ બેફિકર છે, ગાફેલ છે અને જાગૃત કરવાથી નારાજ થાય છે કે કેમ ઊંઘ બગાડો છો? હમણા તો દિલ્લી દૂર છે.

(૩) પાકિસ્તાનના શાસકોએ પાકિસ્તાનની સ્થાપનાથી આજ સુધી અલ્લાહ તઆલાથી એટલા વચનભંગ કર્યા છે કે સર્જનની દ્રષ્ટિએ પોતાના અસ્તિત્વનું કારણ ખોઇ ચૂકયું છે. ઈસ્લામ પ્રસ્થાપિત કરવાના વચનથી વિમુખતા અને નિફાકને પ્રોત્સાહન આપવામાં કોઇ કસર રાખી નથી પરંતુ અહીંની જનતાનું નિખાલસ ઈમાન અને દીનથી નિ:સ્વાર્થ સંબંધ સિવાય કેટલાક કાર્યો એવા છે જે અલ્લાહ તઆલા નિ:સ્વાર્થ અને દર્દમંદ પાકિસ્તાનીઓ અને અફઘાનોથી લેશે, આના આધારે આ દેશ આજ સુધી જેવું તેવું બાકી છે અને ચાલી રહયું છે. આપણને આપણી મુકિત અને ટકી રહેવાના આ એક માત્ર આધારના વર્ણનથી બેદરકારી કોઇ રીતે શોભતી નથી.

અંતિમ વાત એ કે મેં આ બધું આપ મેળે લખ્યું નથી, અહાદીસના સંગ્રહમાંથી જે રિવાયતો આપણા મહાન વડીલોએ એમના પુસ્તકોમાં લીધી છે, તેમનું પ્રવર્તમાન વિશ્લેષણનો પ્રયત્ન છે. જો આ ખરું છે તો અલ્લાહ રબ્બુલ આલમીન તરફથી છે અને અકાબિરની બરકતો છે. હું તો ફકત નકલ કરનાર છું અને જો આમાં કોઇ ભૂલ હોય તો મારી ગેરસમજ છે. અલ્લાહથી તૌબા અને તેના મકબૂલ બંદાઓથી સુધારણા ઈચ્છું છું. અલ્લાહ તઆલા આપણા સૌને હિદાયત પર દ્રઢતા અને આપણા અકાબિરોથી મજબૂત સંબંધ નસીબ ફરમાવે. સત્યની ઓળખ અને અહલે હકની સહાયતાની તૌફીક અતા ફરમાવે. આમીન.

# ભાગ–૨
# મસિહિય્યાત

- ☆ સત્ય અને અસત્ય વચનો વચ્ચે વિકટ પરિસ્થિતી.
- ☆ સત્ય અને અસત્ય દાવેદારોની ઓળખ.
- ☆ દસ પ્રશ્નોના દસ ઉત્તરો.
- ☆ અસ્પષ્ટ વાતની સમજુતી, મુશ્કેલીઓનો ઉકેલ.
- ☆ ઈસ્લામ અને મુસલમાનો માટે ધડકતા ઝખ્મી દિલોની સુકૂનનો સામાન.
- ☆ હઝરત મસીહ (અલ.)ના હાથે પશ્ચિમી દજ્જાલિયતની નિષ્ફળતાની કાર્યવાહી.

# બીજો અધ્યાય
# દજ્જાલ કોણ? કયારે? કયાં
# મસિહિય્યાત

લેખક
મુફતી અબૂલુબાબા શાહ મન્સૂર (મ.ઝિ.)

અનુવાદ
ઝાકિર હુસૈન શેખ

**પ્રકાશક**
"બયતુલ ઈશાઅત"
જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.
મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧,તા.જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

# હઝરત અબૂહુરૈરા(રદિ.)ની વસિયત
# ઉમ્મતે મુહમ્મદિયાના નામે

عَنْ اَبِیْ هُرَیْرَةَ ؓ "یَنْزِلُ عِیْسٰی ابْنُ مَرْیَمَ، فَیَدُقُّ الصَّلِیْبَ، وَ یَقْتُلُ الْخِنْزِیْرَ، وَ یَضَعُ الْجِزْیَةَ، وَ یُهْلِکُ اللّٰهُ عَزَّ وَجَلَّ فِیْ زَمَانِهِ الدَّجَّالَ، وَ تَقُوْمُ الْکَلِمَةُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ،" قَالَ اَبُوْهُرَیْرَةَ ؓ: "اَفَلَا تَرَوْنِیْ شَیْخًا کَبِیْرًا قَدْ کَانَتْ اَنْ تَلْتَقِیَ تَرْقُوَتَایَ مِنَ الْکِبَرِ، اِنِّیْ لَاَرْجُوْ اَنْ لَاأَمُوْتَ حَتّٰی اَلْقَاهُ، وَ اُحَدِّثُهٗ عَنْ رَسُوْلِ اللّٰهِ ﷺ فَیُصَدِّقُنِیْ، فَاِنْ اَنَا مِتُّ قَبْلَ اَنْ اَلْقَاهُ وَ لَقِیْتُمُوْهُ بَعْدِیْ، فَاقْرَأُوْا عَلَیْهِ مِنِّی السَّلَامَ" (السنن للدانی)

હઝરત અબૂહુરૈરા (રદિ.)થી રિવાયત છે કે: "ઈસા ઈબ્ને મરયમ (અલ.) નાઝિલ થશે તો સલીબને તોડી નાખશે, ભૂંડની કતલ કરી નાખશે અને વેરા નાબૂદ ફરમાવી દેશે. અલ્લાહ તઆલા તેમના જમાનામાં દજ્જાલને મારી નાખશે. અલ્લાહનો દીન સમૃધ્ધ થઈ જશે."

હઝરત અબૂહુરૈરા (રદિ.)એ ફરમાવ્યું:"શું તમે મને નથી જોતાં કે હું તદ્દન વૃધ્ધ થઈ ચૂકયો છું? મારી હાંસડીના હાડકાં વૃધ્ધાવસ્થાને કારણે ભેગા થવાની નજીક છે, મારી આ ઈચ્છા છે કે મારું મોત એ સમય સુધી ન આવે જયાં સુધી હું આપ (હઝરત ઈસા અલ.)ને મળી ન લઉં અને હું તેમને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અહાદીસ સંભળાવું અને આપ મારું સમર્થન કરે. જો હું આપની મુલાકાત પહેલાં

મરી જાઉ અને તમારી એમની સાથે મુલાકાત થઇ જાય તો આપ (ઈસા અલ.)ને મારો સલામ અરજ કરજો."

# મસીહનો અર્થ

મસીહ મીમની ઝબર, સીનની નીચે ઝૈર અને અંતે હા. આ શબ્દ હઝરત ઈસા બિન મયરમ (અલ.) અને દજ્જાલ બંને વિશે બોલવામાં આવે છે. પરંતુ જયારે આનો આશય દજ્જાલ હોય તો મસીહની સાથે દજ્જાલ શબ્દ અવશ્ય આવે છે, એટલે કે 'મસીહ દજ્જલ' માટે ઈસા (અલ.) "મસીહુલ હુદા" અને દજ્જાલ "મસીહુઝઝલાલા" છે.

હઝરત ઈસા બિન મરયમ (અલ.)નું નામ 'મસીહ' કેમ રાખવામાં આવ્યું? વિદ્વાનો એ એના ઘણાં કારણો જણાવ્યા છે:

(૧) મસીહ એટલે સ્પર્શ કરવું, આપને મસીહ એટલા માટે કહેવામાં આવ્યું કે આપ કોઇ પણ મુસીબતમાં સપડાયેલાને સ્પર્શ કરતા હતા, તે અલ્લાહના હુકમથી સ્વસ્થ થઇ જતો હતો.

(૨) મસીહનો એક અર્થ પ્રવાસ થાય છે, આપે દઅવતે ઇ–લલ્લાહનું કામ કરતાં કરતાં જમીન પર પ્રવાસ ખેડયો, એટલા માટે આપને મસીહ કહેવામાં આવ્યા.

આ બે સંદર્ભની બુનિયાદ પર મસીહ અર્થાત માસિહ (કર્તા) એટલે સ્પર્શ કરનાર અથવા પ્રવાસ કરનાર છે.

(૩) તેમના પગ સંપૂર્ણ જમીન પર લાગતા હતાં, પગના તળિયામાં જગ્યા ન હોતી એટલા માટે મસીહ કહેવામાં આવે છે.

(૪) કેમકે તેમને બરકત સાથે મસહ કરવામાં આવ્યા અથવા ગુનાહોથી પાક કરવામાં આવ્યા, એટલે તેઓ બરકતવાળા હતા.

ઉપરોકત બે કથનો પ્રમાણે મસીહ અર્થાત મમસૂહ (કર્મ) હશે.

નામના આ કારણોમાં કોઈ ભેદ નથી. આ પ્રકારના બધા જ ફઝાઈલ તેમનામાં હતા, માટે આ બધા કારણો પોતાના સ્થાને ખરાં છે.

જે રીતે હઝરત ઈસા (અલ.)ને મસીહ કહેવામાં આવે છે, દજ્જાલે અકબરને પણ મસીહ દજ્જાલ કહેવામાં આવે છે. દજ્જાલે અકબરનું નામ મસીહ કેમ રાખવામાં આવ્યું? એના સંદર્ભે ઘણા કથનો છે, પરંતુ સૌથી વધુ સ્પષ્ટ કથન એ છે કે દજ્જાલને મસીહ કહેવાનું કારણ આ છે કે તેની એક આંખ અને એક ભમર નથી. ઈબ્ને ફારસ કહે છે, "મસીહ એ છે જેના ચેહરાના બે ભાગોમાંથી એક ભાગ મટી ગયેલો હોય, તેમાં ન આંખ હોય ન ભમર. એટલા માટે જ દજ્જાલને મસીહ કહેવામાં આવ્યું છે." પછી તેમણે હઝરત હુઝૈફા (રદિ.)ની સનદથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ હદીસથી દલીલ આપીઃ

وَاِنَّ الدَّجَّالَ مَمْسُوْحُ الْعَيْنِ، عَلَيْهَا ظَفْرَةٌ غَلِيْظَةٌ

"બેશક દજ્જાલ મટી ગયેલી આંખ વાળો છે, જેના પર એક ગલીચ ખરાબ ફોલ્લી છે."

## ☆ મસીહની પ્રતીક્ષા ☆

કયામતની નિશાનીઓનું જયારે પણ વર્ણન થશે તો હઝરત મસીહ (અલ.)નું વર્ણન અવશ્ય આવશે, કેમકે ખુદ કુર્આને કરીમમાં ઈર્શાદ છેઃ " અને તેઓ (હઝરત ઈસા અલ.) કયામતની (નિશાનીઓમાંથી) એક નિશાની છે."

હઝરત મસીહ (અલ.) અલ્લાહ તઆલાના એ સાચા પૈગંબર હતા જેમને યહૂદની અંતિમ ચેતવણી માટે મોકલવામાં આવ્યા હતા. યહૂદીઓએ આપથી પહેલા ઘણા નબીઓને ખોટા ઠેરવ્યા, તેમને સતાવ્યા, અપમાન કર્યું, ઘણાને શહીદ કર્યા. બે વાર તડીપારની સજા, હૈકલે

સુલેમાનની બરબાદી અને જેરૂસલેમની પાયમાલી છતાં તેઓ માન્યા નહિ. અલ્લાહ તઆલાએ હવે બની ઈસરાઈલ માંથી અંતિમ નબી તેમની પાસે મોકલ્યા કે તેમનું અનુસરણ અને પૈરવી કરે. આ લોકો દીનનું પુનઃ વસન કરશે. યહૂદીઓના પરિવર્તનને ખતમ કરી અસલ દીનને તેના અસલ રૂપમાં જાહેર કરશે અને યહૂદ માટે સાચા મસીહા પુરવાર થશે. હઝરત ઈસા (અલ.)ને પ્રથમ દિવસથી જ અલ્લાહ તઆલાએ સાચા પૈગંબર હોવાના અસંખ્ય સંકેતો સાથે મોકલ્યા. આપ પિતા વગર કુંવારી પવિત્ર મરયમની કૂખેથી જનમ્યા. આપ માના ખોળામાં જ વાતો કરવા લાગ્યા હતા. બાળપણથી જ ઘણા નેક સાલેહ હતા. આપનું મનમોહક વ્યકિતત્વ અને પવિત્ર ચરિત્ર સૌને ગમતું હતું. સિવાય યહૂદને કે તેમની કમનસીબીએ તેમને ક્યાંયના ન રાખ્યા. તેમના ધાર્મિક આગેવાનો અને સંતોએ પોતાની પારંપરિક દુનિયા પરસ્તી, દીનથી વિમુખતા, કઠોર હૃદય અને હટ ધર્મી અને પાક માતા પર મોટો આરોપ ઘડયો, તેમને દરેક પ્રકારે હેરાન કર્યા તેમના અનુયાયીઓની મશ્કરી કરી, પોતાની સમગ્ર વિદ્વતા અને જ્ઞાન આપની દાવતનો વિરોધ કરવામાં, વાંધા કાઢવામાં અને આપના વ્યકિતત્વ વિરુધ્ધ અપપ્રચાર કરવામાં વાપર્યું. એટલે સુધી કે શાસકો અને સત્તાધીશોને આપની વિરુધ્ધ ભડકાવીને જૂઠા આક્ષેપો હેઠળ આપની કતલનો આદેશ અપાવ્યો. મતલબ એ કે અંતિમ ચેતવણીને અંતિમ મહોલત સમજવાને બદલે નિરંતર 'અંતિમ ભૂલ' પર આગ્રહ કરતા રહયા. છેવટે જયારે એમની નફસ પરસ્તી અને શૈતાનિયત પરાકાષ્ઠાએ પહોંચી ગઈ તો અલ્લાહ તઆલાએ હઝરત મસીહ (અલ.)ના સંદર્ભથી એક વધુ મોજિઝો જાહેર ફરમાવ્યો જે માનવ ઈતિહાસની અજબ ઘટના છે. આપને સહી સલામત જીવતાં આકાશોમાં ઉપાડી લીધા. યહૂદ પોતાનું મોઢું લઈને રહી ગયા. આપનું વાળ પણ વાંકું

કરી શકયા નહિ. આ પછી એક અંતિમ અને મહાન મોજિઝો ફરી જાહેર થશે કે બદીઓની ધરા અને નખશિખ શર (દુષ્ટ) 'અદદજ્જાલુલ અકબર' જે પોતાની બનાવટી અને કાલ્પનિક ખુદાઈનું પ્રદર્શન સમગ્ર ધરતી પર માનવીય બળવાનું સૌથી મહાન પ્રદર્શન કરીને બ્રહમાંડને ખંડિત કરવાનો નાપાક ઈરાદો લઈને ફરતો રહેશે, અને હઝરત મહદી અને તેમની સાથે હાજર વિજયી યુરોપ અને ઈસાઇ મુજાહિદોને સંકટમાં નાખી ચૂકયા હશે. તેને કતલ કરવા અને જમીનથી સમગ્ર દજ્જાલી શકિતઓ (યહૂદ અને તેના સહયોગીઓ)નો ખાત્મો કરવા માટે હઝરત મસીહ (અલ.) સંદર્ભે ફરી એક વાર અસામાન્ય ઘટના ઘટશે. આપને આકાશથી જમીન પર મોકલવામાં આવશે અને એવી અસામાન્ય શકિતઓ આપવામાં આવશે જે રહમાની હશે અને દજ્જાલની શૈતાની શકિતઓનો સામનો થતાં જ તેને ઓગાળીને ભષ્મ કરી દેશે. આ ધરતી પર દજ્જાલ અને બાતિલ શકિતઓનો અંતિમ દિવસ હશે.

આ લેખ અમે સૈયદના મસીહ (અલ.)ના હવાલાથી તેના મહત્વના પાસાઓનું વર્ણન કરીશું, જેનું જાણવું વર્તમાન કાળના મુસલમાનો માટે આવશ્યક છે. સાચા દાવાઓ અને ખોટા પડકારો વચ્ચે મુંઝાયેલા મુસ્લિમ બિરાદરોને હક અને બાતિલના મહા યુધ્ધ દરમિયાન હક પર મકકમતા અને બાતિલ વિરુધ્ધ સામનો કરવા માટે આવશ્યક છે કે સાચી હદીસો બયાન કરવામાં આવે અને બાતિલ જુઠ્ઠા લોકોની માયાજાળથી બચાવવામાં આવે. અમારો આ લેખ દસ પ્રશ્નો અથવા એમ કહો કે હઝરત મસીહ (અલ.)ના હવાલાથી દસ શીર્ષકો પર આધારિત છે, જે ઈન્શાઅલ્લાહ આ સંપૂર્ણ ચર્ચાનો મુદાસર ખુલાસો હશે, પરંતુ આ પ્રશ્નો અથવા શીર્ષકો પછી..... આ પહેલાં કેટલીક વાતો સામે મૂકવાથી ઘણી મુંઝવણો ઉકેલાઈ શકાશે.

☆ અતૂટ અકીદો: ☆

(૧) અલ્લાહના મહબૂબ પૈગંબર સૈયદના હઝરત ઈસા (અલ.)ને જીવતાં આકાશમાં ઉપાડી લેવામાં આવ્યા અને કયામત નજીક ફરીથી જમીન પર નાઝિલ કરાશે. અહલે ઈસ્લામનો અતૂટ અકીદો છે. આ અકીદો હદીસોથી પુરવાર છે અને આનો ઈન્કાર કુફ્ર છે. જૂના કાળના કેટલાક ફિરકાઓ અને થોડાક વર્ષો પહેલાંના સરસૈયદ તથા મિર્ઝા કાદયાની અને વર્તમાનમાં કેટલાક ગુમરાહ સ્કોલર્સ સિવાય કોઈએ ઈન્કાર કર્યો નથી. આ અકીદા (હયાતે મસીહ) પર ઉમ્મતનો ઈજમા છે. માટે આ અકીદા પર ઈમાન લાવવું વાજિબ છે અને આનાથી ઈન્કાર કુફ્ર સુધી લઈ જનાર ગુમરાહી છે. અલ્લાહ તઆલા દુર્ભાગ્યથી બચાવે.

☆ મોજિઝાઓની હિકમત ☆

(૨) સૈયદના હઝરત ઈસા (અલ.)ને જે વિભિન્ન પ્રકારના સાચા મોજિઝાઓ આપવામાં આવ્યા હતા. દા.ત. ખતરનાક બીમારીઓમાં સપડાયેલા રોગીઓને સ્વસ્થ અને મૃતને જીવંત કરવું, માટીના બનેલા પક્ષીઓને ફૂંક મારવાથી જીવંત થઈને ઊડવું, જન્મથી અંધ લોકોની આંખમાં પ્રકાશ વગેરે. કેટલાક ઉલમાએ આની હિકમત આ બયાન કરી છે કે તે કાળમાં યુનાનના ડોકટરોના હાથે તબીબી કળા પરાકાષ્ઠાએ પહોંચી ગઈ હતી. અલ્લાહ તઆલાએ તેના મુકાબલામાં આપને શિફાનો હાથ અતા ફરમાવ્યો કે જયાં સુધી મેડીકલના નિષ્ણાંતોનો વિચાર પણ ન પહોંચી શકે. આ હિકમત પોતાની જગ્યાએ ખરી છે. આની સાથે આ વાત પણ ધ્યાને રાખવી જોઈએ કે હઝરતના મોજિઝાઓનો સંબંધ એક અન્ય બિંદુ સાથે પણ છે. યહૂદ ખૂબ જ ખરાબ રીતે ભૌતિક વાદના શિકાર હતા, એટલે કે દુનિયાનો પ્રેમ અને મોજ મજાની વાસના આગળ અલ્લાહ અને અંતિમ દિવસને ભૂલી ચૂકયા હતા. લોભ અને લાલચે તેમની નજરો ગુપ્ત

સત્યતાઓથી ખસેડી દીધી હતી અને તેઓ સિફલી ઈચ્છાઓના ગુલામ બનીને હરામ અને હલાલનો તફાવત ભૂલી ગયા હતા. સામાન્ય હિતો માટે અલ્લાહની કિતાબમાં ફેરફાર કરવાથી પણ ચૂકતા ન હોતા. આ જ વસ્તુ દજ્જાલના ફિત્નાનો ખુલાસો હશે, એટલે કે ખુદાથી નિરસતા અને ભૌતિક વસ્તુઓની પૂજા. ફના થનાર પ્રકાશથી અંજાઈને જન્નતની નેઅમતોને ભુલાવી દેવું અને ક્ષણિક મોજ મજા તથા થોડાંક હિતોના બદલામાં જહન્નમનો કાયમી અઝાબ ખરીદવા માટે તૈયાર થઈ જવું. હઝરત ઈસા (અલ.)એ પોતાના રૂહાની મોજિઝાઓથી યહૂદીની એ બુધ્ધિ વાદ અને ભૌતિક વાદ પર ચોટ લગાવી અને તેમને અહેસાસ અપાવ્યો કે અલ્લાહની શકિત બધી જ ભૌતિક શકિતઓથી સર્વોચ્ચ છે. ધરતીની શકિતઓનો ગુલામ બનીને અલ્લાહને ભુલાવી દેવું બદતરીન મૂર્ખામી છે. આપે દીની રૂહાની શકિતઓ જાહેર કરીને ભૌતિક વાદીઓને પાઠ ભણાવ્યો કે બધું જ ફકત એ નથી જે નરી આંખે દેખાય છે, તેનાથી આગળ પણ કંઈક છે. યહૂદે આપની વાત ન માની બલકે આજ સુધી એ જ બીમારીમાં સપડાયેલા છે, તેમનો મહાન નેતા દજ્જાલે અકબર ભૌતિક વાદ (કે જે આજકાલ પશ્ચિમનું જીવન ધોરણ છે) તે સૌથી મોટો સરદાર હશે અને તેની સફોમાં યહૂદીઓ આગળ હશે, માટે અલ્લાહ તઆલા આપને ફરીથી દુનિયામાં મોકલશે કે તેમની રૂહાની શકિતઓથી દજ્જાલની શૈતાની અને યહૂદી વૈજ્ઞાનિક શકિતઓને એક નજરમાં બરબાદ કરી નાખે. માટે દજ્જાલ આપને જોઈને એ રીતે ઓગળવાનું શરૂ કરી દેશે જે રીતે મીઠું પાણીમાં ઓગળે છે અથવા ચરબી તડકામાં ઓગળે છે. આપનો શ્વાસ જે કાફિર સુધી પહોંચશે તે જ સમયે મરી જશે અને જયાં સુધી આપની નજર જશે, ત્યાં સુધી આપનો શ્વાસ પહોંચશે, યહૂદ જે પથ્થર કે ઝાડની પાછળ છુપાશે એ જ એમની વિરુધ્ધ બાતમી આપશે. આ રીતે અલ્લાહના સાચા

પૈગંબરના હાથે આ બ્રહમાંડનો સૌથી જૂઠો માણસ, સૌથી ધોખા બાજ અને કપટી વર્ગ પોતાના અંજામને પહોંચશે.

☆ રાહે વફાના મુસાફર ☆

(૩) ઈસાઈ હઝરાતે (અલ્લાહ તેમને નેક હિદાયત આપે) હઝરત ઈસા (અલ.) સાથે પ્રેમ તો ઘણો કર્યો પરંતુ પ્રેમના બે તકાદાઓ આકરા માર્ગ પર ચાલતાં જયારે પ્રેમની કસોટીનો વખત આવ્યો તો સાચા પ્રેમના બે તકાદાઓ ભૂલી ગયા. (૧) એક તો સંપૂર્ણ અનુસરણ કે ઈતાઅત અને બલિદાન. (૨) બીજું મહબૂબના દુશ્મનોથી નફરત અને તિરસ્કાર માટે, એમનો એમનો મસઅલો એમ થયો કે હઝરત ઈસા (અલ.)ની ઈતાઅતના સ્થાને એમને ખુદા બનાવી લીધા અને આપના શત્રુઓ સાથે જિહાદને બદલે તેમની સાથે મિત્રતા કરી. દુનિયામાં એવી કોમ નહિ હોય જે પોતાના પૈગમ્બર સાથે મળીને પ્રાણ આપનારાઓ સાથે તો નફરત અને યુધ્ધ કરે, જયારે પૈગંબરના પ્રાણ લેવાના પ્રયત્ન કરનારાઓના પક્ષમાં એટલી આગળ ચાલી આવે કે તેમના "ગુનેહગાર સામ્રાજય"નું સુરક્ષા કવચ બની જાય. ઈસાઈ હઝરાત તેમ છતાં આ બુધ્ધિ અને અકકલને આંજી દેનાર પ્રગતિનો વિકાસ કરે છે, મુસલમાન એમના પૈગંબર હઝરત મસીહ (અલ.)ની સાથે ભળીને અંતિમ કાળનું મહાન યુધ્ધ કરશે અને યહૂદ, મસીહ વિરુધ્ધ, 'દજ્જાલે અકબર' સાથે મળીને ઈસાઈઓના પૈગંબર વિરુધ્ધ ખતરનાક યુધ્ધ લડશે. આમ છતાં ઈસાઈઓની નફરત અને યુધ્ધ મુસલમાનો સાથે છે, જેઓ પ્રેમ અને આદર સિવાય તેમના પૈગંબરનું વર્ણન નથી કરતા અને તેમની સહાનુભૂતિ તથા પ્રેમ યહુદ સાથે છે, જેઓ બધા અંબિયાની જેમ ઈસાઈઓના પવિત્ર પૈગંબરના પણ ગુસ્તાખ છે, અને તેમના મતે હત્યારા છે.

## ☆ અંતિમ યુધ્ધનું ક્ષેત્ર ☆

(૪) હઝરત મસીહ (અલ.)ની પ્રતિક્ષા વિશ્વના ત્રણ મોટા ધર્મો કરી રહયા છેઃ ઈસ્લામ, યહૂદિયત અને ઈસાઈયત. ત્રણેયમાં કોઇ 'મસીહા'ની ભવિષ્યવાણી છે, જે મુકિત અપાવનાર તરીકે આવશે, ભેદ એટલો છે કે યહૂદ દજ્જાલને સાચા સમજીને માર્ગદર્શક માને છે અને મુસલમાન તથા ઈસાઇ સાચા મસીહાની રાહ જુએ છે...... પરંતુ અમારે જે તફાવત અને મહત્વતા સાથે વર્ણન કરવાનું છે તે એ કે વર્તમાન યહુદી અને ઈસાઇ ખૂબ જ આતુરતા પૂર્વક ગુપ્ત મસીહાના પ્રગટ થવાની રાહ જુએ છે. પશ્ચિમના લોકોની બહુમતિ નાસ્તિક અથવા બેદીન હોવાની પ્રસિધ્ધિ ધરાવે છે પરંતુ તેમ છતાં તેઓ આ સંદર્ભે ખૂબ જ ઉત્સાહ અને જિજ્ઞાસાથી પ્રવૃત્ત છે. અમેરિકામાં આશરે ૮૦ હજાર બુનિયાદ પરસ્ત પાદરીઓ છે, જેમનામાંથી ઘણાં પાદરીઓ એક હજાર ક્રિશ્ચન રેડિયો સ્ટેશનોથી વકતવ્યો પ્રસાર કરે છે અને તેમના એકસો ક્રિશ્ચન ટેલિવીઝન સ્ટેશન પણ છે. તેમનામાં એક મોટી સંખ્યા Dispens ationalismની છે. આ એ લોકો છે જેઓ મસીહ (અલ.)ના નજીકના ભવિષ્યમાં આગમન અને મહા યુધ્ધ પર વિશ્વાસ ધરાવે છે, તેમની સંખ્યામાં વધારો થતો રહે છે. મોટી અને અસરકારક વિદ્યાલયો જે Dispensationalist અકીદાનું શિક્ષણ આપે છે, તેમાં ધી બાઇબલ ઈન્સટીટયુટ ઓફ શિકાગો, ફલાડે ફિયા કોલેજ ઓફ બાઈબલ, ધી બાઈબલ ઈન્સટીટયૂટ ઓફ લોસ એન્જેલસ અને આ જેવી બસો કોલેજો અને સંસ્થાઓ સામેલ છે. સને ૧૯૯૮માં બાઈબલ શાળાઓના વિદ્યાર્થીઓની સંખ્યા એક લાખથી વધુ હતી. તેમાં ૮૦ થી ૯૦% શિક્ષકો અને તેમના વિદ્યાર્થીઓ પણ Dispensationalist છે. આ જ બાઈબલ કોલેજના સ્નાતક અહીંથી નીકળીને પાદરી બનશે અને પોતાના અકીદાનો પ્રચાર કરશે અથવા

પોતાની અલગ બાઈબલ શાળા ખોલી લેશે અને શિક્ષણ આપશે. આ લોકો એ અકીદા પર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે કે એક ભયાનક તબાહી આવવાની છે,પરંતુ એમને એક ક્ષણની પણ તકલીફ નહિ પડે કેમકે તેમને અગાઉથી જ મુકિત (Rapture) મળી ચૂકી હશે. આ અકીદાના અનુયાયીઓ પોતાના મસ્લકમાં ખૂબ જ પાકા છે અને આ સમયે અમેરિકા વાસીઓની એક ચતુર્થાંશ સંખ્યા આને માનનારી છે. આ સંગઠનને આર્થિક સહાય કરનારા મોટા મોટા અને પ્રખ્યાત ધનવાન અમેરિકન છે. આ ચળવળ ખૂબજ ઝડપથી ફેલાઈ રહી છે. આનો હેતુ એક બિલિયન ડૉલર ભેગા કરવાનો છે જેથી ધરતી પરની દરેક વ્યકિત સુધી સંદેશ પહોંચાડી શકાય. સોળ હજાર ઈસાઈ પાદરી જેમની સંખ્યામાં દરરોજ વધારો થઈ રહયો છે, વાર્ષિક બે મિલિયન ડૉલરના બજેટથી લાભ મેળવે છે. એ સિવાય પ્રચારકો બે કરોડ વ્યકિતઓ સુધી પોતાનો સંદેશ પહોંચાડે છે અને બિલિયન ડૉલરથી વધુ ડોનેશન ભેગું કરી લે છે. આ લોકોનો પ્રભાવ અમેરિકન પ્રજાના દરેક વર્ગ પર છે. અમેરિકાની પ્રખ્યાત રાજકીય અને આંતર રાષ્ટ્રીય વ્યકિતઓ તેમનાથી પ્રભાવિત દેખાય છે, એટલે સુધી કે રોનાલ્ડ રેગનથી લઈને બુશ જુનિયર સુધીના વિચિત્ર નિવેદનો આવતા રહયા છે, જેમનું સમર્થન થયું ન હોત તો વિશ્વાસ પણ આવતો નહિ કે આવા મોડર્ન લોકો રૂઢિ ચુસ્ત વાતો કહી શકે છે. ઉદાહરણ તરીકે પ્રમુખ રેગને પાદરી જિમ બેકરને ૧૯૮૧માં વાત–ચીત કરતાં કહયું હતું કેઃ

જરા વિચારો! ઓછામાં ઓછા વીસ કરોડ સૈનિક પૂર્વથી હશે અને કરોડો પશ્ચિમના હશે, રોમન સામ્રાજય (અર્થાત્ પશ્ચિમી યૂરોપ)ના નવનિર્માણ પછી ઈસા મસીહ તેમના પર હુમલો કરશે જેમણે જેરૂસ્લેમ શહેર બરબાદ કરેલ છે, તે પછી તેઓ એ સેનાઓ પર હુમલો કરશે જે આર્મિગાર્ડનની ખીણમાં ભેગી થશે, એમાં કોઈ શંકા નથી કે જેરૂસ્લેમથી

બસો માઈલ એટલું લોહી વહેશે કે તે જમીનથી ઘોડાની લગામ સમાન હશે. આ આખી ખીણ યુધ્ધ સામગ્રી, પ્રાણીઓ અને માણસોના જીવંત શરીરો અને લોહીથી ભરાઈ જશે. આવી વાત સમજમાં નથી આવતી, માણસ બીજા માણસ સાથે આવા અમાનવીય કૃત્યની કલ્પના પણ ન કરી શકે પરંતુ એ દિવસે ખુદા માનવીય પ્રકૃતિને એ પરવાનગી આપી દેશે કે પોતાની જાતને સંપૂર્ણ રીતે જાહેર કરી દે. વિશ્વના સમગ્ર શહેરો લંડન, પેરિસ, ટોકિયો, ન્યુયોર્ક, લોસ એન્જેલસ, શિકાગો બધા અસ્તિત્વમાંથી નાબૂદ થઈ જશે.

પ્રખ્યાત અમેરિકન લેખિકા ગ્રીસ હાલ સેલ પોતાનું પુસ્તક 'અમેરિકનો ઈસ્લામી વિશ્વ પર હુમલો કેમ?'ના નામથી મારા લેખ અને લેખકના પરિચય સાથે પ્રસિધ્ધ થઈ ચૂક્યું છે, લખે છે કે:

"અમેરિકામાં આઠ વર્ષ સુધી એક એવો પ્રમુખ પણ (રોનાલ્ડ રેગન) રહયો છે જેને વિશ્વાસ હતો કે તે અંતિમ સમયે (કયામતના નજીકના દિવસોમાં) જીવતો રહેશે બલકે એવી આશા રાખીને બેઠો હતો કે આ ઘટના તેના શાસન કાળમાં જ ઘટશે."

પ્રમુખ બુશે એક વાર કહયું કે: "મને પ્રત્યક્ષ ખુદાથી માર્ગદર્શન મળે છે." એક વાર એક અવકાશ યાત્રા દરમિયાન આ પ્રમુખ સાહેબે જે બુનિયાદ પરસ્તો વિરુધ્ધ ચળવળમાં આગળ છે, વિમાનમાં જ એક દુઆની મજલિસ કરી જેમાં માનનીય કોન્ડોલીકા રાઈસએ અવકાશમાં દુઆ કરનારાઓને કટ્ટર ધાર્મિક વિધિ પ્રમાણે સેવાઓ આપી હતી.

આ તો બે પ્રખ્યાત અમેરિકન પ્રમુખની કારકિર્દી હતી. અન્ય અમેરિકન લોકોની માનસિકતાના પરિચય માટે આવો ! ઉપરોકત લેખિકાના લખાણથી વધુ કેટલાક અંશો જોઈએ:

☆ રેવરિન્ડ કલાઈડ લૂટ એક પેન્ટિ કોસ્ટલ પાદરી છે, તેમણે

બાઈબલની એક આયતની તફસીર એ રીતે કરી છે કે યહૂદીઓના ત્રીજા હેકલનું નિર્માણ આવશ્યક રીતે જેરૂસ્લેમમાં મસીહના બીજા આગમન પહેલાં થશે. કલાઈડ લાલ બળદ અથવા કુંવારી ગાયને જે તદ્દન પવિત્ર હોય ઝિબહ કરવા કહે છે, જેના પછી નવા હૈકલના નિર્માણની વિધી પૂરી થશે, તેની ખાતર પ્રાચીન ઈસ્લામી ઈબાદત ગાહો (મસ્જિદે અકસા અને ગુંબેદ સુખ્રા)નું ધ્વસ્ત કરી દેવું પડશે. કલાઈડને વિશ્વાસ છે કે ખુદાની ભાગીદારીથી આ કાર્ય યોગ્ય સમયે થઈ જશે.(ન્યુયોર્ક ટાઈમ્સઃ ૨૭/૧૨/૧૯૯૮)

☆ "૧૯૯૮ના અંતમાં ઈઝરાઈલની ન્યુઝ પેપર અને વેબ સાઈટ પર જોવામાં આવ્યું જેમાં કહેવામાં આવ્યું કે એનો હેતુ મુસલમાનોની ઈબાદતગાહોને આઝાદ કરાવવી અને તેમના સ્થાને એક યહૂદી હૈકલનું નિર્માણ છે. ન્યુઝ પેપરમાં લખ્યું છે કે એ હૈકલના નિર્માણનો ખૂબ જ યોગ્ય સમય આવી ગયો છે. ન્યુઝ પેપરમાં ઈઝરાઈલી સરકારથી માંગ કરવામાં આવી છે કે અધર્મની ઈસ્લામી કબજા વાળી મસ્જિદ ધ્વસ્ત કરાવે, ત્રીજા હેકલનું નિમાર્ણ ખૂબ જ નજીક છે."

☆ ઈઝરાઈલને પોતાના અંતિમ મહાન ઐતિહાસિક ડ્રામા માટે સ્ટેજની સંપૂર્ણ તૈયારી માટે ફકત એક એક ઘટના ઘટવાની બાકી છે. આ છે તેની પ્રાચીન ધરતી પર ઈબાદત માટે એક પ્રાચીન ઈબાદતખાનું નવેસરથી નિર્માણ થાય. હઝરત મૂસા (અલ.)ના ફરમાનોની દ્રષ્ટિએ એક જ સ્થાન છે જયાં આ ઈબાદત ગાહ બનાવવામાં આવે. આ છે માઉન્ટ મોરિયા (Mount Moriah) એ જ સ્થાન જયાં આ અગાઉ ઈબાદત ગાહો નિર્માણ કરવામાં આવી હતી, અર્થાત ખાસ મસ્જિદે અકસા અને ગુંબદે મેઅરાજ પર."

પશ્ચિમ પોતાના ભૌતિક વાદ છતાં એટલી હદે અંતિમવાદી છે કે

આતુરતા પૂર્વક 'મસીહા'ની પ્રતિક્ષા કરી રહયું છે. તેનો અકીદો એ છે કે "પવિત્ર પિતા"ના આગમન પછી તેમને આકાશમાં ઉપાડી લેવામાં આવશે જયાંથી તેઓ લોહિયાળ યુધ્ધનુ દ્રશ્ય ગેલેરીમાંથી જોશે.

જયારે બીજી બાજુ મુસલમાનો ધાર્મિક હોવા છતાં પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સત્ય ભવિષ્યવાણી પ્રત્યે એવા પ્રેરિત નથી કે જે રીતે વર્તમાન કાળમાં આ ભવિષ્ય વાણીઓના સંકેતો નજીક જોઇને સાવધ અને જાગૃત થવું જાઇએ. હઝરત મસીહ (અલહિસ્સલામ) નો સાથ જે લોકોએ આપવાનું છે."મસીહાની પ્રતિક્ષા"થી તેમની ગફલત સમજમાં ન આવનારી વાત છે.

**☆ વચ્ચેની કડી ☆**

કયામતની નિશાનીઓ ત્રણ પ્રકારની છેઃ (૧) બઈદા સંકેતોઃ અર્થાત એવી નિશાનીઓ કે જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાળમાં અથવા તેમના જમાના પછી પણ આજણી ઘણા વર્ષો પહેલાં જાહેર થઇ ચૂકી છે. અને તેમના તથા કયામત વચ્ચે વધુ અંતર છે. (૨) મધ્ય સંકેતોઃ એવી નિશાનીઓ કે જે જાહેર થઇ ચૂકી છે પરંતુ પરાકાષ્ઠાએ નથી પહોંચી. જયારે પરાકાષ્ઠાએ પહોંચી જશે ત્યારે ત્રીજા પ્રકારની નિશાનીઓની શરૂઆત થઇ જશે. (૩) નીકટના સંકેતોઃ આ નિશાનીઓ કયામતની તદન નજીક છે. એક બીજા પછી નિરંતર જાહેર થશે અને જયારે આ બધી (કુલ આશરે દસ છે) જાહેર થઇ જશે તો કોઇ પણ સમયે એકા એક કયામત આવી જશે.

પહેલા અને ત્રીજા પ્રકારની નિશાનીઓનો સંબંધ બ્રહમાંડમાં થનાર ઘટનાઓ સાથે છે, જયારે વચ્ચેની બીજા પ્રકારની નિશાનીઓ માણસોના આમાલ સાથે છે. દાખલા તરીકે પહેલા પ્રકારમાં આ નિશાનીઓ આવે છેઃ અંતિમ નબી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જન્મ અને



વફાત, શકકુલ કમર (ચાંદના બે ટુકડા)ની ઘટના, તાતારનો ફિતનો વગેરે. બીજો પ્રકાર એ ગુનાહો અને બદઆમાલીઓ છે જેમાં માણસ સપડાઇને જાઇઝ–નાજાઇઝને ભુલાવી દેશે. બુરાઈઓનું ચલણ એટલું હશે કે મસ્જિદો અને મદ્રસાઓમાં પણ સંગીતની અનાવશ્યક મોબાઇલ રીંગ અને ડાબે જમણેથી કાનમાં પડનારી ગાવા–બજાવાની ધ્વનિઓથી પ્રભાવિત થવાશે. આવા સિત્તેર જેટલા ગુનાહ છે, જેનું વર્ણન હદીસોમાં છે.

ત્રીજા પ્રકારનો સંબંધ વિચિત્ર પ્રકારની બહમાંડની ઘટનાઓ સાથે છે. આ દસ છે, અને આમાંથી પાંચનો સંબંધ હઝરત ઈસા (અલ.)ના નુઝૂલ સુધી છે. અને પાંચનો આપના નુઝૂલ પછી થી. આ અંતિમ પાંચને મહાસંકેતો પણ કહેવામાં આવે છે. કે તે પછી બસ કયામત એમ આવી જશે જે રીતે ગર્ભવતી ઊંટણીના અંતિમ દિવસો, કે શી ખબર કયારે બચ્ચું જન્મે. પ્રથમ પાંચ સંકેતો સુધી દુનિયા પર ખૈર (ભલાઈ)નો પ્રભાવ હશે અને છેવટની પાંચ શર (દુષ્ટ)નો સંપૂર્ણ પ્રભાવ હશે. અંતે માણસ નેક હોય છે કે બદ, અંતિમ હિસાબ–કિતાબ માટે રજૂ કરવામાં આવશે.

આ પાંચ પાંચ નિશાનીઓથી પહેલાં એ સમજો કે હઝરત મહદી મધ્ય સંકેતો અને નીકટના સંકેટો વચ્ચેની કડી હશે એટલે કે જયારે દુનિયા પર ચારે બાજુ ગુનાહો અને અત્યાચારો છવાઈ જશે અને અહલે હક આકરી કસોટીમાં હશે તો અહલે હકના નેતૃત્વ માટે હઝરત મહદીનું ઝુહૂર થશે જયારે હઝરત ઈસા (અલ.)ની વફાત અને અંતિમ અને મધ્ય સંકેતો વચ્ચેની કડી હશે. અર્થાત હઝરત ઈસા (અલ.)ના હસ્તે સમગ્ર વિશ્વમાં ઈસ્લામનું નિરૂપણ થશે. પછી તેમની વફાત બાદ પરિસ્થિતીઓ બદલવાની શરૂ થઈ જશે એટલે સુધી કે જમીન પર દુષ્ટ લોકો રહી જશે, જેઓ રસ્તાઓ પર ખુલ્લે આમ ગધેડાઓની માફક બદકારીથી પણ નહિ શરમાય.

પાંચ નજીકની નિશાનીઓ આ છેઃ (ઝુહૂરે મહદી) (૨) દજ્જાલનું બહાર નીકળવું (૩) નુઝૂલે મસીહ (અલ.)(૪)હરમજદૂન (Armegadon) નામે વિશ્વ યુધ્ધ જે ઈઝરાઈલનો ખાત્મો કરશે અને (૫) યાજૂજ માજૂજ...... કયામત પહેલાં નજીકની પાંચ નિશાનીઓ આ છેઃ (૧) જમીનમાં ધસી જવાની ત્રણ ઘટનાઓ એક પૂર્વમાં, એક પશ્ચિમમાં અને એક આરબ ઉપખંડમાં.(૨) બ્રહમાંડમાં ચારે બાજુ ફેલાયેલો ધુમાડો (૩) સૂર્યનું પશ્ચિમથી ઉદય પામવું. (૪) જમીનથી એક વિચિત્ર પ્રાણીનું નીકળવું, જે લોકો સાથે વાતો કરશે અને તેમને છેલ્લી વખત બદઆમાલીઓના ખરાબ પરિણામથી ડરાવશે.(૫) યમનથી જાહેર થનારી આગ જે લોકોને હાંકીને સીરીયા તરફ લઈ જશે.

જયારે હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.) કયામતની નિશાનીઓમાંથી છેલ્લા પ્રકારની વચ્ચેની કડી છે અને હઝરત મહદીનો ઝુહૂર એ સમયે થશે જયારે ધરતી ગુનાહોથી અને ઈસ્લામી વિશ્વ કુફ્રના અત્યાચારોથી ભરાઈ જશે. મુસલમાન તેમના નેતૃત્વથી નારાજ હશે અને કોઈ મુકિત અપાવનાર નેતાનો આતુરતા પૂર્વક અને વ્યાકુળતાથી પ્રતિક્ષા કરી રહયા હશે અને અત્યાચારની પરિસ્થિતિમાં પણ કુફ્રને આગળ ધપવા સામે પોતાની જિહાદી ચળવળ ચાલુ રાખશે. એટલે સુધી કે આખા વિશ્વમાં નાનકડો ટૂકડો રહી જશે જે તેમનું આશ્રય સ્થાન હશે. જયારે આ બધું "એન્ડ ઓફ ટાઈમ"ના અણસારો માંથી છે તો પછી આ કાળમાં જીવનારા મુસલમાનો તે એક રાત પણ તૌબા કર્યા વગર બિસ્તિર પર જવું એક સવાર પણ જિહાદ અને મુજાહિદોની મદદની નિય્યત વગર ઘરેથી નીકળવું યોગ્ય નથી. આ લખાણોનો ખુલાસો અને સારાંશ આ જ છે. અલ્લાહ તઆલા નેક તૌફીક અતા ફરમાવે.

આ પ્રસ્તાવના પછી અમે હઝરત મસીહ (અલ.) સંબંધે કેટલીક

મહત્વની વાતો કરીશું જે આ વિષયને સ્પષ્ટ કરી દેશે, ઈન્શાઅલ્લાહ! આમાં અમે એવી પધ્ધતિ અપનાવી છે કે ખુદથી કંઇ કહેવાને બદલે દસ પ્રશ્નો ઊઠાવીશું અને ઉત્તરમાં હદીસ શરીફનો અનુવાદ સંપૂર્ણ નકલ કરી દઈશું જેથી રસનો અંત પણ આવે અને વિષયની વિશ્વસનીયતા પણ કાયમ રહે. સંદર્ભ માટે હઝરત મૌલાના મુફતી મુહમ્મદ રફી સાહબ ઉસ્માનીની કિતાબ 'અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ'થી મદદ લઈશું. નીચે આપેલ હદીસોનું અનુવાદ ઉપરોકત પુસ્તકમાંથી નકલ કરેલ છે, જે લોકો આ હદીસોના હવાલા અથવા વધુ વિગત જોવા ઈચ્છતા હોય તેઓ અસલ પુસ્તક વાંચે.

## ☆ મસીહિય્યાત સંબંધિત દસ પ્રશ્નો ☆

### (૧) આપ જ કેમ?

મસીહિય્યાતના હવાલાથી સૌથી પહેલો પ્રશ્ન મગજમાં એ ઉપસ્થિત થાય છે કે યહૂદ અને દજ્જાલની કતલ માટે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલ.)ની જ પસંદગી કેમ કરી? અને શું કારણ છે કે એમને જ આ કામ સોંપવામાં આવ્યું? હદીસ શરીફ આપણને જણાવે છે કે:

હઝરત કઅબ અહબાર (રહ.)નો ઈર્શાદ છે કે જયારે હઝરત ઈસા (અલ.)એ જોયું કે તેમનું અનુસરણ (પૈરવી) કરનાર ઓછા અને જુઠલાવનારા વધુ છે તો તેની ફરિયાદ અલ્લાહ તઆલાને કરી. અલ્લાહ તઆલાએ તેમની પાસે વહી મોકલી કે હું તમને (નિશ્ચિત સમયે પ્રાકૃતિક મૃત્યુ) વફાત આપીશ. (માટે જયારે તમારા માટે કુદરતી મોત નકકી છે તો દેખીતી રીતે જ એ શત્રુઓના હાથે ફાંસી વગેરે પર જીવ આપવાથી સુરક્ષિત રહેશો) અને (હમણા) હું તમને પોતાની (ઉપરની દુનિયા) તરફ ઉપાડી લઉં છું અને જેને હું મારી પાસે ઉપાડી લઉં તે મૃત નથી. અને હું તે

પછી તમને કાણા દજ્જાલ પર મોકલીશ અને તમે તેને કતલ કરશો. (આગળ ફરમાવે છે કે) આ વાત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ હદીસનું સમર્થન કરે છે જેમાં આપે ફરમાવ્યું છે કેઃ એવી ઉમ્મત કઇ રીતે હલાક (મરી) થઇ શકે જેના પ્રારંભમાં હું અને અંતમાં ઇસા?

**(૨) આપની ઓળખ કઇ રીતે થશે?**

ઘણા લોકો મસીહ હોવાનો દાવો કરીને વિશ્વને અંધકારમાંથી કાઢવાને બદલે ગુમરાહીમાં ધકેલીને જતા રહયા. અહલે હક સાચા મસીહને કઇ રીતે ઓળખે? નબુવ્વતની વાણી ઉત્તર આપે છે, હઝરત અબૂહુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ મારા અને એમના અર્થાત ઈસા (અલ.) વચ્ચે કોઇ નબી નથી અને તેઓ નાઝિલ થશે. જયારે તમે એમને જુઓ તો ઓળખી લેજો. તેમનું શરીર મધ્યમ બાંધાનું અને રંગ લાલ–શ્વેત હશે. હલકા પીળા રંગના બે વસ્ત્રોમાં હશે, માથાના વાળ જો કે ભીગેલા નહિ હોય તો પણ (ચમક અને સફાઇના કારણે) એવા હશે કે તેમાંથી પાણી ટપકી રહયું છે, ઈસ્લામ ખાતર કુફફારથી યુધ્ધ કરશે, સલીબ તોડી નાખશે, ભૂંડની કતલ કરશે અને વેરો લેવાનું બંધ કરશે. અને અલ્લાહ એમના જમાનામાં ઈસ્લામ સિવાય બધા ધર્મોનો નાશ કરી દેશે અને (તેમના જ હાથે) મસીહ દજ્જાલને હલાક કરશે. પછી ઈસા (અલ.) ધરતી પર ૪૦ વર્ષ રહીને વફાત પામશે અને મુસલમાન તેમની નમાઝે જનાઝા પઢશે. (અબૂ દાવુદ, ઈબ્ને અબી શૈબા, મુસનદે અહમદ, સહી ઈબ્ને હિબ્બાન, ઈબ્ને જરીર)

સહીહ બુખારીની એક હદીસમાં હઝરત ઈસા (અલ.)ની વધુ નિશાનીઓ બયાન ફરમાવવામાં આવી છેઃ ઈસા (અલ.) ખૂબ જ સુંદર ઘઉં વર્ણા હશે. વાળ બહુ વાંકડિયા નહિ હોય, વાળની લંબાઇ ખભા સુધી

હશે, માથાથી પાણી ટપકતું હશે. મધ્યમ બાંધાનું શરીર હશે. લાલાશ પડતો રંગ હશે, જે રીતે હમણા બાથરૂમથી (ગુસલ કરીને) આવ્યા હોય. (સહીહ બુખારી, હદીસ નં. ૩૧૮૨–૩૧૮૪)

**(૩) આપના સાથીઓ કોણ હશે?**

આપ (અલ.) કયા લોકો વચ્ચે નાઝિલ થશે? કયા સમયે અને કઇ હાલતમાં નાઝિલ થશે? જે ખુશનસીબ લોકોમાં આપ અવતરશે તેઓ કયા ગુણોના આધારે આ મહાન સૌભાગ્યના હકદાર બનશે કે અલ્લાહ તઆલાના પવિત્ર બંદાની મિત્રતા તેમને નસીબ થશે? નુબુવ્વતની ભાષા આપણને જાણ ફરમાવે છે:

☆ હઝરત જાબિર (રદિ.)નું બયાન છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ફરમાવતાં સાંભળ્યું કે મારી ઉમ્મતમાં એક જમાઅત કયામત (નજીક) સુધી હકને માટે પ્રતિષ્ઠા સાથે પ્રવૃત રહેશે. ફરમાવ્યું: પછી ઈસા ઈબ્ને મરયમ (અલ.) નાઝિલ થશે, તો તે જમાઅતનો અમીર તેમને કહેશે "આવો! નમાઝ પઢાવો." આપ ફરમાવશે નહિ! અલ્લાહ તઆલાએ આ ઉમ્મતને સન્માન આપ્યું છે માટે તમારા (જ) માંથી અમુક અમુકના અમીર છે. (મુસ્લિમ અને અહમદ)

☆ તે છેલ્લી વાર ઉરદુનના વિસ્તારમાં 'અકીક' નામક ખીણ પર દેખાશે (આ બે માઇલ લાંબી ખીણ ઉરદુનમાં સ્થિત છે) તે સમયે જે વ્યકિત પણ અલ્લાહ અને યૌમે આખિરત પર ઈમાન ધરાવતો હશે ઉરદુનના વિસ્તારમાં ઉપસ્થિત રહેશે. (મુસલમાનો અને દજ્જાલની સેના વચ્ચે યુધ્ધ થશે જેમાં) તે એક તૃતિયાંશ મુસલમાનોને કતલ કરી નાખશે. એક તૃતિયાંશને પરાજય આપીને ભગાડી દેશે અને એક તૃતિયાંશને બાકી છોડશે. રાત થઈ હશે તો મુસલમાન એક બીજાને કહેશે કે તમારે આપણા રબની પ્રસન્નતા માટે આપણા માટે આપણા (શહીદ) ભાઈઓ સાથે જઇ

મળવામાં (શહીદ થઇ જવા) હવે કઇ વસ્તુની પ્રતિક્ષા છે? જેની પાસે ખાવાની કોઈ વસ્તુ વધારે હોય તે પોતાના (મુસલમાન) ભાઈને આપી દે. તમે ફજર થતાં જ (સામાન્ય ક્રમ કરતાં) વહેલી નમાઝ પઢી લેજો પછી દુશ્મનના મુકાબલા માટે પ્રસ્થાન કરીશું.

પછી જયારે આ લોકો નમાઝ માટે ઊઠશે તો ઈસા (અલ.) તેમની સમક્ષ નાઝિલ થશે અને નમાઝ તેમની સાથે પઢશે, નમાઝથી ફારેગ થઇને તેઓ (હાથથી) ઈશારો કરીને ફરમાવશેઃ મારા અને ખુદાના દુશ્મન (દજ્જાલ)ની વચ્ચેથી ખસી જાઓ (જેથી મને જોઈલે) અબૂ હાઝિમ (જે આ હદીસના રાવીઓમાંથી એક છે) કહે છે કે અબૂ હુરૈરહ (રદિ.)એ ફરમાવ્યું કે દજ્જાલ (હઝરત ઈસા અલ.ને જોતાંજ) એવો ઓગળી જશે જે રીતે તડકામાં ચરબી ઓગળે છે અને અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ એમ ફરમાવ્યું કે (એવો ઓગળશે) જે રીતે મીઠું પાણીમાં ઓગળી જાય છે. અને અલ્લાહ દજ્જાલ તથા તેની સેના પર મુસલમાનોને એવા આચ્છાદિત કરી દેશે કે તેઓ સૌની કતલ કરી નાખશે, એટલે સુધી કે પથ્થર અને વૃક્ષો પણ પોકારશે કે હે અલ્લાહના બંદા! હે રહમાનના બંદા! હે મુસલમાન! આ યહૂદી છે, આને કતલ કરી નાખ અર્થાત અલ્લાહ તઆલા આ બધાને ફના કરી દેશે અને મુસલમાનો વિજયી થશે. પછી મુસલમાનો સલીબને તોડશે, ભૂંડની કતલ કરશે અને વેરા નાબૂદ કરશે.

☆ હવે ઈસા બિન મરયમ નાઝિલ થશે, લોકોની આંખો અને ટાંગો વચ્ચેનું અંધકાર દૂર થશે (એટલે કે એટલો પ્રકાશ થઇ જશે કે લોકો પગ સુધી જોઈ શકશે) તે સમયે ઈસા (અલ.)ના શરીર પર એક કવચ (બખ્તર) હશે, લોકો તેમને પૂછશે કે આપ કોણ છો? તેઓ ફરમાવશે કે હું ઈસા ઇબ્ને મયરમ અલ્લાહનો બંદો અને રસૂલ છું અને તેની (પેદા કરેલી) જાન અને તેનો કલિમા છું (અર્થાત્ બાપ વગર ફકત આ શબ્દ 'કુન'થી

પેદા થયો છું.) તમે ત્રણ સ્થિતિઓમાંથી એક પસંદ કરી લો.(૧) અલ્લાહ દજ્જાલ અને તેની સેનાઓ પર મોટો અઝાબ આકાશથી નાઝિલ કરી દે. (૨) એમને જમીનની અંદર ખૂંચી દે. (૩) તેમની ઉપર તમારા હથિયાળો છવાઇ જાય અને એમના હથિયારોને તમે બેકાર કરી દો. મુસલમાનો કહેશે કે હે અલ્લાહના રસૂલ! આ (અંતિમ) અમારા માટે અને અમારા દિલો માટે વધુ સંતોષ મેળવવાનું માધ્યમ છે. માટે તે દિવસે તમે ઘણું ખાવા–પીવા વાળા (અને) હષ્ટ પુષ્ઠ યહૂદીઓને (પણ) જોશો કે ભયને કારણે તેનો હાથ તલવાર નહિ ઉપાડી શકે, પછી મુસલમાન (પર્વત)થી ઊતરીને તેમના ઉપર છવાઇ જશે અને દજ્જાલ જયારે (ઈસા) ઈબ્ને મરયમને જોશે તો મીણની જેમ ઓગળવા લાગશે, જો કે ઈસા (અલ.) તેને ઝડપી લેશે અને કતલ કરી નાખશે.

(૪) આપનું મિશન શું હશે?

હઝરત ઈસા (અલ.) કયા કાર્યો માટે તશરીફ લાવશે?

હઝરત ઈસા (અલ.) એક પૈગંબર તરીકે આવશે નહિ કેમકે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી કોઇ નબી અથવા પૈગંબર નહિ આવે, આ વાત પર સૌનો એક મત છે. અલબત્ત તેમનું આગમન એટલા માટે હશે: "ઈસા ઈબ્ને મરયમ કેવળ મારી ઉમ્મતમાં એક ન્યાયી શાસક હશે. તેઓ સલીબને તોડશે, ભૂંડને હલાક કરશે અને વેરો નાબૂદ કરશે." (ઈબ્ને માજા, કિતાબુલ ફિતન:૪૦૭૭)

ન્યાયી શાસકથી ખબર પડી કે હઝરત ઈસા (અલ.)નું મિશન ઈસ્લામના સામ્રાજયને સમગ્ર વિશ્વમાં પ્રસ્થાપિત કરવાનું છે. ભૂંડને હલાક કરવાનો અને સલીબને તોડવાનો મતલબ એ છે કે જે લોકો સલીબની ઈબાદત કરે છે તઓ તેની ઈબાદત ત્યજી દેશે અને જે લોકો ભૂંડ ખાય છે, તેઓ તે ખાવાનું ત્યજી દેશે. વાસ્તવમાં આ બે શબ્દોમાં બે

મહત્વની હકીકતો વ્યકત કરવામાં આવી છે. ઈસાઈયતે યહૂદિયતના ષડયંત્રથી જનાબ મસીહ (અલ.)ના દીનમાં જે અવાસ્તવિક અકાઈદ અને આમાલ દાખલ કર્યા . આ અકીદાઓમાં સૌથી વધુ ખોટો અને ખતરનાક અકીદો એ છે જેને સલીબ જાહેર કરે છે અને આમાલમાં સૌથી વધુ ખરાબ અમલ ભૂંડનું ખાવું છે. હઝરત ઈસા (અલ.) વર્તમાન સુધારા–વધારા વાળી ઈસાઈયતને રદ કરવા તથા વિશ્વમાં તેને ખતમ કરવા માટે સાંકેતિક રૂપે સલીબને ભાંગી નાંખશે. અને ભૂંડ પર પ્રતિબંધ લાદશે જે એ વાતની નિશાની હશે કે વિશ્વમાં હવે શાસન ફકત ઈસ્લામી અહકામનું છે. આપણા હાથે આ વાત પૂર્ણ થશે જે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એક વધુ મોજિઝો અને આપની સત્યતાની એક વધુ દલીલ હશે કે ખુદ ઈસાઈયત (આજકાલનું પશ્ચિમી વિશ્વ)ના પવિત્ર પૈગંબર આવીને ઈસ્લામના સત્યને પુરવાર કરશે અને અમલીકરણ કરીને લાગુ કરે, અલ્લાહ તઆલાએ અહલે હકની ખુશખબર તથા બાતિલ પરસ્તીને નાબૂદ કરવા માટે આ વસ્તુ મુકદ્દર કરી દીધી છે. અને અવશ્ય બનીને રહેશે. આ હદીસનું એક મહત્વનુ પાસુ એ છે કે આમાં કહેવામાં આવ્યું છે કે હઝરત ઈસા (અલ.) આવીને ટેકસ સમાપ્ત કરી દેશે. જો આપ દુનિયામાં એક નજર નાખશો તો દરેક દેશે પોતાની પ્રજા પર ટેકસ લાગુ કરેલો છે, ભલે તે મુસ્લિમ હોય કે ગેરમુસ્લિમ. વાસ્તવિકતા એ છે કે મુસલમાન દેશોને પશ્ચિમ, આઈ, એમ એફ અને વર્લ્ડ બેન્કના માધ્યમ વડે મજબૂર કરે છે કે આ વેરા લાગુ કરવામાં આવે, કેમકે આ એક આંતરરાષ્ટ્રીય શાસનનો ભાગ છે અને અલ જસ્સાસાની પધ્ધતિ છે, જેના વડે દરેક વ્યકિતની જાસૂસી (તેના કામ–કાજની જાણકારી) શકય છે. સમગ્ર ધરતી પર વસનારા દરેક માણસોના કામ–કાજની માહિતી ટેકસના તંત્ર મારફતે જ પ્રાપ્ત કરવી શકય છે. આ બધા મસીહના વિરોધીઓ છે

કેમ કે હઝરત ઈસા (અલ.) ટેકસના વિરોધી હશે અને તેને નાબૂદ કરી દેશે. આ રીતે અમે ખાતરી સાથે કહી શકીએ છીએ કે ચલણમાં જે વેરાનું તંત્ર છે, દજ્જાલનું તંત્ર છે.

**(૫) વિશેષ સમય:**

હઝરત ઈસા (અલ.) એક વિશેષ સમયે પ્રગટ થશે, આની હિકમત શું છે? અલ્લાહ તઆલા બરાબર એ સમયે વિશેષરૂપે હઝરત મસીહ બિન મરયમને મોકલશે જયારે દજ્જાલ એક નવયુવકને મારી નાખીને જીવીત કરવાનો તમાશો દેખાડી રહયો હશે. કોઈ અન્ય સમયે કેમ નહિ? એટલા માટે કે જીવન અને મૃત્યુ પર અધિકાર એક એવી વાત હશે જે લોકોએ પોતાના જીવનમાં નહિ જોઈ હોય અને લોકોના ટોળાને ટોળા એવું સમજીને કે દજ્જાલ એમનો ખુદા છે, તેના સમર્થકો થઈ જશે. (તેનો મઝહબ સ્વીકારી લેશે) બીજા શબ્દોમાં દજ્જાલ અને દજ્જાલી શકિતઓની વિજ્ઞાનિક પ્રગતિ તેની પરાકાષ્ઠાએ હશે. બીજી બાજુ હઝરત ઈસા (અલ.) નબી તરીકે અને અલ્લાહના આદેશથી આ મોજિઝા (મરેલાને જીવીત કરવું) દેખાડી ચૂકયા છે. તેઓ આ મોજિઝો ફરીવાર દેખાડી શકે છે. આ મોજિઝાની શકિતઓનો વૈજ્ઞાનિક શકિતઓ સામે એક પ્રતિસ્પર્ધા હશે. મોજિઝાની શકિત વિજય પામશે અને આ વખતે ફરી અલ્લાહ તઆલા પોતાના માનનારાઓને ગેર માર્ગે જવાથી અને દજ્જાલને ખુદા માનવાની ગુમરાહીથી બચાવી લેશે.

**(૬) રહેવાની મુદત:**

જમીન પર નુઝૂલ અને સફાયા પછી આપ (અલ.) કેટલી મુદત અહીં રહેશે? આંતરરાષ્ટ્રીય ખિલાફતે ઈસ્લામિયા પ્રસ્થાપિત કર્યા પછી આપની મુસલમાનો સાથે રહેણી–કરણી અને નિવાસ સ્થાન કેવું હશે? આકાએ મદની (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે:

☆ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું બયાન છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઈસા (અલ.) દુનિયામાં (નાઝિલ થવાના એકવીસ વર્ષ પછી) નિકાહ કરશે અને (નિકાહ પછી) દુનિયામાં ઓગણીસ વર્ષ કયામ ફરમાવશે. (આ રીતે દુનિયામાં રહેવાની કુલ મુદત ચાળીસ વર્ષ થઇ જશે જે રીતે અન્ય સહીહ હદીસોમાં આવેલ છે.) (ફત્હુલ બારી, હવાલોઃ નઈમ બિન હમ્માદ)

☆ રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કબીલએ જુઝામના પ્રતિનિધિ મંડળને ફરમાવ્યું કેઃ શુઐબ (અલ.)ની કૌમ અને મૂસા (અલ.)ની સાસરી પક્ષનું (અર્થાત્ આપનું) આગમન મુબારક થાય અને કયામત એ સમય સુધી નહિ આવે જયાં સુધી મસીહ (અલ.) તમારી કૌમથી નિકાહ નહિ કરે અને તેમની સંતાન નહિ જન્મે.

કબીલએ જુઝામ કૌમે શુઐબની એક શાખા છે અને કૌમે શુઐબનું હઝરત મૂસા (અલ.)નું સાસરી પક્ષ હોવું કુર્આને હકીમ (સૂરએ કિસસ, આયત : ૨૭, ૨૮)થી સાબિત છે. આ હદીસથી જાણ થઇ કે હઝરત ઈસા (અલ.) ધરતી પર નાઝિલ થયા પછી કબીલએ જુઝામની કોઇ સ્ત્રી સાથે નિકાહ ફરમાવશે અને તેમની સંતાન પણ થશે. આ રીતે આ કબીલાને હઝરત મૂસા (અલ.) સિવાય હઝરત ઈસા (અલ.)ના સાસરી પક્ષ હોવાનું સૌભાગ્ય પણ પ્રાપ્ત થઇ જશે.

**(૭) નુઝૂલ થવાનું સ્થળઃ**

આપ (અલ.) કયાં નાઝિલ થશે?

હઝરત ઔસ બિન ઔસ અસ્સકફી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે ઈસા ઈબ્ને મરયમ દમાશ્કશની પૂર્વ દિશાએ સફેદ મીનારા પાસે નાઝિલ થશે. (અદ્દુર્રુલ મંસૂર, હવાલો –તબ્રાની, કંઝુલ ઉમ્માલ, ઈબ્ને અસાકિર વગેરે)



હઝરત કઅબ અહબાર (રહ.) ફરમાવે છે કે મસીહ (અલ.) દમાશ્કશના પુર્વ દરવાજા પર સફેદ પુલ પાસે એ રીતે નાઝિલ થશે કે એમને એક વાદળે ઉપાડી રાખ્યા હશે, તેઓએ પોતાના બંને હાથ બે ફરિશ્તાઓના ખભે મૂકેલા હશે, તેમના શરીર પર બે કોમળ વસ્ત્રો હશે જેમાંથી એકને લુંગી બનાવીને બાંધેલી હશે, બીજું ચાદર તરીકે ઓઢી રાખ્યું હશે. જયારે માથું નમાવશે તો તેનાથી ચાંદીના મોતી (ની માફક પાણીના ટીપાં) ટપકશે. (તારીખે દમિશ્ક ઈબ્ને અસાકિરઃ૧/૨૧૮)

આ બન્ને અહાદીસ પર ધ્યાન આપો. મશ્હૂર એમ છે કે જનાબ મસીહ (અલ.) દમાશ્કશની જામા મસ્જિદ પાસે પૂર્વના મીનારા પર નુઝૂલ થશે...... પરંતુ સંશોધકો ફરમાવે છે કે દમાશ્કશ શહેર બહાર પૂર્વ દિશાએ સફેદ પુલ પાસે નાઝિલ થશે. આ મંતવ્ય હદીસ શરીફના શબ્દોથી વધુ નજીક છે.

### (૮) આંતરરાષ્ટ્રીય ખિલાફતની સ્થાપના પછીની પરિસ્થિતીઓઃ

આપના કાળમાં પરિસ્થિતિઓ કેવી હશે?

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી એક રિવાયતના અંતમાં ઈર્શાદ છે કેઃ અને ઈસા ઈબ્ને મરયમ નાઝિલ થઈને આ (દજ્જાલ)ને કતલ કરી નાખશે. આ પછી લોકો ચાળીસ વર્ષ સુધી જીંદગીને એવી રીતે માણશે અને મજા લેશે કે ન કોઈ મૃત્યુ પામશે, ન કોઈ માંદુ પડશે. (પ્રાણીઓ પણ કોઈને આર્થિક કે શારીરિક હાનિ નહિ પહોંચાડે) એટલે સુધી કે માણસ પોતાની બકરીઓ અને પ્રાણીઓને કહેશે કે જાઓ ઘાસ વગેરે ચરો. (એટલે કે એમને ભરવાડ વગર ચરવા માટે મોકલશે) અને તે બકરીઓ બે ખેતરો વચચેથી પસાર થતાં અન્નનું એક દાણું પણ નહિ ખાય. (બલકે કેવળ ઘાસ અને એવી વસ્તુઓ ખાશે જે પ્રાણીઓ માટે જ છે) જેથી પાકને હાનિ ન પહોંચે, અને ભક્ષકો ઘરના દરવાજાઓ પર

(પણ) કોઈને તકલીફ નહિ આપે અને માણસ જમીનમાં હળ ચલાવ્યા વગર જ એક મુટ્ઠી ઘઉંની વાવણી કરશે તો તેનાથી સાતસો મુટ્ઠી ઘઉં પેદા થશે.

હઝરત અબૂહુરૈરહ (રદિ.)નું બયાન છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મસીહ (અલ.)ના નુઝૂલ પછી જીવન સુખમય બની જશે, વાદળોને વરસાદ વરસાવવાની અને ધરતીને વનસ્પતિ ઊગાડવાની પરવાનગી મળી જશે એટલે સુધી કે જો તમે બીજને કઠણ પદાર્થ અને ચીકણા પથ્થરમાં પણ વાવી દેશો તો ઊગી જશે અને (શાંતિ)નું વાતાવરણ હશે કે માણસ સિંહ પાસેથી પસાર થશે તો સિંહ નુકસાન નહિ પહોંચાડે અને સાપ પર પગ મૂકી દેશે તો નુકસાન નહિ પહોંચાડે. (લોકો વચ્ચે) ન કંજૂસાઈ, ન ઈર્ષા અને ન કપટ હશે. (કન્ઝુલ ઉમ્માલ)

## (૯) ઈન્તેકાલ અને વફાતઃ

હઝરત આયશા રદિ.થી રિવાયત છે કે તેમણે પૂછયું કે યા રસૂલલ્લાહ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને વિચાર થાય છે કે આપ પછી જીવીત રહીશ તો શું આપ મને પરવાનગી આપો છો કે હું આપની બાજુમાં દફન કરવામાં આવું? આપે ફરમાવ્યું કે એ સ્થાન તમને કેવી રીતે મળી શકે? ત્યાં મારી, અબૂબક્રની, ઉમરની અને ઈસા બિન મરયમની કબ્ર સિવાય કોઈની જગ્યા નથી.

હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)નો ઈર્શાદ છે કે તૌરાતમાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ગુણો લખેલા છે અને (એ કે) ઈસા ઈબ્ને મરયમ તેમની પાસે દફન કરવામાં આવશે.

(તિર્મીઝી, અદુર્રુલ મંસૂર)

હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)ની હદીસે મૌકૂફમાં છે કે ઈસા (અલ.)ને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે દફન કરવામાં આવશે, તથા તેમની જ રિવાયતમાં આ પણ છે કે ઈસા ઈબ્ને મરયમને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બે સાથીઓ સાથે દફન કરવામાં આવશે, પછી ઈસા (અલ.)ની કબ્ર ચોથી હશે. (રવાહુલ બુખારી ફી તારીખિહી વ અત્તબરાની કમા ફિઅદુર્રુલ મંસૂર)

**(૧૦) આપના પછીઃ**

દસમો અને અંતિમ પ્રશ્ન આ છે કે આપના પછી મુસલમાનો પર અને આ દુનિયા પર શુ બનશે?

હઝરત અબૂ હુરૈરા (રદિ.)નું બયાન છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઈસા ઈબ્ને મરયમ નાઝિલ થઈને દજ્જાલને કતલ કરશે અને ચાળીસ વર્ષ (દુનિયામાં) રહેશે. લોકોમાં અલ્લાહની કિતાબ અને મારી સુન્નત મુજબ અમલ કરશે અને તેમના અવસાન પછી લોકો ઈસા (અલ.)ની વસિય્યત પ્રમાણે (કબીલએ) બની તમિમના એક માણસને આપનો ખલીફા નીમશે, જેનું નામ 'મકઅદ' હશે.મકઅદના અવસાન પછી લોકો પર ત્રીસ વર્ષ પસાર થવા નહિ પામે કે કુર્આને પાક લોકોના સીનાઓ (અંદર) અને તેમના પુસ્તકોમાંથી ઉપાડી લેવામાં આવે છે. કેટલીક હદીસની રિવાયતોથી માલૂમ થાય છે કે ઈસા (અલ.)ની વફાત પછી કયામત ઘણી વહેલી આવી જશે, અને ઉપરોક્ત વર્ણવેલ હદીસથી માલુમ પડે છે કે ઓછામાં ઓછા એકસો વીસ વર્ષ અવશ્ય લાગશે. આનાથી બંને રિવાયતોમાં વિરોધાભાસની શંકા થાય છે. જવાબ એ છે કે જો કે એકસો વીસ વર્ષની મુદત હોય, પરંતુ આ એકસો વીસ વર્ષ ખૂબ ઝડપથી પસાર થઈ જશે. એટલે સુધી કે એક વર્ષ એક મહીના સમાન અને એક મહીનો એક અઠવાડિયા સમાન, એક અઠવાડિયું

એક દિવસ સમાન અને એક દિવસ એક કલાક સમાન માલુમ પડશે. સમયમાં ખૂબ જ બે–બરકતીની ભવિષ્યવાણી મુસ્નદે અહમદની એક હદીસે મરફૂઅમાં છે જેને હઝરત અબૂહુરૈરા (રદિ.)એ રિવાયત કરેલ છે. આ બધી રિવાયતોને મિલાવીને વિચારવાથી ખબર પડશે કે હઝરત ઈસા (અલ.)ની વફાત પછી કયામત સુધી ઓછામાં ઓછા એક સો વીસ વર્ષ અવશ્ય લાગશે. ઉદાહરણ તરીકે હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)ના "અસર"માં છે કે ઈસા (અલ.) પછી કયામતથી પહેલાં એકસો વીસ વર્ષ સુધી આરબ લોકો શિર્ક અને મૂર્તિપૂજામાં સપડાયેલા રહેશે! અને "ફત્હુલ બારી"માં તો હઝરત અમ્ર બિન આસ (રદિ.)નો આ ઈર્શાદ નકલ કરવામાં આવ્યો છે કે સૂર્યના પશ્ચિમથી ઉદય પછી લોકો દુનિયામાં એક સો વીસ વર્ષ સુધી રહેશે, પછી કયામત આવશે.

### ☆ એક મહત્વના પ્રશ્નનો ઉત્તર ☆

મેહદવિયાત અને મસીહયાતના સંદર્ભમાં આપે જે યુધ્ધો અથવા ઘટનાઓનું વર્ણન વાંચ્યું, એમાં પ્રાચીન હથિયારો, પ્રાચીન વાતાવરણ અને પ્રાચીન યુધ્ધના સામાનનું વર્ણન છે, આ સાંકેતિક ભાષા છે કે વાસ્તવિક? વાતચીત ઉપમાંથી કરવામાં આવેલ છે કે આધુનિક દુનિયા ફરીથી પ્રાચીન યુગ તરફ પાછી ફરશે? કોઈ વૈશ્વિક એટમી યુધ્ધ આને ફરી સદીઓ પાછળ લઈ જશે? જો એવું છે તો હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.)ના સમયથી પહેલાં એક વધુ વિશ્વયુધ્ધ કેવી રીતે થશે? ત્રીજું વિશ્વયુધ્ધ તો આમના જ કાળમાં થયું છે. આ પ્રશ્ન ખૂબ જ મહત્વનો છે કે શું હઝરત મહદીના કાળમાં જમાનો ફરીથી પોતાના પ્રાચીન ચલણમાં આવી જશે અથવા આ બધી વૈજ્ઞાનિક શોધો આપના ઝુહૂર સમયે હાજર હશે? આ સંદર્ભમાં ફકીહુલ અસ્ર મુફતી યૂસુફ લુધ્યાનવી સાહેબ (રહ.)ને એક મહત્વનો સવાલ અને તેનો જવાબ નકલ કરવામાં આવે છે.



પ્રશ્નઃ– દૈનિક "જંગ"માં આપનો લેખ 'અલામાતે કયામત' (કયામતની નિશાનીઓ) વાંચ્યો. એમાં કોઈ શંકા નથી કે આપ દરેક સમસ્યાનો ઉકેલ સંતોષકારક રીતે કુર્આન અને હદીસના હવાલાથી આપ્યા કરો છો. આ લેખ પણ આપનું જ્ઞાન અને સંશોધન વ્યકત કરે છે...... પરંતુ એક વાત સમજમાં નથી આવતી કે આખો લેખ વાંચવાથી અંદાજો થાય છે કે હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.)ની લડાઈઓ કુફ્ફાર અને ઈસાઈઓ સાથે થશે, એમાં ઘોડાઓ, તલવારો, તીર–કામઠાં વગેરેનો ઉપયોગ થશે. સેનાઓ પ્રાચીન કાળની જેમ યુધ્ધ ભૂમિ પર સામ–સામે થઈને લડશે.

આપે લખ્યું છે કે હઝરત મહદી ઈસ્તંબુલથી નવ ઘોડે સવારોને દજ્જાલનું ઠેકાણું જાણવા માટે સીરીયા મોકલશે. એમ કે એ જમાનામાં વિમાનો ઉપલબ્ધ નહિ હોય, અને પછી એમ કે હઝરત ઈસા (અલ.) દજ્જાલને એક ભાલાથી મારી નાખશે અને યાજૂજ માજૂજની કૌમ પણ જયારે ફસાદ કરવા માટે આવશે તો તેમની પાસે તીર કામઠા હશે. એટલે કે તેઓ સ્ટૈનગન, રાઈફલ, પિસ્તોલ અને વિસ્ફોટક બોંબનો જમાનો નહિ હોય. ધરતી પર માનવીના અસ્તિત્વમાં આવ્યા પછીથી વિજ્ઞાન હરણફાળ પ્રગતિ કરી રહયું છે, અને કયામતના આગળ સુધી તો એનો વિકાસ ચરમ સીમાએ પહોંચી જશે.

બીજી વાત એ છે કે આપે લખ્યું છે કે હઝરત ઈસા (અલ.) અલ્લાહના હુકમથી અમુક ખાસ માણસો સાથે યાજૂજ માજૂજની કોમથી બચવા માટે કોહે તૂરના કિલ્લામાં આશ્રય લેશે. એટલે કે દુનિયાના બાકી અબજો માણસોને જેઓ બધા મુસલમાન બની ચૂકયા હશે, યાજૂજ માજૂજની દયા પર છોડીને જશે, એટલા માણસોનો દેખીતી રીતે જ એ કિલ્લામાં સમાવેશ થઈ શકશે નહિ. મેં કોઈ કિતાબમાં એ દુઆ વાંચી હતી જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દજ્જાલના ફિત્નાથી બચવા

માટે મુસલમાનોને બતાવી હતી, મને યાદ નથી રહી. ઉપરોકત વર્ણવેલ વાતોની સ્પષ્ટા સિવાય એ દુઆ પણ લખી આપશો તો આભાર થશે.

ઉત્તર:– માનવીય સંસ્કૃતિના માળખા બદલાયા કરે છે. આજે સંચાર તંત્ર (COMMUNICATION SYSTEM) અને યુધ્ધ સામગ્રી (War weapons)નું જે પ્રગતિ કરેલ સ્વરૂપ આપણી સમક્ષ છે. આજથી દોઢ–બે સૈકા પહેલાં કોઇ વ્યકિત આનું વર્ણન કરતી તો લોકોને શંકા જતી ગાંડપણ છે. હવે ખુદા જ બેહતર જાણે છે કે આ વૈજ્ઞાનિક પ્રગતિ આ જ ઝડપથી આગળ વધતી રહેશે કે આત્મ હત્યા કરીને માનવ સંસ્કૃતિને ફરીથી તીર અને કામઠા તરફ પાછી ફેરવશે?

દેખીતી રીતે જ જો આ બીજી સ્થિતિ સામે આવે જેનો ખતરો દરેક સમયે છે, અને જેનાથી વૈજ્ઞાનિકો પોતે પણ મંઝવણમાં છે તો આ પવિત્ર હદીસોમાં કોઇ શંકાને સ્થાન નથી કે જેમાં હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.)ના જમાનાનો નકશો રજૂ કરવામાં આવ્યો છે.

દજ્જાલના ફિત્નાથી સુરક્ષા માટે સૂરએ કહફ જુમ્આના દિવસે પઢવાનો હુકમ છે, ઓછામાં ઓછી આની પહેલી અને છેલ્લી દસ આયતો તો દરેક મુસલમાનને પઢતાં રહેવું જોઈએ. એક દુઆ હદીસ શરીફમાં તાકીદ કરવામાં આવી છે.

اَللّٰھُمَّ اِنِّی اَعُوْذُ بِکَ مِنْ عَذَابِ جَھَنَّمَ، وَ اَعُوْذُ بِکَ مِنْ عَذَابِ الْقَبْرِ، وَ اَعُوْذُ بِکَ مِنْ فِتْنَۃِ الْمَسِیْحِ الدَّجَّالِ، اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ فِتْنَۃِ الْمَحْیَا وَ الْمَمَاتِ، اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنَ الْمَأْثَمِ وَ الْمَغْرَمِ (આપકે મસાઇલ ઔર ઉન્કા હલ:૧/૨૬૮,૨૬૯)

કેટલાક વિદ્વાનોએ હઝરત મહદીના યુધ્ધોમાં ઉપયોગ થનાર યુધ્ધ

સામગ્રીની આધુનિક વ્યાખ્યા પણ આપેલ છે, જેનાથી માલૂમ પડે છે કે આપ આધુનિક શોધોનો પણ જિહાદમાં ઉપયોગ ફરમાવશે. જો કે આ ફક્ત એક અંદાજની વાત છે.

وَاللّٰهُ اَعْلَمُ بِمَا هُوَ كَائِنٌ اَلْبَتَّةَ

અલ્લાહ તઆલા આ મહાન ફિત્નો અને તેના જાહેર થવાથી પહેલાં દેખાનાર પેટા ફિત્નાઓના જીવાણુંથી આપણા સૌને સુરીક્ષત રાખે. આપણને અને આપણી આલ–અવલાદ અને સંબંધીઓને આ શૈતાની ફિત્ના વિરુધ્ધ સામનો કરવા આગળની હરોળમાં સામેલ ફરમાવે. આ ઈચ્છાને અમારા અંતરની ઝંખના અને હાર્દિક તમન્ના બનાવી દે જેથી અમે આ માર્ગની મુશ્કેલીઓને ખુશીથી અને વીરતાથી સહન કરીને વહાલા લોકોના જુથમાં સમાવેશ થઈ જાય. આમીન યા રબ્બલ આલમીન.



# ત્રીજો અધ્યાય

# 'દજ્જાલ' કોણ? કયારે? કયાં?

# ભાગ: ૩ દજ્જાલિયાત

☆ દજ્જાલ કોણ છે?

☆ દજ્જાલ કયાં છે?

☆ દજ્જાલ કયારે જાહેર થશે?

☆ દજ્જાલની દાવત, દજ્જાલની ફિત્નાનું સ્વરૂપ અને વાસ્તવિકતા.

☆ દજ્જાલના અનુયાયીઓ, દજ્જાલી શકિતઓનો પરિચય.

☆ દજ્જાલથી બચવા માટે રૂહાની અને ચાલાકીની તદબીરો.

## ☆ જૂઠા દાવેદારની ત્રણ નિશાનીઓ ☆

જયારથી અલ્લાહ તઆલાએ માનવીનું નિર્માણ કર્યું, દુનિયામાં કોઇ ફિત્નો દજ્જાલના ફિત્નાથી મોટો નથી થયો. અને અલ્લાહ તઆલાએ જે નબીને પણ મોકલ્યા તે નબીએ પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવી છે. અને હું અંતિમ નબી છું અને તમે શ્રેષ્ઠ ઉમ્મત છો, (માટે) તે ગમે તેમ કરીને તમારી અંદર જ નીકળશે. જો તે મારી હાજરી (જીવન)માં નીકળ્યો તો દરેક મુસલમાન તરફથી તેનો સામનો કરનાર હું છું, અને જો મારા પછી નીકળશે તો દરેક મુસલમાન પોતાની સુરક્ષા સ્વંય કરશે અને અલ્લાહ દરેક મુસલમાનનો મુહાફિઝ અને રક્ષક હશે. તે શામ (સિરિયા) અને ઈરાક વચ્ચે એક રસ્તા પર પ્રગટ થશે, પછી તે ડાબે–જમણે (દરેક બાજુ) ફસાદ ફેલાવશે. હે અલ્લાહના બંદાઓ! તમે તે સમયે સાબિત કદમ રહેજો, હું આપની સમક્ષ તેની એ નિશાનીઓ કહી દઉં છું, જે મારાથી પહેલાં કોઈ નબીએ બયાન કરી નથી. તે સૌથી પહેલાં તો એવો દાવો કરશે કે હું તમારો રબ છું પરંતુ તેને જોનારને પ્રથમ દ્રષ્ટિએ જ એવી ત્રણ વસ્તુઓ દેખાશે જેનાથી તેના દાવાને ફગાવી શકાય છેઃ (૧) એક તો એ કે તે નરી આંખે જોઇ શકાતો હશે. જો કે તમે પોતાના રબને મૃત્યુ પહેલાં જોઈ શકતા નથી.(તો તેનું દેખાવું જ એ વાતની દલીલ હશે કે તે રબ નથી) અને (૨) (બીજી એ કે) તે કાણો હશે, જો કે તમારો રબ કાણો નથી. (૩) (ત્રીજી એ કે) તેની બંને આંખો વચ્ચે "કાફિર" લખેલું હશે, જે દરેક મોમિન વાંચી લેશે, ભલે તે ભણેલો હશે કે નહિ..

(ઇબ્ને માજા, અબૂ દાઉદ, ઈબ્ને ખુઝૈમા, હાકિમ)

## ☆ દજ્જાલનું નામ અને એનો અર્થ ☆

યહૂદી પોતાના આ મુકિત અપાવનારનું નામ યબુલ, યુબીલ

અથવા હુબલ જણાવે છે, જે આપણી ઈસ્લામી પરિભાષામાં "તાગૂત" અને બુત (મુર્તિઓ)નું નામ છે, અને તેનું લકબ એમને ત્યાં "મસીહા" અથવા "મુસૈયા" છે.

દજ્જાલનું સાચુ નામ ખબર નથી ..... અહાદીસમાં આવ્યું નથી. આ તેના લકબથી પ્રખ્યાત છે. ઈસ્લામી પરિભાષામાં તેનું લકબ "દજ્જાલ" છે. અને આ શબ્દ તેની ઓળખ અને સજ્ઞા બની ગયું.

દજ્જાલ શબ્દનું ઉદ્‌ભવ સ્થાન દાલ, જીમ, લામ છે. દજ્જાલ શબ્દ આ ઉદ્‌ભવ સ્થાનનો કર્તા છે. દજ્જાલનો એક અર્થ ઢાંકવું, લપેટી લેવું. દજ્જાલ એટલા માટે કહેવામાં આવ્યું કે તેણે હકને બાતિલથી ઢાંકી દીધું છે, અથવા એટલા માટે કે તેણે પોતાના જૂઠ, ધોખા, અને કાવાદાવાથી પોતાના કુફ્રને લોકોથી છુપાવી લીધું છે. એક કથન એમ છે કે તે પોતાની સેનાઓથી જમીન ઢાંકી દેશે, માટે તેને દજ્જાલ કહેવામાં આવ્યું છે. આ લકબમાં એ બાબત પ્રત્યે ઈશારો છે કે 'દજ્જાલે અકબર' ઘણા મોટા મોટા ફિત્નાવાળો છે, તે એ ફિત્નાઓ વડે પોતાના કુફ્રને છળ સાથે રજૂ કરશે અને અલ્લાહના બંદાઓને શંકાઓ–કુશંકાઓમાં નાખી દેશે, અને બીજું એ કે તેનો ફિત્નો આંતરરાષ્ટ્રીય ફિત્નો હશે.

'દજ્જાલ' અરબી ભાષામાં છળ કરનાર, ધોખો આપનારને પણ કહેવામાં આવે છે. 'દજલ' કોઈ વસ્તુ પર સોનાનું પાણી ચઢાવવાને પણ કહે છે. દજ્જાલનું આ નામ એટલા માટે રાખવામાં આવ્યું છે કે જૂઠ અને ધોખો તેના વ્યકિતત્વનું વિશેષ ગુણ હશે. તે જાહેર કંઈક કરશે, અંદરથી જુદું હશે, તેના બધા દાવાઓ આયોજનો, પ્રવૃત્તિઓ અને કાર્યક્રમો એક જ ધરી પર ફરતાં હશે અને તે છે; દજલ અને છળ. તેના દરેક કામ પર ધોખા અને જૂઠની છાયા હશે, તેની કોઈ વસ્તુ, કોઈ અમલ, કોઈ વાત, આ શૈતાની ટેવની અસરથી ખાલી નહિ હોય.

તેનો એક અર્થ એવું મલમ અથવા લેપ જેનું પડ ચામડી પર લગાવીને બદસૂરતી છુપાવી શકાય છે. આપ આ વ્યાખ્યાને સમક્ષ રાખો અને આ સુંદર શબ્દોને જુઓ જેમને પશ્ચિમી મીડીયા (જે દજ્જાલની પ્રથમ આંતર રાષ્ટ્રીય પ્રેસ કોન્ફરન્સથી લઈને તેના વૈશ્વિક ક્ષણિક સત્તા અને શાસન સુધી તેના પ્રતિનિધિત્વની ફરજ અદા કરશે) એ ધારણ કર્યું છે, અને તેના આધારે પોતાની લોહિયાળ પ્રવૃત્તિઓ, કઠોરતા, માર–કાપને છુપાવી રાખ્યું છે. દા.ત. માનવીય હકકો, સામુહિક જીવન, સ્વતંત્રતા, સામાજિક ખુશહાલી, સામાજિક સમાનતા, કલ્યાણ અર્થે કુટુંબ નિયોજન, સાંસ્કૃતિક કળા, બંધારણ અને નિયમો ...... આ બધા શબ્દો ફકત નારાઓ છે, એમની પાછળ છળ અને મૃગજળ છે.

દજ્જાલને અહાદીસમાં 'મસીહ દજ્જાલ' પણ કહેવામાં આવ્યો છે, દજ્જાલે અકબરનું નામ મસીહ કેમ રાખવામાં આવ્યું? તેના સંદર્ભે ઘણા કથનો છે પણ સૌથી વધુ સ્પષ્ટ કથન એ છે કે દજ્જાલને મસીહ કહેવાનું કારણ આ છે કે તેની એક આંખ અને ભમર નથી. ઈબ્ને ફારસ કહે છે: મસીહ એ છે કે જેના ચેહરાના બે ભાગો માંથી એક ભાગ નષ્ટ પામેલો હશે, તેમાં એક આંખ અને એક ભમર નહિ હોય. એટલા માટે જ દજ્જાલને મસીહ કહેવામાં આવ્યું છે. પછી એમણે હઝરત હુઝૈફા (રદિ.)ની સનદથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ હદીસથી દલીલ આપી છે.

وَاِنَّ الدَّجَّالَ مَمْسُوْحُ الْعَيْنِ، عَلَيْهَا ظَفْرَةٌ غَلِيْظَةٌ

બેશક દજ્જાલ મટી ગયેલી આંખ વાળો છે જેના પર એક ગંદુ અને બદસૂરત ગુમડુ છે.

ગુમડુ અરબી શબ્દ ظفرة નું અનુવાદ છે. એ એવા માંસને કહે છે જે અમુક લોકોની આંખની કિનારે નીકળી આવે છે, અને કેટલીક વખત

આંખની પૂતળી સુધી પ્રસરીને તેને ઢાંકી દે છે.

☆ સ્પષ્ટાઃ કેટલીક અહાદીસમાં દજ્જાલને ડાબી બાજુ કાણો કહેવામાં આવેલ છે.અને કેટલીકમાં જમણી આંખે. આમ આમાં મુંઝવણની આશંકા થાય છે, પરંતુ એક અન્ય હદીસથી હકીકત સ્પષ્ટ થાય છે કે દજ્જાલની બંને આંખો ખામી યુકત હશે, ડાબી આંખ રોશની વગરની હશે અને જમણી આંખ દ્રાક્ષની જેમ બહાર નીકળેલી હશે.

આપણાં ત્યાં મસીહનો શબ્દ હઝરત ઈસા (અલ.) માટે પણ બોલવામાં આવે છે. તેનું કારણ તથા સાચા મસીહ અને જૂઠા મસીહનો તફાવત અમે પ્રારંભમાં કરી ચૂકયા છીએ.

## " દજ્જાલ કોણ છે? "

### (૧) દજ્જાલ કોણ છે? (૨) કયાં છે? (૩) કયારે જાહેર થશે?

દજ્જાલના ફિત્નાની શરૂઆત તો ખરેખર થઈ ચૂકી છે, તેનો પ્રમુખ મુખ્ય કોણ હશે? તેની પરાકાષ્ઠાની ક્ષણ કઈ હશે? અને આપણે તે ક્ષણથી કેટલા દૂર છીએ? અથવા આપણે દજ્જાલના કાળમાં જ જીવી રહયા છીએ?

આ એવા ત્રણ પ્રશ્નો છે જે દરેકને મગજમાં ફરે છે, જે દુનિયાને ફકત દુનિયા સુધી અને ભૌતિકતા સુધી મર્યાદિત નથી સમજતો, આખિરત પર વિશ્વાસ અને રૂહાનિયત તથા ભૌતિકતા વચ્ચે થતો જબરદસ્ત સંઘર્ષ પર નજર ધરાવે છે અને એ પણ વિશ્વાસ રાખે છે કે કયામતના દિવસે તેનાથી અવશ્ય એ સંદર્ભે પ્રશ્ન કરવામાં આવશે કે ઈમાન અને ભૌતિકતાના આ મહા યુધ્ધમાં તેણે પોતાનું વજન કયા પલ્લામાં નાખ્યું હતું અને એ સંદર્ભે તેનું વલણ અને ફાળો શું હતો?

બંદો આ હવાલાથી લાંબા સમય સુધી અધ્યયન, સંશોધન અને

શોધખોળમાં લાગેલો રહયો પરંતુ એકાદ વાર હળવું વર્ણન સિવાય ક્યારેય આ વિષયને પ્રત્યક્ષ લીધો નથી. અલ્લાહ તઆલા જઝાએ ખૈર આપે એ ઇલ્મી વ્યકિતઓને જેઓ આ વિષય પર ઉમ્મતને શ્રેષ્ઠ માહિતીઓથી અવગત કરે છે, અને ખરા સમયે નસિહતો કરે છે, એ હઝરાતના નામો મારા પુસ્તક "આલમી યહૂદી તનઝીમેં"ની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યા છે, અને એ પુસ્તકના અંતમાં તેમના લખેલા માહિતી સભર પુસ્તકોનું વર્ણન પણ કરવામાં આવ્યું છે. આરબ વિશ્વમાં સાઉદી અરબના ડો. અ.રહમાન અલ હવાલી અને ઈજીપ્તના ગુરૂ મુહમ્મદ અમીન જમાલુદ્દીન અને હિશામ મુહમ્મદે આ સંદર્ભે શાનદાર કામ કરેલ છે. ડૉ અલ હવાલીના પુસ્તકોનું અનુવાદ રઝિયુદ્દીન સૈયદે અને ઉસ્તાદ અલ અમીનના પુસ્તકોનું અનુવાદ પ્રોફેસર ખુરશીદ આલમ, કુર્આન કોલેજ, લાહોરએ કરેલ છે. આપણાં બુઝુર્ગો માંથી મૌલાના મનાઝિર અહસન ગીલાનીએ 'દજ્જાલી ફિત્ને કે નુમાયાં ખદો ખાલ' અને મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવીએ 'મઅરકા ઈમાનો માદ્દિયત'માં દજ્જાલના વ્યકિતત્વ અને ફિત્નાના પ્રકાર પર સુરએ કહફની રોશનીમાં વિગતવાર અને સંશોધનાત્મક વાત કરી છે જે જોવા લાયક છે. સમકાલીનમાં રઝિયુદ્દીન સૈયદ અને ઝકિયુદ્દીન શર્ફી (કરાંચી) સિવાય ઈસરાર આલમ (ભારત)એ ઘણું બધું લખ્યું છે. મૌલાના આસિમ ઉમર અને આસિફ મજીદ નકશબંદીએ હઝરત મહદી અને દજ્જાલના ફિત્નાનું વર્તમાન વિશ્લેષણમાં ઘણા પ્રયત્નો કર્યા છે. હાલમાં જ કામરાન રઅદની "ફ્રી મિશનરી ઔર દજ્જાલ" નામની શાનદાર કિતાબ 'તખલીકાત' લાહોરથી પ્રકાશિત થઈને સામે આવી છે. અલ્લાહ તઆલા સૌની મહેનતો કબૂલ ફરમાવે. આશ્ચર્યનું કારણ એ છે કે આટલા બધા પ્રયત્નો છતાં અને આટલા વિભિન્ન અવાજો લગાવ્વા છતાં અવામ અને લોકોમાં આ સંદર્ભે

કોઇ ખાસ ચિંતા અને તૈયારી તથા રક્ષણના સંકેતો દૂર દૂર દેખાતા નથી. જ્યાં સુધી વિશેષ લોકો એના પર ભરપુર ધ્યાન નહિ આપે, અવામ કયાં ફેલાવવાની તકલીફ કરશે કે આ વિશ્વને સકંજામાં લેનાર ફિત્નાથી પરિચિત થાય અને તેનાથી સુરક્ષા માટેની જવાબદારી સમજે. આ લખાણનો હેતુ જિજ્ઞાસા ફેલાવવાનો નથી, ઈમાનની હિફાઝતની દાવતને આગળ ધપાવવી અને શૈતાની ફિત્નાઓથી પોતાની, પોતાના સંબંધીઓ અને અહલે ઈસ્લામની સુરક્ષા પ્રત્યે પ્રેરિત કરવું છે. અલ્લાહ તૌફીક આપનાર છે.

દજ્જાલ કોણ છે? આ સંદર્ભે વિભિન્ન વાતો કરવામાં આવતી રહી છે. અમુક તો એટલી હાસ્યાસ્પદ છે કે સહજ હસવું આવી જાય છે. અમે એમને ત્યજીને અહીં ત્રણ મશ્હૂર કથનો વર્ણવીને તેની સમીક્ષા કરતાં આગળ ચાલીશું.

## દજ્જાલ કોણ છે?

### (૧) સામરી જાદૂગર:

કેટલાક હઝરાતનું કહેવું છે કે હઝરત મૂસા (અલ.)ના કાળમાં બની ઈસ્રાઈલને ગુમરાહ કરીને શિર્કમાં સપડાવનાર સામરી વાસ્તવમાં દજ્જાલ હતો. દજ્જાલને વસ્તુઓની દુનિયામાં ઉપયોગની જે ભરપૂર સત્તા આપવામાં આવી છે, તેની હેઠળ સોનાથી બનાવેલ વાછરડાને હલન–ચલન કરનાર, જીવીત અને અવાજ આપનાર બનાવી દેવું કંઈ અજુગતુ નથી. તેની દલીલ એ છે કે હઝરત મૂસા (અલ.)એ સામરીથી એટલો જબરદસ્ત અપરાધ થવા છતાં જવા દીધો અને બની ઈસ્રાઈલ તેના બહેકાવવાથી શિર્કમાં સપડાયા હતા, તેમની તૌબા એમ નકકી થઈ કે તેમને કતલ કરવામાં આવે. આપે સામરીને ફરમાવ્યું:

﴿وَاِنَّ لَکَ مَوْعِدًا لَّنْ تُخْلَفَهٗ﴾

બેશક, તારા માટે એક સમય નકકી છે, જેનાથી તુ આગળ–પાછળ થઇ શકીશ નહિ. (સૂરએ તાહા:૯૭)

આ એટલા માટે કે સામરીને તે સમયે કતલ કરવાનો આશય ન હતો. દજ્જાલ, જે જૂઠો મસીહ છે,ની મોત તો હઝરત ઈસા (અલ.)ના હાથે લખેલી છે, જેઓ સાચા મસીહ છે. જયારે સામરીને કહેવામાં આવ્યું કે:

﴿فَاذْهَبْ، فَإِنَّ لَكَ فِي الْحَيَاةِ تَقُولَ لَا مِسَاسَ﴾

જતો રહે, તારી આ સજા છે કે જીવન ભર કહેશે કે મને છેડશો નહિ. (સૂરએ તાહા:૯૭)

તો દદજ્જાલ સામરીના સ્વરૂપમાં ઈજાગ્રસ્ત અવસ્થામાં ત્યાંથી ગાયબ થઇ ગયો અને કયાંક સંતાઇ ગયો.

આ મંતવ્ય હાલમાં જ દજ્જાલિયતના સંદર્ભથી ખ્યાતિ પામનાર લેખક–જનાબ અસરાર આલમનું છે. તેના સમર્થનમાં કોઈ કથન મને મળ્યું નથી અને સામરી જાદૂગર વિશે જે માહિતીઓ તફસીર અને ઈતિહાસના પુસ્તકોમાં આવેલી છે, તે દજ્જાલ પર બંધ બેસતી દેખાતી નથી. દા.ત. તે એક આંખ વાળો ન હતો. તેની આંખો વચ્ચે કાફિર લખેલું ન હતું. હઝરત મૂસા (અલ.)એ તેને કયાંય કેદ કર્યો ન હતો, જયારે દજ્જાલ બેડીઓમાં કેદ છે. સામરીને જીવનભરની સજા આપવામાં આવી હતી કે તે દરેક વખતે આવનારને આમ કહેતો હતો કે: "મને છેડશો નહિ". દજ્જાલ એવું નહિ કહે.

(૨) **હૈરમ આબીફ:** કેટલાક અહલે ઈલ્મનું મંતવ્ય છે કે આથી હૈરમ આબીફ (અથવા સખરા આસિફ) અર્થ થાય છે. આ સૈયદના હઝરત સુલૈમાન (અલ.)ના કાળમાં હૈકલે સુલૈમાનીના નવ મોટા નિર્માતાઓ (બિલ્ડર) માસ્ટર મેસન્ઝ મુખ્ય (ગ્રાન્ટ માસ્ટર) હતો અને જિન્નાતથી સંબંધ ધરાવતો હતો. યહૂદી ધાર્મિક કથાઓ અનુસાર તેને (મઆઝલ્લાહ)

ફરિશ્તઓએ બ્રહમાંડના નિર્માણના જાદુઇ રહસ્યો બતાવી દીધા હતા. તેનાથી તે રહસ્યો મેળવવા તેની કતલ કરી નાખી હતી. યહૂદનું દુર્ભાગ્ય જુઓ કે તેઓ અલ્લાહના સાચા પૈગંબર હઝરત સુલૈમાન (અલ.) સાથે પોતાની નિસ્બત કરે છે, પરંતુ તેમનું અનુસરણ કરતા નથી, તેમના ઉપર જાદૂના જૂઠા આક્ષેપો કરે છે, જયારે બીજી બાજુ તેઓ હૈરમ આબીફને દેવતા (અવતરિત વ્યકિતત્વ) વિચારે છે, તેમના પ્રમાણે કુર્આન શરીફમાં જે આ વર્ણવેલું છે, અને (અમે) જિન્નાતોને તેના (સુલેમાન) આજ્ઞાંકિત બનાવી દીધા જેમાં દરેક પ્રકારના નિર્માતાઓ (બિલ્ડરો) અને તરવૈયાઓ હતા. આ નિર્માણ કરનાર જિન્નાતોમાં હૈરમ આબીફ પણ હતો, અને કુર્આની આયતઃ "અમે આજમાવ્યો સુલૈમાનને અને નાખી દીધો તેની ખુરશી પર એક શરીર"થી આ જ હૈરમ આબીફનો આશય છે.જેણે અદ્રશ્ય યહૂદી રિવાયતો પ્રમાણે સુલૈમાની વીંટી ચોરી હતી અને ખુરશી પર કબજો કરી લીધો હતો. આ ઈસરાઈલી રિવાયતને આપણા મુફસ્સેરીને નકલ કરી છે, અને તેને ફગાવી છે. હઝરત કતાદહ (રહ.) પ્રમાણે યહૂદી આલિમોથી લેવામાં આવી છે.

હઝરત સુલૈમાન (અલ.)ને આદેશ આપવામાં આવ્યો કે બૈતુલ મુકદસ એ રીતે નિર્માણ કરો કે લોખંડનો કોઇ અવાજ સંભળાય નહિ, તેમણે ઘણા પ્રયત્નો કર્યા પરંતુ સફળતા ન મળી, ત્યારે એમણે એક જિન્ન વિશે સાંભળ્યું જેનું નામ સખરાયા આસિફ હતું, તે આ ટેકનીકથી પરિચિત હતો, હઝરત સુલૈમાને આસિફને બોલાવ્યો, તેણે હીરાની સાથે પથ્થરો કાપવાનું અમલ દેખાડયું, આ પધ્ધતિથી શરત પૂરી થઇ ગઇ, એક દિવસ હઝરત સુલૈમાન (અલ.) ગુસ્લ માટે જઇ રહયા હતા, તેમણે પોતાની વીંટી આસિફને આપી. આ વીંટી ઘણી પવિત્ર અને સુલૈમાન (અલ.)ની સલ્તનતનો સિકકો હતો. (એક અન્ય રિવાયત પ્રમાણે હઝરત સુલૈમાન

અલ.એ આ વીંટી પોતાની એક પત્નીને આપી, જેની પાસેથી આસિફે લઈ લીધી) આસિફે આ વીંટી સમુદ્રમાં ફેંકી દીધી અને પોતે સુલૈમાન (અલ.)નું સ્વરૂપ ધારણ કર્યુ, પોતાનો ચેહરો અને દેખાવ બદલી નાખ્યો. આ રીતે આસિફે સુલૈમાન (અલ.)નું સામ્રાજય અને સિંહાસન ઝૂંટવી લીધું. આસિફે સુલૈમાન (અલ.)ની દરેક વસ્તુ પર સત્તા મેળવી લીધી પત્નીઓ સિવાય. હવે તેણે એવી ઘણી વસ્તુઓ શરૂ કરી દીધી જે સારી ન હોતી.

હઝરત સુલૈમાન (અલ.)ના એક સહાબી હતા જે રીતે ઉમર (રદિ.) હુઝૂર (સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબી હતા, તેમને શંકા થઇ ગઇ કે સુલૈમાનના સ્વરૂપમાં આસિફ છે, માટે તેમણે આસિફની પરીક્ષા લીધી. સાથીએ આસિફને એક પ્રશ્ન કર્યો, જેનો ઉત્તર તેણે તૌરાતના શિક્ષણ વિરૂધ્ધ આપ્યો. હવે સૌ લોકોને અંદાજ આવી ગયો કે આ વ્યકિત સુલૈમાન (અલ.) નથી, પરિણામે હઝરત સુલૈમાન (અલ.)એ પોતાની સલ્તનત પણ પરત લઇ લીધી અને આસિફની ધરપકડ કરી લીધી. (તફસીરે ઇબ્ને કસીર–ભાગ:૪, પેજ નં.૪૦૦)

યહૂદીઓ હઝરત સેલૈમાન (અલ.)ના સાચા અનુયાયીઓ અને માનનારા નહતા, તેમણે આ દાસ્તાનમાં ઘણી ગુસ્તાખી વાળી ઘટનાઓ સામેલ કરી દીધી. અલ્લામા ઇબ્ને કસીર (રહ.) ફરમાવે છેઃ અહલે કિતાબ (યહૂદીઓ)નું એક જુથ એ વાત પર ઇમાન ધરાવતું નથી કે હઝરત સુલૈમાન (અલ.) પૈગંબર છે, માટે વધુ શકયતાઓ છે કે એવા લોકોએ આ કથાઓ બનાવી લીધી હોય.

ટુંકમા હેરમ આબીફ નામક માનવીય જિન્ન અથવા જિન્નાતી માનવ યહૂદની ઘડેલી દાસ્તાનો પ્રમાણે બ્રહમાંડનો ગ્રાન્ટ આર્કિટેકટ હતો. તેને પવિત્ર હૈકલના કળશ પર જવામાં આવ્યો, તેની એક આંખ ખરાબ હતી, તેના પર મરતાં સમયે હિંસા કરવામાં આવી, જેથી તેનો હુલિયો

બગડી ગયો. યહૂદનું આંતર રાષ્ટ્રીય સંગઠન 'ફ્રેમ મેસન'ની વિશેષ સંજ્ઞા અક્ષર 'G'નો સંકેત 'God' તરફ નથી. આ The grand Architect of the univers નું સંક્ષિપ્ત છે.

યહૂદ આને પોતાનો દેવતા અને મસીહા સમજે છે અને કલોનિંગ વડે તેને ફરીવાર જીવંત કરવાની આશાએ વૈજ્ઞાનિક પ્રયોગો કરવામાં આવે છે. ફ્રી મેસનના ત્રીજી ડિગ્રી ઉજવણી વખતે (આ અંતિમ ડિગ્રી છે જે ગૈર યહૂદને આપવામાં આવે છે) આ શબ્દોનો ઉપયોગ થાય છે.''મા આ ત..... નીબ..... સીન...... આ, મા, આત, બા, આ .....'' આ પ્રાચીન ઈજીપ્ત ભાષા છે, આનો અર્થ છે કે ફ્રી મિશનરીનો પ્રમાણિત માસ્ટર, મહાન છે. ફ્રી મિશનરીની ભાવના . આમાં સીનીયર માસ્ટરથી આ જ અર્ધ માનવ અર્ધ જિન્ન પ્રકારનો બદ અકીદા અને બદ અમલ માણસનો આશય છે. યહૂદીઓ આ મૃતને જીવંત કરીને ઊઠાવવાની ચિંતામાં છે, માટે તેઓ માસ્ટર મેસન બનાવવાના પ્રોજેકટને Raise અર્થાત ''ઊઠાડવા''નો પ્રોજેકટ કહે છે. બનાવવાનો પ્રોજેકટ નથી કહેતા. યહૂદને પોતાના માસ્ટર અને બ્રહમાંડના ગ્રાન્ડ આર્કિટેકટની લાશને જિનેટિક વિજ્ઞાનમાં ક્ષમતા વડે ઊઠાડવાની આશા છે.

આ મંતવ્ય યહૂદની વિશેષ ધાર્મિક રિવાયતો પ્રમાણે ખરું હોઈ શકે છે, પરંતુ વાસ્તવમાં કોઈ રીતે યોગ્ય નથી. એટલા માટે હદીસ શરીફ પ્રમાણે દજ્જાલ મૃત નથી, જીવતો છે. તેની લાશ કોઈ વૈજ્ઞાનિક અમલથી જીવંત નહિ થાય. અલબત્ત અલ્લાહ તઆલાનો આદેશ થશે, તેના જિન્નાતી પ્રકારના જીવીત અસ્તિત્વને દુનિયામાં ફસાદ ફેલાવવા માટે મુકિત મળી જશે, કોઈ મુફસ્સિર, મુહદિસ, ઈતિહાસ કાર, અથવા સંશોધકે આજ સુધી આ વાત કહી નથી કે દજ્જાલ હેકલે સુલૈમાનીના નિર્માણમાં શામેલ હતો, પછી એને મારી નાખવામાં આવ્યો અને પછી

એને યહૂદીઓ જીવીત કરશે. જયાં સુધી વાત યહૂદી મઝહબી કથાઓની છે, તો એમનું કહેવું જ શું? યહૂદીઓની બરબાદીનું કારણ જ મન ઘડત કિસ્સા અને વાર્તાઓ જ તો છે.

## દજ્જાલનું રેખા ચિત્ર

**(૩) અમેરિકા:**

કેટલાક લોકોનું કહેવું છે કે અમેરિકા દજ્જાલ છે, કેમકે દજ્જાલની એક આંખ હશે, અમેરિકાની પણ એક આંખ છે. તેની ભૌતિકતાની આંખ ખૂલી જયારે રૂહાનિયતની આંખ ચોપટ છે, તે મુસલમાનોને એક થી અને ગૈર મુસ્લિમોની બીજીથી જુએ છે, તેને પોતાના લાભની વસ્તુ દેખાય છે, અન્યના નુકશાનથી એને કોઇ લેવા–દેવા નથી. તેની કરન્સી પર એ આંખ બનેલી છે..... દજ્જાલની આંખ..... જે શૈતાની ત્રિકોણની ઉપર રહસ્યમય નિશાનીઓની વચ્ચે છે. તેની ધરતી પર દજ્જાલની સંસ્કૃતિ જન્મ લઇ ચૂકી છે, વિકાસ પામી રહી છે. અને ભૌતિક શકિતઓ પર અસામાન્ય સત્તાના આધારે તે 'ન્યુ વર્લ્ડ ઓર્ડર'ના માધ્યમથી દુનિયામાં દજ્જાલી તંત્ર લાગુ કરવા ઇચ્છે છે, જેનો એક પ્રમુખ (જે જૂતાં ખાઇને રૂખ્સત થયો)નું નિવેદન રેકોર્ડ પર છે,"મને ખુદા તરફથી પ્રત્યક્ષ હિદાયતો મળે છે." આ તો નુબુવ્વતના દાવાની માફક છે અને દજ્જાલ પણ એવો જ દાવો કરશે.

પ્રમુખ સાહેબ આ પણ ફરમાવી ચૂકયા છે કે "અમે તમને પથ્થરોના જમાનામાં મોકલી દઇશું." આ ફિરઔની છટા તો ખુદાઇ દાવાની સમકક્ષ છે અને દજ્જાલ છેવટે ખુદાઇ દાવો કરશે. દજ્જાલિયત વાસ્તવમાં જૂઠી ખુદાઇનું બીજુ નામ છે..... વગેર વગેરે

જે લોકો આ મંતવ્યને મહત્વ આપે છે તેઓ બે પ્રકારના છેઃ (૧) કેટલાક તો અહાદીસનું જ્ઞાન ન હોવાના કારણે અને ગેરસમજને લીધે આવું કહે છે. તેમની સામે કોઇ ખોટો આશય નથી. આ લોકો વિવશ

છે.(૨) કેટલાક જાણી જોઇને કોઇ ખાસ હેતુ (દા.ત. યહૂદીઓની સેવા અને મુસલમાનોને દજ્જાલી ફિત્નાથી ગાફેલ રાખીને દજ્જાલ માટે માર્ગ મોકળો કરવા) માટે આવું કરે છે. આ પોતે દજ્જાલ છે, કેમકે હદીસ શરીફમાં આવે છે કે મહાન દજ્જાલ પૂર્વે ત્રીસ નાના દજ્જાલ નીકળશે. એક હદીસમાં તો સિત્તેરથી વધુ દજ્જાલોનું વર્ણન છે. બન્ને વાતો અને બન્ને સંખ્યા પોતાના સ્થાને ખરી છે. કેટલાક દજ્જાલ B કેટેગરીના હશે, કેટલાક C કેટેગરીના હશે. પહેલા પ્રકારના ત્રીસ હશે, અને બીજા પ્રકારના સિત્તેર હશે. હદીસોને જેણે જોઇ છે તેને ખાત્રી છે કે દજ્જાલ કોઇ દેશ નથી, એક વિશેષ વ્યકિત છે, જેને માનવીઓની કસોટી માટે અસામાન્ય ક્ષમતાઓ અને શકિતઓ આપવામાં આવી છે. પરંતુ તે એમનો ઊપયોગ હંમેશા ખોટા હેતુઓ માટે કરશે. હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી (રહ.) દજ્જાલ અને દજ્જાલિયત પર પોતાના પ્રખ્યાત પુસ્તક 'મઅરકએ ઈમાનો માદિયત'ના પાન નં. ૧૩૫ પર ફરમાવે છે કે: "જે હદીસોમાં દજ્જાલનું વર્ણન આવ્યું છે અને તેના લક્ષણો અને નિશાનીઓ બયાન કરવામાં આવી છે તે અર્થ ઘટન સુધી પહોંચી ગઇ છે. તે એક ખાસ અને નકકી થયેલા જમાનામાં જાહેર થશે (જેની ખરી તારીખ અને સમયથી આપણને સૂચવવામાં આવ્યા નથી) તથા એક નકકી કરેલી કોમમાં જાહેર થશે જેઓ યહૂદીઓ છે. માટે આ બધી સ્પષ્ટાઓ હોવાથી તેના ઈન્કારની કોઈ ગુંજાઈશ નથી. હદીસોમાં એનો પણ નિર્દેશ કરી દેવામાં આવ્યો છે કે તે પેલેસ્ટાઈનમાં જાહેર થશે અને ત્યાં તેને સર્વોચ્ચતા પ્રાપ્ત હશે. વાસ્તવમાં ફલસ્તીન એવો અંતિમ સ્ટેજ છે જયાં ઈમાન અને ભૌતિકતા તથા હક અને બાતિલનું આ સંઘર્ષ ચાલે છે, અને જાહેરમાં આવનાર છે. એક બાજુ અખ્લાકી અને કાનૂની અધિકારો ધરાવનાર કોમ છે જેનું સૌથી મોટુ હથિયાર અને સૌથી મોટી દલીલ એ છે કે તેઓ દીન અને દઅવત

ઈલલ્લાહના સમર્થક છે અને માનવતાના કલ્યાણ અને એકતાના દાવેદાર છે. બીજી બાજુ એ કોમ છે જે એક ખાસ વંશ અને લોહીની પવિત્રતા અને સર્વોચ્ચતાને અનુસરે છે અને સમગ્ર વિશ્વ અને માનવતાના બધા માધ્યમોને આ વંશ અને વિભાગની સત્તા અને અધિકારના વર્તુળમાં લઈ લેવા માંગે છે અને તેની પાસે કળાની ક્ષમતાઓ અને ભૌતિક જ્ઞાન ભંડારના માધ્યમોનો ખૂબ જ મોટો સંગ્રહ છે. માનવતાના આ વાસ્તવિક અને નિર્ણાયક યુધ્ધના ભણકારા પૂર્વે આરબ અને પૂર્વ ઈસ્લામી ક્ષિતિજ પર ઉદ્દ્ભવી ગયા છે, અને પરિસ્થિતીઓ તથા ઘટનાઓ એવુ યોગ્ય વાતાવરણ તૈયાર કરી રહી છે કે જેમાં આ કથા પોતાના સાચા ચરિત્રો સાથે દોહરાવશે.

આ લખાણને ધ્યાનથી વાંચવામાં આવે તો લેખના આરંભમાં આપવામાં આવેલ ત્રણેય પ્રશ્નોના જવાબ આવી જાય છે. (દજ્જાલ કોણ છે? કયાં છે? કયારે જાહેર થશે?) પરંતુ હમણા આ ત્રણેયની સમજૂતિ નથી આપતા, આ સમયે આપણે પહેલાં પ્રશ્ન પર ચાલી રહયા છીએ.

વાતનો ખુલાસો એમ છે, જો કે અમેરિકાની દજ્જાલી ખાસિયતમાં કોઈ શંકા નથી પરંતુ તે દજ્જાલ નથી, અલબત્ત અમેરિકાની સંસ્કૃતિ જે સંપૂર્ણ ભૌતિક વાદ પર કાયમ છે, દજ્જાલી સંસ્કૃતિ અવશ્ય છે, બલ્કે દજ્જાલ પોતાના ઝુહૂર પછી જે કામ દુનિયામાં કરશે, અમેરિકા એજન્સીઓ યહૂદના બહેકાવવાથી (દજ્જાલને સાચો મુકિત અપાવનાર સમજીને) તેનો માર્ગ મોકળો કરી રહયા છે. દજ્જાલને વાસ્તવિક આકાશની ખુદાઈના મુકાબલામાં કાલ્પનિક જમીનની ખુદાઈ માટે જે માધ્યમોની આવશ્યકતા છે, અમેરિકા બલ્કે સંપૂર્ણ પશ્ચિમ તેને ફાળવી આપવા માટે રાત–દિવસ વૈજ્ઞાનિક સંશોધનોમાં લાગેલું છે. અને યહૂદી વૈજ્ઞાનિકો સાથે મળીને અવનવી આશ્ચર્યજનક વસ્તુઓની શોધ કરીને તેના વૈશ્વિક

શાસનની બુનિયાદો મજબૂત કરવામાં તેનું સમગ્ર બળ વાપરી રહયું છે, પરંતુ આ બધું હોવા છતાં અમેરિકા દજ્જાલ નથી, કેમકે દજ્જાલ કોઇ દેશ અથવા સત્તાનું નામ નથી, એક વિશેષ વ્યકિતનું નામ છે.

આવો ! જરા એક દ્રષ્ટિ એ હદીસ પર કરીએ જેનાથી સ્પષ્ટ ખબર પડે છે કે દજ્જાલુલ અકબર (જૂઠો મસીહ) એક વિશેષ સ્વરૂપ ધરાવનાર વ્યકિત હશે.

☆ તે (દજ્જાલ, જૂઠો મસીહ) એક યુવાન પુરૂષ હશે, તેના વાળ નાના અને વાંકોળિયા હશે અને તે એક આંખથી અંધ (કાણો) હશે. (સહીહ મુસ્લિમ: ૭૦૧૫)

☆ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એકવાર સ્વપ્નમાં જોયું કે તેઓ કાબાનો તવાફ કરી રહયા છે કે આ દરમિયાન તેમને દજ્જાલ દેખાડવામાં આવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: "તે ભારેખમ શરીર, લાલ વર્ણ, વાંકોળિયા વાળ અને એક આંખથી અંધ છે, તેની આંખ લટકી રહેલી દ્રાક્ષના દાણા જેવી છે." (સહીહ બુખારી—૨:૨૪૨)

☆ તેની કપાળ પર શબ્દ 'કાફિર' લખેલું હશે અને દરેક ઈમાનવાળો ભલે તે ભણેલો હશે કે અભણ, તે આ શબ્દ વાંચી શકશે. (મુસ્નદે અહમદ:૩,૩૬૭, ૩૬૮)

ઉપરોકત હદીસો સ્પષ્તાની સાથે મસીહુલ દજ્જાલનું સ્વરૂપ અને વ્યકિતત્વ રજૂ કરે છે. તેમના પ્રમાણે દજ્જાલ એક નવયુવક હશે, તે હષ્ટ પુષ્ટ અને ભારેખમ હશે, તેનો રંગ લાલ હશે, તેના વાળ વાંકોળિયા અને ઘણાં નાના (કપાયેલા) હશે, તેની બન્ને આંખોમાં ખામી હશે, તે એક આંખથી અંધ હશે, તેની બીજી આંખ એવી રીતે હશે જે રીતે દ્રાક્ષનો લટકતો દાણો, તેની કપાળ પર બન્ને આંખ વચ્ચે શબ્દ 'કાફિર' લખેલું

હશે.(નાટોના જે ટેન્ક ખાડી યુધ્ધ અને કૌસૂફના યુધ્ધમાં ઉપયોગ થયેલા તેમના પર Kofr લખેલું હતું) દરેક ઈમાનવાળો ભલે તે ભણેલો હશે કુ અભણ..... પરંતુ તે 'કાફિર' શબ્દ તેની કપાળ પર લખેલું વાંચી લેશે, અને જયારે કાફિર ઓકસફોર્ડનો ગ્રેજયુએટ હોય અથવા હાર્ડવેરનો માસ્ટર, તે આ શબ્દ વાંચી શકશે નહિ. એને ઈમાનની બરકત અને કુફ્રો નિફાકની અનિષ્ટતા સિવાય શું નામ આપીએ? જે જેટલો વધારે આધુનિક શિક્ષણ મેળવેલ હશે તે એટલો જ એની માયા જાળમાં ફસાશે, કેમકે આધુનિક શિક્ષણ બુધ્ધિવાદ શીખવે છે, જે જેટલો સીધો દીની તાલીમ વાળો મોમિન હશે તે એનાથી એટલો જ સુરક્ષિત હશે,કેમકે દીની તાલીમ બુધ્ધિવાદથી આગળનું જોવાની ક્ષમતા પેદા કરે છે અને રૂહાનિયત શિખવાડે છે. હવે આ શબ્દનો આભાસ થશે કે સ્પષ્ટ જોઇ શકાશે? આને અલ્લાહ જ બહેતર જાણે છે. આપણે આ જિજ્ઞાસામાં પડવાને બદલે તેની ચિંતા કરવી જોઇએ કે આપણે આ ફિત્નાથી સુરક્ષિત રહીએ અને તે આપણું ડહોળું ન કરી શકે. એની રીત આપણા સાચા સુભેચ્છક હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જણાવી છે અને આ પુસ્તકના અંતમાં તેની માહિતી આવી રહી છે.

વાત દૂર થતી ચાલી ગઇ. ચર્ચા એ થઇ રહી હતી કે દજ્જાલ કોઇ દેશ અથા સંસ્કૃતિનું નામ નથી, ખરેખર એક વ્યકિતનું નામ છે જે કઈક અન્ય ક્ષમતાઓ અને ક્રુર પ્રકૃતિનો માલિક છે. અલ્લાહ તઆલાએ માનવતાની કસોટી માટે તેને સામાન્ય માણસોની સમજમાં ન આવનાર કેટલીક શકિતઓ આપેલી હશે, જેના આધારે તેને ધોખો આપવાની જબરદસ્ત ક્ષમતા પ્રાપ્ત થશે. લોકોને આયતો અને હદીસો વડે ખાતરી આપવામાં આવી હશે કે જૂઠો ખુદા છે. નખશિખ અનિષ્ટ છે, તેનો જાદૂ જોઇને ઈમાન ખરાબ ન કરો, પરંતુ તેઓ ઈમાનની કમજોરી, અહલે

ઇલ્મથી દૂર રહેવા અને પશ્ચિમના ભૌતિકવાદ અને વાસનાકીય સંસ્કૃતિથી પ્રભાવિત થવાને લીધે એ પ્રપંચની ખોટી દલીલોના જાદૂમાં આવી હશે.

જયારથી અલ્લાહ તઆલાએ આદમને પેદા કર્યા, દુનિયામાં કોઇ ફિત્નો દજ્જાલના ફિત્નાથી મોટો થયો નથી અને અલ્લાહ તઆલાએ જે નબીને પણ મોકલ્યા એણે પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવ્યા છે, અને હું અંતિમ નબી છું અને તમે શ્રેષ્ઠ ઉમ્મત (માટે) તે તમારામાં જ નીકળશે, જો તે મારી હાજરીમાં (જીવનમાં નીકળ્યો) તો દરેક મુસલમાન તરફથી તેનો મુકાબલો કરનાર હું છું અને જો મારા પછી નીકળ્યો તો દરેક મુસલમાન પોતાનો બચાવ જાતે કરશે, અને અલ્લાહ તઆલા દરેક મુસલમાનનો રક્ષક હશે તે સિરિયા અને ઇરાક વચ્ચે એક રસ્તા પર જાહેર થશે, પછી તે ડાબે-જમણે (દરેક બાજુ) રમખાણ મચાવશે. હે અલ્લાહના બંદાઓ! તમે તે સમયે અડગ રહેજો. હું તમારી સમક્ષ તેની એ નિશાનીઓ જણાવી દઉં છું, જે મારા પહેલાં કોઇ નબીએ બયાન કરી નથી. એ સૌથી પહેલાં તો આ દાવો કરશે કે હું નબી છું, જો કે મારા પછી કોઇ નબી નથી. પછી એવો દાવો કરશે કે હું તમારો રબ છું, (પરંતુ એને જોનારને પ્રથમ નજરે એવી ત્રણ વસ્તુઓ દેખાઇ આવશે, જેનાથી તેના દાવાને ફગાવી શકાય.) (૧)એક તો એ કે તે નરી આંખે જોઇ શકાતો હશે, જો કે તમે આપણા રબને મોત પહેલાં જોઇ શકતા નથી, (તો તેનું દેખાવવું જ એ વાતની દલીલ હશે કે તે રબ નથી) અને (૨) તે કાણો હશે, જો કે તમારો રબ કાણો નથી અને (૩) તેની બન્ને આંખ વચ્ચે 'કાફિર' લખેલું હશે જે દરેક મોમિન વાંચી લેશે, ભલે તેને વાંચતા આવડતું હોય કે ન આવડતું હોય.

આ તો સીધી સાદી વાત થઇ કે દજ્જાલ જિન્નાતી શકિતઓ વાળી એક અર્ધ માનવીય અર્ધ જિન્નાતી પ્રકારની અજમાયશી મખલૂક છે.



પછી મુસલમાન સિરિયાના જબલે દુખાન (દુખાન પર્વત) તરફ ભાગી જશે અને દજ્જાલ ત્યાં આવીને ઘેરાવ કરશે, આ ઘેરાવ ઘણો સખત હશે અને તેમને ખૂબ જ તકલીફમાં નાખી દેશે, પછી ફજરના સમયે ઈસા ઈબ્ને મરિયમ નાઝિલ થશે, તેઓ મુસલમાનોને કહેશેઃ આ ખબીસ જૂઠ્ઠાના ઘેરાવથી નીકળવા તમને કઈ વસ્તુ નડે છે? મુસલમાનો કહેશે આ વ્યકિત જિન્ન છે, માટે તેનો મુકાબલો કરવો મુશ્કેલ છે. (મુસ્નદે અહમદ, મુસ્તદરક હાકિમ)

હદીસોની તફસીર કરનારાઓનું કહેવું છે કે દજ્જાલની જાદુગીરી અને મેસ્મરીઝમ વગેરે જોઈને કદાચ કેટલાક મુસલમાનોને તેના જિન્ન હોવાની શંકા હોય, અથવા શકય છે કે મુસલમાનો આ વાત ઉપમા તરીકે કહેશે કે એની હરકતો અને ઈજા પહોંચાડવાની રીત જિન્નાતની જેમ છે.

ધારો કે વર્તમાન કાળમાં યહૂદી વૈજ્ઞાનિકોની હોંશ ઊડાવનાર શોધો અને આશ્ચર્ય જનક પ્રયોગોની તુલનામાં દજ્જાલી વ્યકિતત્વને જોવા ઈચ્છીએ તો દજ્જાલનું ચિત્ર કઈક એવું દેખાય છે.

એક માણસ જે વિભિન્ન ક્ષેત્રોમાં આશ્ચર્ય જનક સમર્થતા ધરાવતો જે સુપરમેન પ્રકારનો માણસ છે, જે એકી સાથે એંજિનિયર, ડોકટર, વૈજ્ઞાનિક, રાજકીય નેતા, કવિ, ભકત બધું જ છે, જેના માટે અશકય કોઈ વસ્તુ નથી, દરેક વસ્તુને તે પોતાની બાનમાં લઈ શકે છે.

જો આધુનિકતાથી પ્રભાવિત કોઈ વ્યકિત પૂછે કે છેવટે આ કઈ રીતે શકય બનશે? તો એનો જવાબ આ છે કે આજ કાલ આ સંપૂર્ણ રીતે શકય બની ચૂકયું છે કે એક માનવીય મગજ સંપૂર્ણ મેમરી, કોમ્પ્યુટરમાં અપલોડ કરી દેવામાં આવે, ઓકસફોર્ડના પ્રોફેસર ડો. સોસન ગ્રીન ફિલ્ડએ આજથી દસ વર્ષ પહેલાં વૈજ્ઞાનિકોના એક સંમેલનમાં સંબોધન કરતાં કહયું હતું કેઃ

"હવે આપણે એ લાયક છીએ કે માનવીની સંપૂર્ણ યાદ (મેમરી)ને કોમ્પ્યુટર પર ડાઊનલોડ કરી લઈએ જે આશરે ૧૦૦ ટ્રેલીન અંશો (Cells) પર આધારિત" હોય છે અને જેમનામાં ૧૦૦ બિલિયન અંશો વાતચીત કરવામાં ઉપયોગ થાય છે."

(વી રિચર્ડ ડમ્બલે, લેકચરર બીબીસી I, ૧લી ડિસેમ્બર ૧૯૯૯)

જરા વિચારો! આજથી દસ વર્ષ પછી તેઓ આ આયોજનમાં ક્યાં સુધી પહોંચી ગયા હશે?

એક શકિતશાળી શકય હકીકત જેનો ઘટ સ્ફોટ ડો. સોસએ નથી કર્યો, એ છે કે પ્રતિઘાતની પ્રક્રિયા (Reverse Action) વધુ સરળ છે. પ્રતિઘાતની પ્રક્રિયા આમ છે કે મેમરી કોઇ કોમ્પ્યુટરથી માનવીય મગજને અપલોડ કરવામાં આવે. એટલી કુશળતા પૂર્વક કાપ કુપ, ડિલિટ કરવા અને ક્ષમતાઓને જાગૃત કરવાની તાકાત પણ આવે છે. ઉદાહરણ રૂપે એક પી. એચ. ડી. ઍન્જિનિયરીંગ ધરાવનાર માણસ અથવા કોઇ શ્રેષ્ઠ ઈજનેરથી યાદગીરી (મેમરી)ની સાથો સાથ એક ઉત્તમ સર્જન અને વૈજ્ઞાનિકની સ્મૃતિ (સ્મરણ શકિત) પણ અપલોડ કરી દેવામાં આવે તો એક સુપર મેનના સર્જનનો માર્ગ મોકળો થઇ જશે, એક એવો માણસ બધા ક્ષેત્રોમાં નિપુણતા ધરાવતો હશે, શ્રેષ્ઠ ઍન્જિનિયર, વૈજ્ઞાનિક, સર્જન , રાજકારણી, વિદ્વાન, વકતા, કવિ, આયોજક, મેનેજમેન્ટનો નિષ્ણાંત..... ન્યુ વર્લ્ડ ઓર્ડરનો આદર્શ માનવી ..... બની દાવુદનો આંતર રાષ્ટ્રીય સમ્રાટ, દજ્જાલુલ અકબર, મહાન મલઊન.

પશ્ચિમની પ્રયોગ શાળાઓમાં આની ઉપર રાત–દિવસ કામ ચાલુ છે. જો આ સ્મૃતિ (યાદ દાસ્ત) ચોરી લેવામાં આવે તો તે ..... તે નહિ રહે તે હતો.એ જ રીતે જો એક વ્યકિતની સ્મરણ શકિત બીજી વ્યકિતને ટ્રાન્સફર કરી દેવામાં આવે તો..... તે વ્યકિત બની જશે જેની સ્મૃતિ ચોરી



લેવામાં આવી હતી. આ પધ્ધતિથી મેમરીને જીવંત રાખીને માનવીને સંગ્રહસ્થ અને કાયમી બનાવી શકાય છે. દજ્જાલ થોડાક સમય માટે અમર (નષ્ટ નહિ થનાર) લાગશે. પરંતુ આ બધું હોવા છતાં અલ્લાહ તઆલાની નજરમાં એટલો તુચ્છ, નિમ્ન અને અપમાનિત હશે કે અલ્લાહ તઆલાને અને એ જમાનાના અહલે ઈમાનને એની કોઇ દરકાર નહિ હોય. જે રીતે યહૂદી વૈજ્ઞાનિકોએ કાલ્પનિક સુપરમેન બનાવવાના માધ્યમો બનાવવામાં અલ્લાહ તઆલાની કોઇ પરવા કરી નથી, વિજ્ઞાન ક્ષેત્રમાં તેમની બધી પ્રવૃત્તિઓ છતાં તેમને અપમાનની મુહર તેમને માર્ગ આપતી નથી.

## ☆ ત્રણ પેટા પ્રશ્નો ☆

દજ્જાલ કોણ છે?ના વિભાગમાં કેટલાક પેટા પ્રશ્નો જન્મ લે છે, તેમને ઉકેલ્યા વગર બીજા પ્રશ્ન પર જવું ઉતાવળ થશે. આ પેટા પ્રશ્નો આમ હોઇ શકે છે: (૧) દજ્જાલ કઇ વસ્તુની દાવત આપશે? અથવા અન્ય શબ્દોમાં તેનો ફિત્નો કયા પ્રકારનો હશે? (૨) દજ્જાલના અનુયાયીઓ કયા લોકો હશે? (૩) તેની પાસે કઇ કઇ અસામાન્ય શકિતઓ હશે? અને કયા આધારે તેને આ શકિતઓ પ્રાપ્ત થશે?

નીચે અમે આ ત્રણ વિષયો સંબંધી સ્પષ્ટતા સાવચેતી સાથે રજૂ કરવા પ્રયત્ન કરીશું.

### (૧) દજ્જાલી ધર્મ:

દજ્જાલ એક નવા ધર્મની દાવત આપશે, એક એવા નવા અને જૂઠા ધર્મની જેમાં પહેલાં તે નુબુવ્વતનો દાવો કરશે અને પછી ખુદાઇનો. એ બદબખ્તનો સૌથી મોટો ફિત્નો એ જ હશે કે અલ્લાહ તઆલાએ જેટલો પણ નવાજયો, તે એનાથી ખૈરનું કામ કરવાને બદલે શરનું મહાન તોફાન મચાવશે કે હદીસ શરીફમાં આવે છે કે હઝરત આદમ (અલ.)ના જન્મથી લઇને કયામત સુધી દજ્જાલના ફિત્નાથી વધુ મોટો કોઇ ફિત્નો નથી.

આ ધર્મ ફ્રી મિશનરીનો ગુપ્ત ધર્મ હશે. આ એવા દ્રષ્ટિકોણ વાળો હશે જેને દજ્જાલના પૂર્વ સંગઠન ફ્રી મિશનરીએ સર્જયો, અને પછી તેને ધીરે ધીરે દુનિયાએ સ્વીકાર્યો. દા.ત. પશ્ચિમી લોકતંત્ર જે ફ્રી મિશનરીના "બ્રધર્સ અને માસ્ટર્સ"ને સત્તા સ્થાને લાવવાનું શ્રેષ્ઠ માધ્યમ છે. આધુનિક શિક્ષણ તંત્ર અર્થ તંત્ર જે વ્યાજ, જુગાર અને બેહિસાબ નફાખોરી પર આધારિત છે, ટેકસના તંત્રનો સમગ્ર રિવાજ અને ઝકાત–સદકાત તંત્રનો વિનાશ, અર્થાત એવું તંત્ર જેમાં શાસકો આપવાને બદલે મેળવવાનો સ્વભાવ બનાવી લે અને પોતાની જ જનતાને લૂંટે છે. પશ્ચિમી સંસ્કૃતિ જે બુધ્ધિવાદ પર આધારિત છે એટલે 'વહી'ના માર્ગદર્શનમાં જાઇઝ છે કે નાજાઈઝ નકકી કરવાને બદલે બુધ્ધિ અને વાસનાના આધારે યોગ્ય કે અયોગ્ય નકકી કરવું..... વગેરે વગેરે.

ફ્રી મિશનરી પર કામ કરનારા લગભગ બધા જ સંશોધકો (ઈસાઈ અને વિધર્મી પત્રકારો સહિત) આ વાત પર સંમત છે કે આ એવું આદ્વિતીય ગુપ્ત સંગઠન છે જે ધર્મનું નામ લીધા વગર પોતાના દ્રષ્ટિકોણ, રિવાજો અને પરિભાષામાં એક સંપૂર્ણ ધર્મનું સ્વરૂપ ધરાવે છે, ફ્રી મિશનરી જે નવા આંતર રાષ્ટ્રીય તંત્રની લગામ છે, તે વાસ્તવમાં એક 'આંતરરાષ્ટ્રીય ધર્મ' છે અને અફસોસ છે કે તે રૂહાની નથી, શૈતાની ધર્મ છે, જે સુધરેલી યહૂદિયત અને નફસ તથા શૈતાન પરસ્તીથી ભરપુર છે. એક દ્રષ્ટિ નીચેના પેરેગ્રાફ પર નાખો જે ફ્રી મિશનરીના અસલ લક્ષ્ય વૈશ્વિક શાસનનું ચિત્ર રજૂ કરે છે.

ફકત એક ધર્મની પરવાનગી આપવામાં આવશે અને તે એક આંતર રાષ્ટ્રીય સરકારી ચર્ચના સ્વરૂપમાં હશે, જે સને ૧૯૨૦થી અસ્તિત્વમાં આવી ચૂકયો છે. શૈતાનિયત ઈબ્લીસિયત અને જાદૂને એક આંતર રાષ્ટ્રીય પ્રશાસનનો અભ્યાસ ક્રમ સમજવામાં આવશે. (હવે કહો!



આ કોઈ આકાશી મઝહબના અનુયાયીઓનું શિક્ષણ હોઈ શકે?) કોઈ ખાનગી ચર્ચ કે શાળા નહિ હોય. બધા ઈસાઈઓના ચર્ચ પહેલાંથી જ કબજા હેઠળ લઈ લેવામાં આવશે. માટે ઈસાઈયત એક વૈશ્વિક પ્રશાસનમાં બુનિયાદ હશે. એક પરિસ્થિતી નિર્માણ કરવા માટે જેમાં વ્યકિતની સ્વતંત્રતાની કોઈ કલ્પના ન હોય, કોઈ પ્રકારની આઝાદી ઉચ્ચ સત્તા સ્થાન અને માનવ અધિકારોની પરવાનગી નહિ હોય. રાષ્ટ્રીય ગૌરવ અને વંશીય ઓળખ સમાપ્ત કરી દેવામાં આવશે, અને થોડાક સમય માટે તેનું વર્ણન પણ દંડને પાત્ર હશે.

દરેક વ્યકિતના મગજમાં એક શ્રધ્ધા બેસાડી દેવામાં આવશે કે તે (પુરૂષ કે સ્ત્રી) એક આંતર રાષ્ટ્રીય પ્રશાસનની મખ્લૂક છે અને તેની ઉપર ઓળખ નંબર લગાવી દેવામાં આવશે, આ ઓળખ નંબર બરસલ્ઝ, બિલજિયમના નેટો કોમ્પ્યુટરમાં સુરક્ષિત (Save) હશે અને વૈશ્વિક પ્રશાસનની કોઈ પણ એજન્સીઓ, આઈ. આર. એસ., ફેમા, સોશિયલ સિક્યુરીટી વગેરેની માસ્ટર ફાઈલો વિસ્તૃત કરીને તેમાં લોકોની માહિતીની નોંધ અમેરિકામાં બધા નાગરિકોના વ્યકિતગત રેકોર્ડની જેમ કરવામાં આવશે." (ડોકટર જોન કોમીનઃ Cospirators Hierarchy)

ફ્રી મિશનરી પોતાની ગુપ્ત પ્રસંગોમાં (જેમનું થોડુંક વર્ણન "આંતર રાષ્ટ્રીય યહૂદી સંગઠનો"માં આવી ચૂકયું છે) જે પરિભાષાનો ઉપયોગ કરે છે, દાખલા તરીકે પવિત્ર બંધારણ, (તૌરાત કે તાલમૂદ) પવિત્ર શાહી મેહરાબ, પવિત્ર ઝાડ (ઈકેશિયા) પવિત્ર બલિદાન, પવિત્ર જ્ઞાન (ભૂમિતિ) હૈકલ સુલૈમાનીના નવ કડિયા (માસ્ટર મૈસન્જ) આદરણીય મુખ્ય કડિયો (ગ્રેન્ડ માસ્ટર) બાર સરદાર, સિત્તેર જ્ઞાની બુઝુર્ગ દાવુદની નસલથી વહેલી તકે આવનાર આંતર રાષ્ટ્રીય સમ્રાટ (દજ્જાલે અકબર) વગેરે...... આ બધી પરિભાષાઓ અને તે સિવાય અજાણ્યા શબ્દો જેમકે

મૌકીની, જાહ બલ આન, જહબલૂન વગેરે.....આ બધું એ વાતની સ્પષ્ટ નિશાની છે કે આ સંગઠન પોતાના પ્રસંગો ઉજવતી વખતે જે વસ્તુને ગુપ્ત રાખવા ઇચ્છે છે તે દજ્જાલી યહૂદી ધર્મની ગુપ્ત વિધિઓ છે અને દજ્જાલી વિધિઓને અપનાવનાર આ સંગઠન વાસ્તવમાં શૈતાની ધર્મના આગેવાનો છે. તેઓ પોતાની જાતને કલ્યાણ કારક અને સામાજિક સંગઠન તરીકે જાહેર કરે છે, પરંતુ હકીકતમાં તે એક સ્થાયી ગુપ્ત ધર્મ ધરાવે છે. અને આ તો દરેક સમજે છે કે રહમાની વસ્તુઓ ગુપ્ત રાખવા માટે નથી હોતી, છુપાવી–છુપાવીને તો શૈતાની કાર્યો કરવામાં આવે છે.

નીચેના લખાણમાં કેટલાક પ્રશ્નો છે, જે ફ્રી મિશનરીનો કાર્ય કર્તા બનનાર એક ઉમેદવારથી કરવામાં આવ્યા અને સાથે જ તેના ઉત્તર છે. આ સંવાદ ફ્રી મિશનરીના પ્રારંભમાં અને ૧૯૩૦માં યોજાનાર માસ્ટર મેસનની શપથવિધિના એક પ્રસંગથી સંબંધ ધરાવે છે.

પ્રશ્નઃ– જયારે તમે ઇમારતની મધ્યમાં પહોંચ્યા તો તમે શું જોયું?

ઉત્તરઃ– અક્ષર Gની સમાનતા.

પ્રશ્નઃ– Gનો અક્ષર કઇ વાતનો સંકેત આપે છે?

ઉત્તરઃ– એ હસ્તીનો જે આપ કરતાં મોટી છે.

પ્રશ્નઃ–મારાથી મોટું કોણ છે? હું એક સ્વતંત્ર અને આધારભૂત મેસન છું. માસ્ટર ઓફ લૉજ છું.

ઉત્તરઃ– બ્રહમાંડનો આવિષ્કારક અને સૌથી મોટો નિર્માતા અથવા "તે" જે પવિત્ર ધર્મસ્થાન (હેકલે સુલૈમાની)ના કળશની શિખા પર લઇ જવામાં આવ્યો.

અહીં આપણને માલૂમ પડે છે કે ફ્રી મેસનની પરિભાષામાં અક્ષર G ફકત અલ્લાહ માટે નથી, 'તે' માટે પણ ઉપયોગ કરવામાં આવે છે, જે પવિત્ર ધર્મસ્થળ અથવા હેકલના કળશની શિખા પર પહોંચાડવામાં

આવ્યો. અને એ જ એ નામાંકિત દેવતા અને ઈશ્વર છે, જેની બદનસીબ યહૂદ ઈબાદત કરે છે. ફ્રી મિશનરી બ્રધર્સના રેકોર્ડ પર નજર નાંખવામાં આવે તો આ વ્યકિત અથવા જિન્ન 'હીરમ ઓબૈફ' છે, જે હૈકલે સુલૈમાનીના નવ મોટા નિર્માતાઓ (માસ્ટર મેસન્જ)નો સરદાર (ગ્રાન્ડ માસ્ટર) હતો. આંતર રાષ્ટ્રીય યહૂદી સંગઠનોં માં આનું વિગતવાર વર્ણન અવી ચૂકયું છે.

દજ્જાલ જાહેર થશે ત્યારે પણ તેને સામાન્ય લોકો ઓળખી શકશે નહિ, જે રીતે યહૂદીઓના ધોખાના શિકાર લોકો તેમના એજન્ટ બનીને પણ તેમના શૈતાની ધર્મને સમજી શકતા નથી. દજ્જાલ જયારે જાહેર થશે તો દજ્જાલ હોવાનો દાવો નહિ કરે અને નવા ધર્મનો સ્થાપક પણ નહિ હોય. તે આધુનિકતા ધ્વજવાહક અને માનવતાનો દાવેદાર બનીને જાહેર થશે. અને યહૂદ પોતાના આ જૂઠા મસીહાને ઘણો મોટો દયાવાન અને માનવતાના શુભેચ્છકના સ્વરૂપમાં રજૂ કરશે. ત્યારે જ આ લોકો તેના પર વિશ્વાસ કરશે, કેમકે એમને દજ્જાલી ધર્મની પરિભાષા પર વિશ્વાસ મૂકવાનું શિખવાડી દેવામાં આવ્યું હશે. લોકો મજબૂર બનીને નહિ, પ્રભાવિત થઈને તેની તરફ વધશે. ફ્રી મિશનરીના પ્લેટફોર્મથી બધું આવું જ કંઈ થઈ રહયું છે. લોકો આ સંગઠનને અને તેની પેટા સંસ્થાઓ (રોટરી કલબ, લાયન્ઝ કલબ, શરાઈન્ઝ, પશ્ચિમી N.G.O.માં 'ધર્મથી ઉપર થઈને' માનવતાની સેવા માટે શામેલ થવાય છે. અને પછી તેમને એ "રૂહાની સંતોષ" મળે કે ન મળે જેનો તેમને ધોકો (છળ) આપવામાં આવ્યો હતો, એક નવા શૈતાની ધર્મનો ખોળો અવશ્ય મળી જશે.

નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: "જે દજ્જાલની ખબર સાંભળી લે તે તેનાથી દૂર રહે. અલ્લાહની કસમ! માણસ પોતાની જાતને મોમિન સમજીને (આ વાકય ધ્યાન આપવા યોગ્ય છે, લેખક) તેની

પાસે આવશે અને પછી તેની પેદા કરેલી શંકાઓમાં તેનું અનુસરણ કરશે." (સુનને અબી દાવુદ, રિવાયત ઈમરાન બિન હુસેન રદિ)

**(૨) દજ્જાલના સાથીઃ**

દજ્જાલના અનુયાયીઓની બહુમતિ યહૂદી અને સ્ત્રીઓ હશે. (મુસ્નદે અહમદ)

હવે અહીં એવી શંકા થઇ શકે છે કે યહૂદીઓની સંખ્યા તો ઘણી ઓછી છે, તેમના આધારે તે વૈશ્વિક તંત્ર, આંતર રાષ્ટ્રીય શાસન અને આંતર રાષ્ટ્રીય ધર્મની સ્થાપનાના પ્રયત્નો કઇ રીતે કરશે? તેનો જવાબ એ છે કે યહૂદીઓ ધોખો આપીને પોતાની સાથે સહીવનિયોને ભેળવી લેશે. 'સહીવની' દરેક એ વ્યકિતને કહેવાય છે જે યહૂદી હોય કે ન હોય પરંતુ યહૂદી હેતુઓ (દા.ત. આંતર રાષ્ટ્રીય દજ્જાલી સામ્રાજયની સ્થાપના) સિધ્ધ કરવામાં યહૂદીનું સાધ્ય બની જાય. યહૂદના ધોખાનો શિકાર એ ઈસાઇ, હિન્દુ અને મુસલમાન હશે જે દજ્જાલના ફિત્નાથી પોતાને સુરક્ષિત નહિ રાખી શકે અને તેના ગાળામાં ફસાઇ જશે. અમેરિકા અને યૂરોપીય દેશો યહૂદના સકંજામાં જકડાયેલા છે, તેઓ યહૂદીઓથી વધુ ઈઝરાઈલના સમર્થકો છે અને તેનું સમર્થન પોતાના માટે બરકત સમજે છે. યહૂદના ધોખા અને પ્રપંચનું કમાલ જુઓ કે ઈસાઇ ધર્મમાં જે આગાહીઓ જનાબ મસીહે સાદિક હઝરત ઈસા બિન મરયમ (અલ.)ના હવાલાથી પહોંચી છે, યહૂદી તેમનું વિશ્લેષણ દજ્જાલ પર કરે છે અને પછી ઈસાઇઓને એવો ધોખો આપે છે કે અમે મસીહ મૌઉદ (જેનું વચન આપવામાં આવેલ છે)ની રાહ જોઇ રહયા છીએ અને મુસલમાન મસીહ વિરોધી (Antichrist) છે. જયારે વાસ્તવિકતા એ છે કે મુસલમાન અને ઈસાઇ હઝરત મસીહ (અલ.)ની અને યહૂદ દજ્જાલે અકબરની રાહ જુએ છે.જેને હઝરત મસીહ (અલ.) મુસલમાન મુજાહેદીન અને ખુશનસીબ નવ

મુસ્લિમ ઈસાઈઓની મદદથી કતલ કરી નાખશે. યહૂદ તો ઈસાઈઓના અને તેમના પવિત્ર પૈગંબરના શત્રુ છે. તેમણે હઝરત ઈસા (અલ.)ને સતાવ્યા, તંગ કર્યા અને છેવટે તેમની હત્યાની યોજના બનાવી, જયારે મુસલમાન આજે પણ હઝરત ઈસા (અલ.)નું ખૂબ જ આદર કરે છે અને એથી પહેલાં પણ કરતા હતા, ભવિષ્યમાં પણ તેમની સાથે મળીને તમેના શત્રુઓ સાથે મહાન જિહાદ કરશે. શું દુનિયામાં ઈસાઈયો જેવી સાદી કૌમ પણ હશે જે પોતાના પૈગંબરના હત્યારાઓ સાથે તો મિત્રતા અને સંબંધ રાખે અને જે તેમના (અને આપણા સંયુકત) પૈગંબરથી અનહદ પ્રેમ ધરાવતી હોય, તેનાથી નફરત રાખે?

રહી ગયા દજ્જાલી મુસલમાન, તો આ એવા બદનસીબ હશે, જે વૈચારિક ઈરતેદાદ (ઈસ્લામથી ફરી જવું)ના શિકાર થઈ જશે. (આ જૂઠના આગેવાનો એ બધા વિદ્વાનો, ડોકટરો, પ્રોફેસરો અને નામાંકિત સ્કોલર્સ હશે, જેઓ દીનનો હુલિયો બગાડવામાં આગળ રહયા) જેઓ માલ અને સંતાનના ફિત્નામાં ફસાઈ ચૂકયા હશે, જેઓ હરામખોરી અને હરામકારીથી તૌબા નહિ કરે. જેમને વિલાસ અને મોજ મજા અલ્લાહના માર્ગમાં નીકળવાથી રોકી દેશે, અને જેઓ દજ્જાલની જાદૂગરીથી બચાવનારા અહલે હકની પોકારને 'પછાત મુલ્લાઈયત' કહીને ફગાવી દેશે અને પછી દજ્જાલની સાથે દુનિયા અને આખિરતની બદનામી વેઠી લેશે.

**☆ મહાન દજ્જાલના ઝુહૂરથી પહેલાં ધોખાની બે સંભવિત સ્થિતીઓઃ**

જો આ પ્રશ્ન કરવામાં આવે કે બુધ્ધિ અને સમજ તથા દીનો ઈમાન ધરાવતા છતાં કઈ રીતે દજ્જાલના અનુસરણ પર રાજી થઈ જશે? તો એનો જવાબ એ છે કે આ લોકો દુનિયાને એવી દ્રષ્ટિથી જોઈ રહયા હશે કે જે દ્રષ્ટિથી પશ્ચિમી મીડીયા તેમને દેખાડે છે. પશ્ચિમી મીડીયા દજ્જાલને તેમનો સૌથી મોટો શુભેચ્છક પુરવાર કરશે. બદઆમાલીઓની નહૂસતને

કારણે મુસલમાનોની ઈમાની દ્રષ્ટિ ખલાસ થઈ ચૂકી હશે. આ લોકો વર્તમાન કાળને એ હદીસોની રોશનીમાં પારખી નહિ શકતા હશે જે હદીસોમાં દજ્જાલ, દજ્જાલિયત અને ફિત્નએ દજ્જાલ (માલો મતા, સૌંદર્ય, તાકાત, ટેકનોલોજી)ની વાસ્તવિકતાને મુસલમાનોની સ્પષ્ટ રીતે તાકીદ સાથે અને મહત્વતાની સાથે સાવચેત કરવામાં આવ્યા છે, પછી હદીસ શરીફમાં આવે છે કે કેટલાક લોકો કહેશે કે અમે જાણીએ છીએ કે આ દજ્જાલ જ છે, પરંતુ અમે તેની પાસેથી સગવડોથી લાભ પ્રાપ્ત કરી રહયા છીએ, ફિત્નએ દજ્જાલ અને ઝુહૂરે દજ્જાલે અકબર ધરતી પર પ્રસ્થાપિત થનાર એ સૌથી મોટા કેન્દ્રના નામ છે જયાં છળ જ છળ અને ધોખો જ ધોખો છે. પરંતુ ફિત્નએ દજ્જાલ વાસ્તવમાં ધોખાનો ફિત્નો હશે, આ ધોખો ખરેખર મૃગજળ હશે. ઊદાહરણ તરીકે ભવિષ્યમાં ગ્લોબલ વિલેજનો પ્રેસીડન્ટ દજ્જાલે અકબર નખશિખ ફિત્નો હશે, પરંતુ સામાન્ય લોકોને મુકિત આપનાર દેખાશે. આ વાત ખરી નથી કે જયારે દજ્જાલે અકબર જાહેર થશે તો મુસલમાન એને જોતાંજ ઓળખી જશે, બલ્કે હકીકત એવી છે કે જયારે તે જાહેર થશે તો યહૂદો નસારા અને કુફફાર ખરબોની સંખ્યામાં તેના પ્રશંસક બનીને તેની પાછળ–પાછળ ચાલવા અને તેના એક અવાજ પર પ્રાણ આપવા તૈયાર થઈ જશે. આવી પરિસ્થિતીમાં મુસલમાનોની પણ એક મોટી આબાદી જે ફકત નામની મુસલમાન હશે અને વાસ્તવમાં એ એવા લોકો હશે જેઓ તેના ઝુહૂરથી પૂર્વે જ નિફાકના જૂથમાં દાખલ થઈ ચૂકયા હશે, તેની પાછળ લબ્બૈક કહીને ચાલી નીકળશે, બલ્કે તેના ધ્વજ હેઠળ લડવા અને પ્રાણ આપવા તત્પર થઈ જશે. એવી પરિસ્થિતીમાં જે લોકો તેના બાહય સુંદર રૂપ અને ચરિત્ર હોવા છતાં આ જાણી લેશે કે આ પ્રભાવશાળી સ્વરૂપવાન અને ચરિત્રની પાછળ સંતાયેલી વ્યકિત ઈસા ઈબ્ને મરયમ નથી બલ્કે દજ્જાલે અકબર છે, એ

લોકો જ સાચા ઈમાન વાળા હશે. ડોકટર અસરાર આલમ કહે છે કે શકય છે કે ઈબ્લીસ (શૈતાન) દજ્જાલે અકબરના પ્રગટ થવા માટે એક મહાન યુકિતની પણ મદદ લે. આ પ્રચંડ અને છળની બે શકય સંભવત પરિસ્થિતીઓ હોઇ શકે છે.

**☆ પહેલી પરિસ્થિતી:**

ધરતી પર 'દજ્જાલે અકબર'ને જાહેર કરવાથી પહેલાં કોઈ સારા માણસને મજલૂમોને (અત્યાચાર પીડીત) ન્યાય અપાવવા ઊભો થયો હોય. પ્રોપેગન્ડા વડે તેને દજ્જાલે અકબર ઠેરવવામાં આવે અને તેને ખૂબ બદનામ (Demonise) કર્યા પછી તેને નાબૂદ કરવા માટે અસલ દજ્જાલે અકબરને "ઈસા ઇબ્ને મરયમ અલ મસીહ" બનાવીને જાહેર કરવામાં આવે, જે પ્રભાવિત કરનાર સ્વરૂપ અને ચારિત્ર્ય લઈને આવે અને પોતાને 'મસીહ'ની જેમ રજૂ કરે.

**☆ બીજી પરિસ્થિતી:**

આની બીજી પરિસ્થિતી એ હોઇ શકે છે કે કોઇ વ્યકિતને અનહદ અત્યાચાર કરવા માટે ઊભી કરવામાં અને તેના વડે દુનિયાના વિભિન્ન વિસ્તારોમાં ખરેખર અત્યાચારીની જેમ વ્યવહાર કરાવવામાં આવે અને સ્થિતિ એવી થઇ જાય કે લોકો તેના ઝુલ્મથી પનાહ માંગતા થઇ જાય અને તેમને કયાંય આસરો ન મળે અને એ જ ટાણે એ અસલ 'દજ્જાલે અકબર'ને અત્યાચારના ખાત્મા માટે 'મસીહ' બનાવીને જાહેર કરવામાં આવે અને લોકો તેને સાચો 'મસીહ' અને મુકિત આપનાર સમજવા લાગે.

**☆ દજ્જાલના ફિત્નાથી બચવાના બે માધ્યમો:**

ફિત્નએ દજ્જાલે અકબર કોઈ સામાન્ય ફિત્નો નથી. ઝુહૂરે દજ્જાલ પણ કોઇ સામાન્ય ઝુહૂર નહિ હોય. આ એક એવી કસોટી હશે જેનું ઇતિહાસમાં કોઇ ઉદાહરણ નથી. તેના ફિત્ના એવા સર્વવ્યાપી હશે અને

સમગ્ર માનવતાને તેના નિરંતર માનસિક, વૈચારિક, રાજકીય, આર્થિક અને સૈન્ય હુમલાઓથી ભયભીત બનાવી દેવામાં આવશે, જેનો અંદાજો કરવો મુશ્કેલ છે. આ એક એવો ક્ષણ હશે જયારે અન્યોની વાત તો અલગ છે, ખુદ માણસ પોતાની જાત પર વિશ્વાસ કરવાનું છોડી દેશે. દજ્જાલે અકબરનું યુધ્ધ વાસ્તવમાં મહામારીનું યુધ્ધ (War of Mejadeath) છે. આવી પરિસ્થિતીમાં દજ્જાલે અકબરના આ મહાન ફિત્નાથી બચવા અને તેને નિષ્ફળ બનાવવાના બે જ માર્ગો છે:

(૧) એવા સ્થળો અને અવસરોથી બચવું જયાં હત્યા 'મહામારી'નુ રૂપ ધારણ કરી શકે છે. ઉદાહરણ તરીકે રહેઠાણની દ્રષ્ટિએ ગીચ નિવાસી વિસ્તારો (High concentration residences)થી દૂર રહેવું. એ દિવસોમાં અહલે ઈમાનને મોટા શહેરોથી દૂર રહેવું અને ગામડાઓ તથા પર્વતો તરફ નીકળવું લાભદાયી નીવડશે. શહેરોમાં આમ પણ ફિત્નાઓની તકો વધારે અને નેકીઓનું વાતાવરણ ઓછું જ હોય છે. અને દજ્જાલિયત નેકીઓથી દૂર ગુનાહોના કાદવમાં જ જન્મ લે છે.

(૨) જિહાદ માટે દિલથી તૈયાર થઈ જવું અને આ નકકી કરી લેવું એ પહેલાં કે કોઈ આપણી જાન લઈ લે આપણે પોતાના પ્રાણ ન્યોછાવર કરીને અવિનાશી જીવન પ્રાપ્ત કરી લઈએ. બીજા શબ્દોમાં અનિવાર્ય મહામારીને લાચારીના મરણને બદલે 'ગમતી શહાદત'ના સ્વરૂપમાં ફેરવી લેવું. આ ઈમાનવાળાઓનો મહાન વિજય અને દજ્જાલ તથા ઈબ્લીસી શકિતઓની સ્પષ્ટ નિષ્ફળતા હશે.

## ☆ જાગૃતિનો સમય ☆

**(૩) દજ્જાલની તાકાતઃ**

દજ્જાલની સહાયક શકિતઓ અને તેની પાસેની શૈતાની



શક્તિઓની આગાહી આપણને નીચેની હદીસોમાંથી મળે છે.

હદીસ શરીફમાં આવે છે કેઃ

☆ દજ્જાલની સાથે અસ્ફહાનના સિત્તેર હજાર યહૂદી હશે, જેઓ ઈરાની ચાદર ઓઢેલા હશે. (સહીહ મુસ્લિમઃ૭૦૩૪, રિવાયત અનસ બિન માલિક રદિ.)

☆ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દજ્જાલ સંબંધે કહયુંઃ તેની પાસે આગ અને પાણી હશે, (જે) આગ (દેખાશે) ઠંડું પાણી હશે અને (જે) પાણી (દેખાશે) તે આગ (હશે). (સહીહ બુખારીઃ રિવાયત હુઝૈફા રદિ.)

☆ તે (દજ્જાલ)ની પાસે રોટલીઓનો પહાડ અને પાણીનો દરિયો હશે.(અર્થાત્ તેની પાસે પાણી અને ખોરાક વિપુલ પ્રમાણમાં હશે) નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ આ વાતો માટે તે ખૂબ જ તુચ્છ છે પરંતુ અલ્લાહ તેને એની પરવાનગી આપશે (જેથી લોકોને અજમાવી શકાય કે તેઓ અલ્લાહ પર વિશ્વાસ મૂકે છે કે દજ્જાલ પર) (સહીહ બુખારીઃભાગ–૯, પેજ નં.૨૪૪, રિવાયતઃમુગૈરહ રદિ.)

☆ અને પછી દજ્જાલ પોતાની સાથે એક નદી અને આગ લઈને આવશે, જે તેની આગમાં પડશે ખરેખર તેને બદલો મળશે અને તેનો બોજો ઓછો કરી દેવામાં આવશે, પરંતુ જે તેની નદીમાં ઊતરશે, તેનો બોજો યથાવત રહેશે અને તેનો બદલો તેનાથી છીનવી લેવામાં આવશે. (સુનને અબૂ દાવુદઃ ૪૨૩૨)

☆ અમે પૂછયુંઃ હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! તે આ ધરતી પર કેટલી ઝડપથી ચાલશે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ જે રીતે પવન વાદળોને ઊડાવીને લઈ જાય છે. (સહીહ મુસ્લિમઃ ૭૦૧૫, રિવાયત : નવાસ ઈબ્ને સિમઆન

રદિ.)

☆ તે (દજ્જાલ) એક ગધેડા પર સવાર હશે, તે ગધેડા પર સવાર થશે, તે (ગધેડા)ના કાનો વચ્ચે ૪૦ હાથોનું અંતર હશે.

(મુસ્નદે અહમદઃ ભાગ–૩/૩૬૭, ૩૬૮)

☆ તે એક ગામડિયાને કહેશે કે જો હું તમારા મા–બાપને તમારા માટે ફરીથી જીવીત કરી દઉ તો તમે શું કરશો? શું તમે સાક્ષી આપશો કે હું તમારો ખુદા છું? ગામડિયો કહેશે કે હા! પછી બે શયાતીન એ ગામડિયાના મા–બાપના સ્વરૂપમાં તેની સામે આવી જશે અને કહેશેઃ અમારા દીકરા આનો આદેશ માનો, આ તમારો ખુદા છે.

(ઇબ્ને માજા, કિતાબુલ ફિતનઃ ૪૦૭૭)

દજ્જાલ આવશે પરંતુ તેના માટે મદીનામાં પ્રવેશ નિષેધ હશે, તે મદીનાની નજીકના વિસ્તારમાં તંબુ નાંખશે, તે દિવસે શ્રેષ્ઠ માણસ અને શ્રેષ્ઠ લોકોમાંથી એક તેની પાસે આવશે અને કહેશેઃ હું સમર્થન આપું છું કે તમે એ જ દજ્જાલ છો જેનો હુલિયો અમને અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જણાવ્યો હતો. દજ્જાલ લોકોને કહેશે કે જો હું આને કતલ કરી નાખું અને ફરી જીવીત કરી દઉ તો શું તમને મારા દાવામાં કોઇ શંકા રહેશે? તેઓ કહેશે કે નહિ! પછી દજ્જાલ તેને કતલ કરી દેશે અને પછી તેને ફરી જીવંત કરી દેશે. તે માણસ કહેશેઃ હવે હું તમારી વાસ્તવિકતા પહેલાંથી વધુ બહેતર જાણી ચૂકયો છું. દજ્જાલ કહેશે કે હું આને કતલ કરવા ઇચ્છું છું, પણ આવું થઇ શકશે નહિ. (સહીહ બુખારીઃ ૩૧૦૬, રિવાયત અબૂ સઈદ ખુદરી રદિ.)

હવે આપણે આ હદીસોની રોશનીમાં દજ્જાલની શકિતઓને એક એક કરીને જોઇએ છીએ.

(૧) તેનો કબજો બધા જીવન આપનાર વસ્તુઓ દા.ત. પાણી, આગ, અને

ખોરાક પર હશે.

(૨) તેની પાસે વિપુલ પ્રમાણમાં ધન અને જમીનના ખજાના હશે.

(૩) બધા કુદરતી સાધનો તેની પહોંચમાં હશે, દા.ત. વરસાદ, પાક, દુકાળ વગેરે.

(૪) તે જમીન પર એવી રીતે ચાલશે જે રીતે પવન વાદળોને ઊડાવીને લઈ જાય છે. તેના ગધેડા (સવારી)ના કાનો વચ્ચે ૪૦ હાથનું અંતર હશે.

(૫) તે એક બનાવટી જન્નત અને દોઝખ પોતાની સાથે લાવશે.

(૬) તેની મદદ અને સહાયતા શયાતીન કરશે તેઓ મૃત લોકોના સ્વરૂપમાં પણ જાહેર થશે અને લોકો સાથે વાતચીત કરશે.

(૭) તે જીવન અને મૃત્યુ પર (દેખાવ પૂરતું) તાકાત ધરાવશે.

(૮) જીવન અને મોત પર તેની શકિત સીમિત હશે કેમકે તે એ મોમિનને ફરીથી મારી શકશે નહિ.

હવે આવો! આ શીર્ષકની સૌથી મહત્વની ચર્ચા શરૂ કરીએ છીએ એટલે કે હદીસ શરીફમાં વર્ણવેલ દજ્જાલની શકિતઓને વર્તમાન કાળની તુલનામાં વિશ્લેષણનો મારો પ્રયત્ન. આજ થી પહેલાં હદીસ શરીફમાં વર્ણવેલ હકીકતો પર ઈમાન બિલ ગૈબ સિવાય કોઇ ઉપાય ન હોતો..... પરંતુ જેમ જેમ આપણે દજ્જાલના જમાના તરફ વધીએ છીએ, આ હકીકતો આલમે ગૈબથી ઊતરીને આલમે શહૂદ (દુનિયા)ના અંગો બનવા જઇ રહયા છે. દજ્જાલ ભૌતિક વસ્તુઓ પર શકિત ધરાવતો હશે અને વિજ્ઞાન પદાર્થમાં રહેલી શકિતઓને જાણવું અને કામમાં લાવવાનું બીજું નામ છે. માટે યહૂદી મૂડી ધારકોના પૈસા અને યહૂદી વૈજ્ઞાનિકોની મહેનતથી વૈજ્ઞાનિક શોધો જેમે જેમ આગળ વધી રહી છે, દજ્જાલની શકિતઓને સમજવું સરળ બની રહયું છે. આવો! દજ્જાલની શકિતઓને એક એક કરીને વર્તમાન કાળમાં જોઇએ.

☆ ધન અને ખજાના:

આ તો ઘણા લોકો જાણે છે કે દુનિયાના અર્થતંત્રને બે સંસ્થાઓ "વર્લ્ડ બેંક' અને "આઈ. એમ. એફ." (ઇન્ટરનેશનલ મોનેટરી ફન્ડ) ચલાવી રહી છે. આ પણ લોકોને ખબર છે કે એમને આંતર રાષ્ટ્રીય નાડી કહેવાય છે, અને વિશ્વના અર્થતંત્રનું આધાર સ્તંભ આ બંને સંસ્થાઓને માનવામાં આવે છે. આ પણ બધા જાણે છે કે આ સંસ્થાઓ કઇ રીતે દેવાદાર દેશો પર દબાણ કરીને માધ્યમો પર ઉપયોગ અને હેતુઓ પર પોતાનો ઈજારો કાયમ કરે છે....... પરંતુ આ વાત ઘણા ઓછા લોકો જાણે છે કે દુનિયાને ચલાવનાર આ સંસથાઓ કોણ ચલાવે છે? એમને 'ઇન્ટરનેશન બેન્કર્સ'નું જૂઠ ચલાવે છે, અને જૂથને ફ્રી મિશનરીના 'બીગ બ્રધર્સ' ચલાવે છે, જેઓ દજ્જાલની આંતર રાષ્ટ્રીય મહાસત્તાનો માર્ગ મોકળો કરવા માટે વિશ્વના અર્થતંત્રને કાબુમાં રાખવા માટે પ્રવૃત્ત છે. થોડાક સમય પહેલાં એક પુસ્તક પ્રકાશિત થયું હતું: "કોર્પોરેશનનું પ્રશાસન" આ એક અમેરિકન દંપત્તિએ લખ્યું છે જે અમેરિકાની બહાર મલટીનેશનલ કંપનીઓની અમાનવીય કાર્યવાહીઓને નજીકથી જોતા રહયાં અને છેવટે એ વાતે મજબૂર બન્યા કે નોકરી ત્યજીને અમેરિકા પરત જાય, અને પોતાના દેશના લોકોને "ન જોયેલી શકિતઓ"ના પરાક્રમથી વાકિફ કરે. તેમણે કરન્સી નોટ વિશે લખ્યું છે કે ધીરે ધીરે એ પણ ખતમ થઇ જશે, આનુ સ્થાન ક્રેડીટ કાર્ડે લઇ લીધું છે, પછી ક્રેડીટ કાર્ડ પણ ખતમ થઇ જશે, લોકો કોમ્પ્યુટર વડે સંખ્યા અને આંકડા સરભર કરશે અને બસ! હાથમાં કશું નહિ હોય. બંદો એક જમાના સુધી આ જાદૂઇ ઇન્દ્રજાળ વિશે વિચારતો રહયો કે જો આંકડાઓની રમત જ વસ્તુઓ અને સેવાઓને પ્રાપ્ત કરવાનું માધ્યમ બની જશે તો પછી આ દુનિયા સરળ હશે કે મુશ્કેલ? તથા આના વડે યહૂદ શું પ્રાપ્ત કરવા માંગે છે જે કરન્સીની



પાછળ સોનાનો ખાત્મોથી લઈને સ્ટોક એક્ષચેંજમાં વ્યાજ અને સટ્ટાના પ્રસારણ સુધી દરેક વસ્તુમાં સંડોવાયેલ છે. ચિંતન, મનન અને અધ્યયન ચાલુ હતું કે "માસ્ટર્સ"નુ બનાયેલું આયોજન હાથ લાગ્યું, આપ પણ વિચારજો અને ધ્યાન આપજો કે ઉલ્માએ કિરામ જયારે ગૈરશરઈ મામલાઓના ખતરનાક પરિણામો કે મુસ્લિમ દુશ્મન શકિતઓની પોલીસીઓથી આગાહ કરે અને તેને માનવામાં ન આવે તો આવનાર દુનિયાનું દ્રશ્ય કેવું હશે!

સેન્ટ્રલ બેન્ક, બેન્ક ઓફ ઈન્ટરનેશનલ સેટલમેન્ટ અને વર્લ્ડ બેંન્ક કામ કરવા લાયક નહિ હોય, પ્રાઈવેટ બેન્ક અમાન્ય હશે. બેન્ક ઓફ ઈન્ટરનેશનલ સેટલમેન્ટ (Bis) છવાયેલી છે. પ્રાઈવેટ બેન્ક 'દસ મોટી બેન્કો'ની તૈયારીમાં મર્જ થઈ રહી છે. આ મોટી બેન્કો વિશ્વભરમાં બેન્કીંગ પર Bis અને IMFના માર્ગદર્શનમાં કન્ટ્રોલ કરશે. પગારો અને વાંધાઓની પરવાનગી આપવામાં નહિ આવે, બળવાની પણ અનુમતિ નહિ હોય, જે નિયમો તોડશે, તેને મૃત્યુદંડ આપવામાં આવશે.

સજ્જન લોકો દ્વારા ચલાવવામાં આવતી સરકારના લોકો સિવાય કોઈના હાથમાં રોકડ રકમ અથવા સિકકા આપવામાં નહિ આવે. બધી જ લેવડ દેવડ ફકત અને ફકત ક્રેડિટકાર્ડ વડે થશે (અને છેવટે તેને માઈક્રોચીપ પ્લાન્ટેશન વડે કરવામાં આવશે) "નિયમોનું ઉલ્લંઘન કરનારાઓ"ના ક્રેડિટકાર્ડ રદ કરી દેવામાં આવશે. જયારે એવા લોકો ખરીદી કરવા જશે તો તેમને ખબર પડશે કે તેમનું ક્રેડિટ કાર્ડ બ્લેક લિસ્ટ કરી દેવામાં આવ્યું છે, તેઓ ખરીદારી કે સેવાઓ પ્રાપ્ત કરી શકશે નહિ. જૂના સિકકા (અર્થાત વર્તમાન કરન્સી)થી વેપારને અસામાન્ય અપરાધ ગણવામા આવશે અને તેની સજા મોત હશે. એવા નિયમો તોડનાર પરિબળો જેઓ પોતાને ખાસ મુદ્દત સુધી પોલીસના હવાલે નહિ કરે

તેમના બદલે કેદની સજા ભોગવવા તેમના કોઇ કુટુંબીજનને પકડી લેવામાં આવશે.

આ બન્ને પેરાગ્રાફમાં "કતલની સજા"નું વર્ણન સંપૂર્ણ તાકીદ સાથે છે. તો મારા ભાઈઓ! જયારે યહૂદ ચંગૂલ (પંજા)માં ફસાઇને અંતે કતલ થવું અથવા ગુલામ બનીને રહેવું છે તો મરતાં પહેલાં મરવાના અધિકારનો ઉપયોગ જાતે કેમ ન કરી લઇએ? આ અધિકારના ઉપયોગનું એક જ સ્વરૂપ છે એટલે કે સંપૂર્ણ પ્રણ અને હિંમત સાથે શરીઅત પર મકકમતા, ગૈરશરઇ અને હરામ વસ્તુઓથી 'સદંતર દૂર રહેવું' અને જાનોમાલ, જીવન અને કલમનો ઉપયોગ અલ્લાહની રાહમાં (ફી સબીલિલ્લાહ)

☆ **પાણી અને ખોરાક:**

આપ લોકો આજકાલ જોઇ રહયા હશો કે ભિન્ન ભિન્ન પ્રકારના બનાવટી ખોરાક કુદરતી પોષણનું સ્થાન લઇ રહયા છે. બિસ્કીટ, ચોકલેટ, આઇસ્ક્રીમ, માખણ, અથાણું, ચટણી, જામ, કોલ્ડડ્રીંક અને બનાવટી શરબતે (પીણાં) તો એવું મેદાન માર્યું છે કે ગામડાઓમાં લોકો દૂધ, લસ્સી, સ્કંજબીન ઠંડાઇ અને તખ્મે મલીગાને ભૂલી જ ગયા છે. કુદરતી દૂધ ગામડામાં પણ કોઇ નસીબદારને જ મળે છે. અલબત્ત બનાવટી દૂધ ઘણા પ્રકારના અને સ્વાદના દરેક સમયે દરેક સ્થળે ઉપલબ્ધ છે. હવે તો મધ અને દૂધ પછી દરેક પ્રકારનું ભોજન પણ ટીનના ડબ્બામાં પેક થઇને આવવા લાગ્યા છે. દુબઇ જેવા શહેરોમાં તો કુદરતી ઝબીહા માટે આટલી શરતો છે કે એમ લાગે છે તેમના પર એક પ્રકારનું પ્રતિબંધ છે.લગભગ ખોરાક બનાવટી અને કેમિકલ પદાર્થોમાંથી ભરેલા છે. જરા કલ્પના કરો એવા શહેરના સગવડિયા રહેવાસીઓનું શું બનશે જે એક માણસના ખોરાકની વ્યવસ્થા નથી કરી શકતા અને સમગ્ર આધાર યહુદી મલ્ટીનેશનલ કંપનીઓ પર કરી રહયા છે. પ્રાણીઓ કૃત્રિમ પ્રક્રિયાથી

પેદા કરવામાં આવે છે. ખેતીના પાક કૃત્રિમ બીયારણથી ઊગાડવામાં આવે છે, જયાં અમેરિકન બીજ વાવવામાં આવે ત્યાં બીજું બીજ નથી ચાલી શકતું. આપને દરેક વખતે કંપની માંથી બીજ ખરીદવા પડશે, નહિતર આપની જમીન પર ધૂળ ઊડશે. પાણીનું તો કહેવું જ શુ, નદીઓ અને ઝરણાનું ખનીજ અને જડીબુટીની તાસીર વાળુ સાફ કુદરતી પાણી એ પીએ છે જેની પાસે મિનરલ વોટરની ખરીદ શકિત નથી. શહેરોમાં તો ફેશન બની ગઈ છે કે લોકો કયાંક મળવા પણ જાય છે તો મિનરલ વોટરની બોટલ હાથમાં ઊઠાવીને ફરે છે. તેમના મત પ્રમાણે આ સ્ટેટસની નિશાની છે, જયારે કે આ દજ્જાલની શકિતઓનું રાજકારણ અને શકિત પ્રદર્શનમાંથી એક પ્રદર્શન છે. આનો અંદાજો દુનિયાને એ સમયે થશે જયારે માણસના ગળેથી પેટમાં ઊતરનાર દરેક વસ્તુ કૃત્રિમ થઈ જશે અને મલ્ટીનેશનલ કંપનીઓના હાથમાં હશે. જે ભારે લાંચ, વગ અને શૈતાની હથકંડાઓ વડે સ્થાનિક વેપારને બરબાદ કરવા માટે કુદરતી દેશી ખોરાક પર પ્રતિબંધ લાગૂ કરાવશે અને પછી દજ્જાલ તેને પાણીનું એક ટીપું અથવા રાંધેલી રોટલીનો એક ટુકડો  પણ નહિ આપે. જે એની શૈતાની માગણીઓ નહિ સંતોષે. પાણી અને ખોરાકને કૃત્રિમ બનાવવાની દજ્જાલી ચળવળ એટલા માટે ચાલુ છેકે કૃત્રિમ વસ્તુ બનાવનારના હાથમાં હોય છે. તે જેને ઈચ્છે વેચે ન વેચે, આપે ન આપે. જયારે કુદરતી વસ્તુ કુદરતના હાથમાં હોય છે કે જે ફૂલ અને કાંટાનું સમાન ધ્યાન રાખે છે. શહેર તો શહેર છે હવે તો ગામોમાં પણ એ હાલત છે કે વોટર સપ્લાઈની સ્કીમો અને ટેન્ક, પાઈપ, પવન ચકકીઓ વગેરે એન. જી. ઓ. લગાવી રહયા છે જે આગળ ચાલીને તેના પર ઈજારો કાયમ કરશે અને આ રીતે શહેરોમાં તો ખોરાક અને પાણીના સંગ્રહ તો હશે જ "આંતર રાષ્ટ્રીય વ્યવસ્થા"ના હાથમાં, ગામોમાં પણ કદરતી પાણી કોઈ સામાન્ય માણસના વશમાં નહિ

હોય. ભવિષ્યમાં પાણીની સમસ્યા પર વિશ્વ ભરમાં થયેલા યુધ્ધો સંબંધે તો આપ વાંચતા અને સાંભળતા રહો છો. આ વાસ્તવમાં ચાગળ ચાલીને દજ્જાલની શકિતઓ તરફથી પેદા કરવામાં આવનાર કૃત્રિમ અછતની ખાતરી કરાવ્યાની માનસિક તૈયારી અને પ્રેકટીસ છે.

મજાની વાત તો એ છે કે કુદરતી પાણીને સ્વાસ્થય માટે હાનિ કારક, જયારે મિનરલ વોટરને લાભદાયી જણાવવામાં આવે છે, જો કે પરિસ્થિતી એવી છે કે મિનરલ વોટર વડે ખરબો ડોલર ખંખેરવાની સાથો સાથ આપણા કુળને 'ઝનખા' બનાવવામાં આવી રહયું છે. (આ શબ્દનો અર્થ કોઈ પંજાબી ભાઈને પૂછી લો) અમારા એક માનનીય મિત્રે જયારે જોયું કે લોકો નિમ્ન સ્તરનું પાણી વેચી રહયાછે તો એમણે મિનરલ વોટર બનાવવાનો પ્લાન્ટ શરૂ કર્યું, તેમનો ઈરાદો હતો ઉચ્ચ સ્તરનું કામ કરીશું, ભલે નફો ઓછો મળે, જયારે તેઓ પ્લાન્ટ લગાવી ચૂકયા તો બધા પ્રયોગો પૂરા કર્યા પછી સરકારી પ્રતિનિધિ તેની મંજૂરી આપવા આવ્યા તો તેમના કાર્ય અને લગનની પ્રશંસા કર્યા વગર રહી શકયો નહિ..... પરંતુ ..... તેનો પ્રશ્ન હતો કે આપ આમાં 'પેલા ટીપાં ભેળવો છો કે નહિ?' એમને આશ્ચર્ય થયું કે કયા ટીપાં પાણીમાં ભેળવી શકાય છે? કથા કંઈક એમ સામે આવી કે પુરુષના પ્રજનન પદાર્થમાં બે પ્રકારના જીવાણું હોય છે, એકને 'એકસ ક્રોમોસોમ્ઝ' અને બીજાને 'વાય ક્રોમો સોન્ઝ'નું નામ આપવામાં આવ્યું છે. પહેલું વધારે પ્રમાણમાં હોય તો અલ્લાહના હુકમથી પુલ્લીંગ અને બીજું વધારે પ્રમાણમાં હોય તો સ્ત્રીલીંગ જન્મે છે. બીજા પ્રકારના ટીપાં ભેળવ્યા વગર પાણીના વેચાણનું લાઈસન્સ આપવામાં આવતું નથી, હવે મને ખબર નથી કે આપણા ડોકટરો અને નિષ્ણાતો આ વાતનું સમર્થન કરશે અથવા જાણકારી નહિ હોવાથી કે દબાણ હોવાથી તેમાં વિઘ્ન ઉતપન્ન કરશે, પરંતુ હું એનું શું કરું કે મેં એ મિત્રનું પ્લાન્ટ

જાતે જોયું છે અને તેમની વિવશતાની દાસ્તાન તેમની ઓફિસમાં બેસીને પોતે સાંભળી, આને કઇ રીતે ફગાવું? શું ફકત મને આ કથા સંભળાવવા માટે એમણે પોતાનું પ્લાન્ટ શરૂ કર્યુ અથવા ઠપ કરી દીધું હશે?

આ પ્રકારની વાર્તાઓ દુનિયાના ઘણા વિસ્તારોમાં જન્મ લઇ રહી છે. વિશ્વ ભરના માણસો પીવાના પાણીની ગંભીર સ્થિતિના અણગમતા પાસાઓથી સમાધાન કરી રહયા છે. વર્લ્ડ બેન્કના પીઠબળ હેઠળ આંતરરાષ્ટ્રીય સ્તરે ખોરાક અને પાણી ફાળવી આપનાર અમુક કંપનીઓએ માનવીય હમદર્દના નામે પાણીને મોજ-મજાની વસ્તુઓમાં સામેલ કરીને નફાખોરી શરૂ કરી દીધી છે. આ કંપનીઓ ખુલ્લેઆમ વર્લ્ડ બેન્ક અને સંયુકત રાષ્ટ્રોમાં પોતાનો પ્રભાવ ધરાવે છે. તેમણે ગત્ વર્ષે માર્ચ-૨૦૦૫માં હોલેન્ડના પાટનગર હેગમાં આયોજિત વર્લ્ડ વોટર ફોરમ સ્પોન્સર કર્યું હતું, જેમાં કુદરતી પાણી વિશે વિભિન્ન રોગોના પ્રચારનો નકારાત્મક પ્રોપેગન્ડા અને કુત્રિમ પાણીને ખરીદવાનું મહત્વ પેદા કરવા માટે અવનવી પધ્ધતીઓ વિચારવામાં આવી અને ખરબો ડોલરના બજેટની યોજનાઓ મંજૂર કરવામાં આવી, જેમને વિભિન્ન યહૂદી કંપનીઓ મળીને સ્પોનસ્ર કરશે.

☆ કુદરતી માધ્યમો:

એટલે કે વરસાદ, પાક, ઋતુઓ અને તેની અસરો, અછત વગેરે આપે અનુભવ્યું હશે કે વાતાવરણથી ઋતુઓમાં સ્પષ્ટ ફેરફારો આવી રહયા છે. મોસમ અને વાતાવરણ ગંભીર બરબાદીનો સામનો કરી રહયા છે. વિશ્વભરમાં આ સંદર્ભથી લેખો અને સાઇન્ટીફીક ફીચર્સ પ્રસિધ્ધ થઇ રહયા છે. કુલ તાપમાનમાં વધારો થવાથી તોફાન, પુર અને વરસાદના દરમાં અસામાન્ય ફેરફાર થઇ રહયા છે. બ્રહ્માંડને કાબૂમાં લેવા કરવામાં આવતા વૈજ્ઞાનિક પ્રયોગોનું આ પરિણામ અને ઋતુઓને અંકુશમાં

રાખવાના પ્રયત્નોનું પરિણામ છે,જે પશ્ચિમમાં ઠેક ઠેકાણે ઉપસ્થિત વૈજ્ઞાનિકો હઝરત દાઉદના વંશથી આંતર રાષ્ટ્રીય સમ્રાટના વૈશ્વિક પ્રભાવ ખાતર કરી રહયા છે. વાતાવરણનું પોતાનું કુદરતી સંરક્ષણ તંત્ર છે, જે સૂર્યના ઘાતક કિરણો અને વિભિન્ન ગ્રહો અને ઉપગ્રહોથી આવનાર ગરમ લહેરો (તરંગો)ને માનવીઓ સુધી નથી પહોંચવા દેતું. આ ખતરનાક કિરણોને "અલ્ટ્રા વાયલેટ લેઝ" કહેવામાં આવે છે. આ તંત્ર કુદરતી છે અને આને આપણા સર્જક અને માલિક અલ્લાહ તઆલાએ રચેલું છે. આના મુકાબલામાં ૧૮૮૬–૮૮માં એક અમેરિકન યહૂદી વૈજ્ઞાનિક નિકોલા ટેસલાએ એ. સી. (Alternative current) પાવર (વીજળી)નું તંત્ર અને તેને પહોંચાડવાના તંત્રની શોધ કરી. પ્રતિ સેકન્ડ ૬૦ કંપનો (હર્ટઝ)ની એ.સી. વીજળીનું પાવર ગિરડઝ જમીન પર પ્રસરાઇ જાય તો ધરતીનો ગોળો પોતાની રાબેતા મુજબની ફ્રિકવેન્સી ૭–૮ હટ્ર્ઝને બદલે એક અલગ ઝડપથી ઉછળવા લાગશે અને તેનાથી નીકળનાર રેડિયાઇ તરંગો આવરણના માહોલ અને મોસમને અવશ્ય ખેરવી નાંખશે. આવરણને ગરમ કરવા માટે નોર્વેમાં ઉત્તર ધ્રુવ નજીક પ્રયોગો કરવામાં આવી રહયા છે. આથી ઋતુઓમાં અપેક્ષા મુજબ ફેરફારો આવી જશે. આ યોજના વિભિન્ન સ્વરૂપોમાં વિભિન્ન યહૂદી ઓથોરીટીઓ તરફથી વ્યકત થતું રહે છે. દા.ત. ઈ.સ. ૧૯૫૮માં વ્હાઇટ હાઉસના મોસમ વિભાગના સલાહકારે જણાવ્યું કે સરંક્ષણ વિભાગ એવા માધ્યમોનું અવલોકન કરી રહયું છે જે ધરતી અને વાતાવરણમાં વીજ અણુઓને ઋતુઓ પર પ્રભાવિત કરવામાં ઉપયોગ કરી શકાય.

ઈ.સ. ૧૯૮૭–૯૨ દરમિયાન ઈસ્ટ લેન્ડ આર્કો પાવર ટેકનોલોજીઝ ઇન્કાર પોટેડ (APTI)ના વૈજ્ઞાનિકોએ એક એવું સાધન પેટન્ટ કરાવ્યું જે જમીનના આવરણ અથવા ગુરૂત્વાકર્ષણના કોઇ અંગને

બદલી શકે છે. ઓગષ્ટ ૧૯૮૭માં રજિસ્ટર્ડ થનાર આ સૈન્ય હથિયારની યહૂદી વેજ્ઞાનિક બર્નાડ જે. ઇસ્ટલેન્ડએ શોધ કરી છે. અંતે સને ૨૦૦૧માં આ સિસ્ટમનું સંપૂર્ણ પણે અમલી કરણનું વર્ષ નકકી કરવામાં આવ્યું.

આ પ્રોજકટના હેતુઓ આ છે:

(૧) માનવીય માનસિકતાને વેર વિખેર કરવી.

(૨) ધરતીના આવરણના બધા પ્રસારણના માધ્યમોનો સંગ્રહ કરવો.

(૩) મોટા વિસ્તારોમાં ઋતુ બદલવી.

(૪) વાઈલ્ડ લાઈફના સ્થળાંતરની શૈલીમાં દખલ કરી (વાઈલ્ડ લાઈફના દરેક કાર્યક્રમમાં એનિમલ માઈક્રો ચિપિંગ સ્પષ્ટ જોઇ શકાય છે) આ વન જીવનને અંકુશમાં લાવવાની યોજનાનો એક ભાગ છે.

(૫) માનવીય સ્વાસ્થ્યને નકારાત્મક રીતે ફેરફાર કરવું. વિભિન્ન પ્રકારની દવાઓ, ટીપાં, વેકસીન વગેરેનો બળજબરી પૂર્વકનો ઉપયોગ આનું એક સ્વરૂપ છે.

(૬) ધરતીના વાતાવરણની ઉચ્ચ સપાટી પર કૃત્રિમ અસરો સ્થાપવી.

સને ૧૯૫૮માં વ્હાઈટ હાઉસના મોસમવિભાગના સલાહકારો કેપ્ટન હાવર્ડ ટી અને વેલ એ કહયું હતું કે સંરક્ષણ વિભાગ અવલોકન કરી રહયું છે, એવી પધ્ધતિઓ શોધવામાં આવે જેના વડે જમીન અને આકાશમાં આવનારા ફેરફારોનો ઉપયોગ કરીને ઋતુઓને પ્રભાવિત કરી શકાય. દા.ત. કોઈ વિશેષ વિસ્તારમાં પર્યાવરણને એક ઈલેકટ્રોનિક બીમ વડે આયોનાઈઝ અથવા ડીઆયોનાઈઝ કરી શકાય.

અમેરિકન વૈજ્ઞાનિકોએ એક સંસ્થા સ્થાપી છે, જે ઋતુઓમાં ફેરફારથી પ્રત્યક્ષ સંબંધ ધરાવે છે. આ સંસ્થા ફકત ઋતુઓમાં ફેરફારની જ જવાબદાર નથી બલ્કે ધરતી પર ભૂકંપ અને આંધી–તોફાનોમાં

વધારાની પણ જવાબદાર છે. આ પ્રોજેકટનું નામ Haarp એટલે કે હાઇ ફ્રિકવન્સી એકટો આરોરલ પ્રોજેકટ છે. આની હેઠળ સને ૧૯૬૦ના દાયકાથી આ પ્રયોગો થઇ રહયા છે કે રોકેટો અને કૃત્રિમ ઉપગ્રહો વડે વાદળો પર રાસાયણિક પદાર્થો (બેરિમ પાવડર વગેરે) છાંટવામાં આવે, જેથી કૃત્રિમ વરસાદ કરી શકાય. આ બધા પ્રયત્નો કુદરતી માધ્યમોને કબજામાં લેવાના છે, જેથી દજ્જાલ જેને ઇચ્છે વરસાદથી નવાજે, જેને ઇચ્છે અછતમાં સપડાઇ દે. જેનાથી તે પ્રસન્ન હોય તેની ધરતીમાં હરિયાળી થાય અને જેનાથી બગડી જાય ત્યાં ધૂળ ઊડે. માટે મુસલમાનોને કુદરતી ખોરાકનો ઉપયોગ અને તેનો પ્રચાર કરવો જોઇએ. આ આપણાં સૌ માટે જાગૃતિ માટેનો સમય છે કે આપણે કુદરતી ખોરાક (સુન્નત મુજબનો અને પ્રાકૃતિક ખોરાક)નો ઉપયોગ કરીએ અને કૃત્રિમ વસ્તુઓ અને કૃત્રિમ પધ્ધતિથી મૂકાયેલી વસ્તુઓથી પોતાને બચાવીએ જે આગળ ચાલીને દજ્જાલી ખોરાક બનનાર છે. વિશેષ કરીને ત્રણ કૃત્રિમ વસ્તુઓઃ બનાવટી લોટ, બનાવટી ઘી અને બનાવટી મિઠાઇ. પુસ્તકના અંતે "ફિત્નએ ખોરાકથી સુરક્ષા"ના વિષય પર વિગતવાર માહિતી જુઓ.

☆ દવા અને ઉપચારઃ

પાણી અને ખોરાક પર સંપૂર્ણ અંકુશ પામવાનો તબકકો તો કંઇક દૂર છે, પરંતુ દવા તો સંપુર્ણ રીતે મલ્ટીનેશનલ કંપનીઓના કાબુમાં આવી ચુકી છે, તેમણે વિભિન્ન દેશોમાં એવા નિયમો મંજૂર કરાવી લીધા છે કે દેશી પધ્ધતિથી ઇલાજ ભલે સરળ અને સસ્તું હોય પરંતુ પ્રતિબંધ છે. આ આંતર રાષ્ટ્રીય કંપનીઓના પ્રતિનિધિઓ સ્થાનિક પધ્ધતિથી ઉપચાર (અને સ્થાનિક દવા બનાવનાર કંપનીઓ) વિરૂધ્ધ એવો દુષ્પ્રચાર કરે છે કે દુનિયા ધીરે ધીરે વિમુખ થઇને આંતર રાષ્ટ્રીય યહૂદી કંપનીઓના ચંગૂલમાં ફસાઇ ગઇ છે. કુદરતી જડી બુટીઓથી ઇલાજ પર ધીરે ધીરે

પ્રતિબંધ લાગી જશે અને દુનિયા સંપૂર્ણ રીતે યહૂદી મલ્ટીનેશનલ કંપનીઓના ઘેરાવમાં આવી જશે. આ લોકો જયારે ઇચ્છશે કોઇ પણ દેશના રોગીઓને રડતાં–તરફડતાં છોડીને તેમના મરણનો તમાશો જોશે. આ વાસ્તવમાં એવા આંતર રાષ્ટ્રીય શાસનનો નકશો છે, જે મુજબઃ

સમગ્ર આવશ્યક અને અનાવશ્યક દવાની બનાવટો, ડોકટરો, ડેન્ટીસ્ટો, અને હેલ્થકેર વર્કરોને સેન્ટ્રલ કોમ્પ્યુટર ડેટા બેન્કમાં રજિસ્ટર્ડ કરવામાં આવશે અને કોઇ દવા કે ઉપચાર તે સમય સુધી વ્યવસ્થા નહિ કરવામાં આવે જયાં સુધી દરેક શહેર, કસ્બો કે ગામનો જવાબદાર ક્ષેત્રીય પ્રબંધક તેની લેખિત પરવાનગી નહિ આપે. (ડો. જોન કોલમીનઃ Consirators Hierarchy).

☆ **દજ્જાલની સવારીઃ**

દજ્જાલ એટલી ઝડપથી પ્રવાસ કરશે કે વાદળોને ઊડાવી લઇ જનાર પવનની હોય છે. એવા વિમાનો શોધાઇ ચૂકયાં છે કે જે પવનો કરતાં કેટલીયે ગણી ઝડપથી ઊડે છે. બેશક આ જેટ, કંકોર્ડિયા સુપર સાંક પ્રકારની સવારી હશે. એક સ્પેસ શટલ ૪૫ મીનીટમાં આખી ધરતીની ફરતે ચકકર મારી શકે છે. રહસ્યમય ઊડતી રકાબીઓનું વર્ણન પણ સાંભળવામાં આવતું રહે છે. આ બધા દજ્જાલની સવારીના સંભવિત સ્વરૂપો છે, જે આપણને જણાવે છે કે દજ્જાલનો સમય હવે દૂર નથી. તેના ગધેડાના કાનો વચ્ચે ૪૦ હાથનું અંતર હશે. કોઇ વિમાનની પાંખો વચ્ચે લગભગ આટલું જ અંતર હોય છે. હાલમાં જ ઇઝરાઇલી નિષ્ણાંતોએ હેરોન (Heron) નામના વિમાનનું નિર્માણ કર્યુ છે, જે ઇઝરાઇલના Palmahim એરપોર્ટ પર ઊભો છે. આ વિમાનનું નિર્માણ આધુનિક ટેકનોલોજીથી તૈયાર કરવામાં આવ્યું છે. આ વિમાનની પ્રથમ ઊડાન ૧૪ જુલાઇ ૨૦૦૬ના રોજ કરવામાં આવી અને તેને જાહેરમાં એક વર્ષ પછી

જૂન ૨૦૦૭માં લાવવામાં આવ્યો, આની સર્વોચ્ચ ઊડાન નવ હજાર મીટર (૩૦ હજાર ફિટ) છે, જયારે આ હમણાં ૩૦ કલાક સુધી નિરંતર ૨૨૫ કિ.મી. પ્રતિ કલાકની ઝડપથી ઊડી શકે છે. તેની બંને પાંખો વચ્ચે ૧૬.૬ મીટરનું અંતર છે, જે ૮૫ ફિટ થાય છે.

વાંચકો! હદીસ શરીફમાં વર્ણવેલ પ્રમાણ '૪૦ હાથ' અને તે વિમાનની પાંખો વચ્ચેનું અંતર ૮૫ ફિટ વચ્ચે સમાનતાને ધ્યાને રાખજો. મહત્વ પૂર્ણ વાત એમ છે કે તેના છેડે ઉપસેલો ભાગ બિલ્કુલ ગધેડાના કાનની જેમ ઉભરેલો છે. તેને કોઇ પણ એંગલથી જોવામાં આવે, ગધેડાના બે કાનની ઉપમા સ્પષ્ટ દેખાય છે. (જુઓ પુસ્તકના અંતમાં આપવામાં આવલું ચિત્ર) શકય છે ઇઝરાઇલની આ ટેકનોલોજી વધુ પ્રગતિ કરે. આ જ વિમાનની ઝડપ અને ઊડવાની ક્ષમતામાં વધારો થાય. અને તેનું ભાવિ મોડલ હદીસ શરીફમાં બયાન કરેલી નિશાનીઓ મુજબ થઇ જાય. વલ્લાહુ આલમુ બિસ્સવાબ.

☆ **જન્નત અને દોઝખ:**

યૂરોપ કે અમેરિકાથી બહાર રહેનારાથી પશ્ચિમ વિશે પૂછશો તો તેઓ તેન જન્નત કહેશે. તેઓ પોતાના દેશને જહન્નમ કહે છે. દજ્જાલ પાસે કંઇક એ પ્રકારની પરિસ્થિતી હશે જેમાં બધી સગવડો અને સરળતાઓ હશે અને તે એને જન્નત કહેશે. એવા વિસ્તારો જયાં દુન્યવી એશ–આરામ નહિ હોય એમને જહન્નમ કહેવામાં આવશે.

☆ **શૈતાનોની સહાયતા:**

આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માણસોમાં સૌથી અફઝલ અને શ્રેષ્ઠ હતા. કોઇ માણસના સમગ્ર સારા ગુણ તેમનામાં અલ્લાહ તઆલાના ફઝલો કરમથી હતા. અને એ ગુણોની સંજ્ઞા "ઝુહૂરે નુબુવ્વત"ના સ્વરૂપમાં તેમના ખભાઓ વચ્ચે પામવામાં

આવતી હતી. ખરાબ માણસોના તમામ અવગુણો અને ખરાબીઓ દજ્જાલમાં ભેગી હશે, અને તેના ચેહરાથી જાહેર હશે.તેની બંને આંખો વચ્ચે "કાફિર" લખેલું હશે. તેની એક આંખ તેના ખામીયુકત વ્યકિતત્વની સંજ્ઞા હશે. ફરિશ્તાઓએ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મદદ કરી. તેના વિપરિત દજ્જાલની સહાયતા શૈતાનો કરશે. આ મુસલમાનોની એક મોટી પરીક્ષા હશે તેઓ દજ્જાલ પર ઈમાન લઈ આવે છે અથવા અલ્લાહ પર ઈમાનમાં મકકમતા દાખવે છે.

☆ **માનવ વસ્તી પર અધિકાર:**

જયારથી માણસે જૂઠ બોલવાનો ગુનાહ શરૂ કર્યો છે, માનવ ઈતિહાસમાં કુટુંબ નિયોજનના લાભો બયાન કરવાથી મોટુ જૂઠ કદાચ બોલવામાં નહિ આવ્યું હોય. પશ્ચિમે ધરતીના માધ્યમો ચૂસી લીધાં, તેમના પર સાપ બનીને બેસી ગયો અને પછી પોતાનો અપરાધ છુપાવવા માટે દુનિયાને કહે છે કે સાધનો ઓછો છે, વસ્તી ન વધારો, સંતાન ઓછા પેદા કરો ..... જો કે આજે પણ જમીનના ખજાના એટલા છે કે અનેક ગણી વધારે માનવ વસ્તી માટે પુરતા છે. પાકિસ્તાનને લો, ફકત સિંધ અથવા બલુચિસ્તાનના ખનીજ સંગ્રહો અને ફકત પંજાબની ફળદ્રુપ જમીન તથા આદર્શ પાણીની વ્યવસ્થા સમગ્ર પાકિસ્તાન માટે પૂરતી છે. અને ફકત પાકિસ્તાન અને સાઉદી અરબના માધ્યમો સમગ્ર ઈસ્લામી વિશ્વનું પોષણ કરી શકે છે. પરંતુ ગજબ છે કે આ માધ્યમોનો ઉપયોગ કરીને કંગાળ દુનિયાના કામમાં આવવાને બદલે યૂરોપી કંપનીઓ તેમના પર કબજો જમાવી રહી છે અને મુસલમાનોની નવી નસલને જન્મથી પહેલાં ગળું દબાવીને મારવાનો મહા જુલમ કરી રહી છે. જયારે ડેન્માર્ક, હોલેન્ડ વગેરેમાં ડેરી બનાવટો વધુ છે તો તેમને ગરીબ દેશોને સસ્તુ આપવા અથવા અછત ગ્રસ્ત દેશોને સહાય રૂપ બનવાને બદલે સમુદ્રમાં ડૂબાડી

દેવામાં આવે છે. આ કઠોરતાને શું નામ આપવામાં આવે? વિશ્વમાં પ્રતિ સેકંડ ઉત્પાદન પહેલાંથી ચાર ગણું વધુ થઇ રહયું છે. એક વર્ષમાં ત્રણ ત્રણ પાક પણ પ્રાપ્ત કરવામાં આવે છે, પરંતુ ફકત ગેરયહૂદી વસ્તી ઓછી કરવા માટે સાધનોની અછતનો દુષ્પ્રચાર કરવામાં આવે છે.

હવે દજ્જાલની શકિતઓના જીવન–મૃત્યુ પર અધિકાર તરફ પાછા વળીએ છીએ. જીવનનો અર્થ કોઇ શરીરમાં પ્રાણ છે. જયારે આ રૂહ (પ્રાણ) કાઢી લેવામાં આવે છે, શરીર કામ કરવાનું છોડી દે છે. આપણે આ સ્થિતિને મોત કહીએ છીએ. રૂહ પર પ્રભુત્વ શકય નથી કેમકે રૂહનું જ્ઞાન ફકત અલ્લાહ તઆલા પાસે છે. કુર્આને કરીમમાં ઈર્શાદ છે કે "અને આ તમારાથી રૂહ વિશે પૂછે છે, કહી દો કે રૂહ તો મારા રબનો આદેશ છે અને તમને આના વિશે ઘણું સામાન્ય જ્ઞાન આપવામાં આવ્યું છે."(બની ઈસરાઈલ:૮૫) દજ્જાલ કેટલાક પ્રસંગો પર (થોડાક સમય માટે) એ લાયક હશે કે લોકોને મારે અને ફરી જીવતો કરી શકે અને આ સાધારણ જ્ઞાન વડે થશે. તે આ કામ કઇ રીતે કરશે? આશરે કલોનીંગ થી આગળના કોઇ તબકકા વડે. વૈજ્ઞાનિકોએ માનવીય જનીન કોડને વાંચી લીધું છે. હમણા આ વેજ્ઞાનિક પ્રગતિને જનીન રોગોના ઉપચાર તરીકે રજૂ કરવામાં આવે છે, પરંતુ જયારે એને નિયત પ્લેટ ફોર્મ મળી ગયું અને લોકોએ આને સ્વીકારી લીધું તો પછી 'હયુમન જીનૂમ'નો કાયદો બળજબરી પૂર્વક લાગુ કરી દેવામાં આવશે. આનો અર્થ એક સંપૂર્ણ જનીની બર્થ કંટ્રોલ છે. આની હેઠળ લગ્ન કરવું ગેરકાનૂની ઠેરવવામાં આવશે. આ પ્રકારનું ખાનદાની જીવન નહિ હોય, જે રીતે આજકાલ છે. બાળકોને તેમના મા–બાપથી નાની ઉંમરે અલગ કરી દેવામાં આવશે. સરકારી મિલ્કતની જેમ સરકારી વોર્ડમાં તેમનો ઉછેર કરવામાં આવશે. આ પ્રકારનો એક પ્રયોગ પૂર્વ જર્મનીમાં કરવામાં આવ્યો હતો. બાળકોને તેમના માતા–પિતાથી અલગ



કરી દેવામાં આવતા હતા, જેમને સરકાર વફાદાર સમતી જ ન હોતી. સ્ત્રીઓને સ્ત્રી સ્વાતંત્રતાની ચળવળો વડે અપમાનિત કરી દેવામાં આવશે. જાતીય સ્વતંત્રા ફરજિયાત હશે. સ્ત્રીઓનું વીસ વર્ષની ઉંમર સુધી એક વાર પણ જાતીય અમલથી પસાર ન થવું સખત સજા પાત્ર બનશે. જાતે ગર્ભપાતથી પસાર થવાનું શિખવાડવામાં આવશે અને બે બાળકો પછી સ્ત્રીઓ એને પરંપરા બનાવી દેશે. દરેક સ્ત્રી વિશે આ માહિતી આંતરરાષ્ટ્રીય સરકારના ક્ષેત્રીય કોમ્પ્યુટરમાં નોંધેલી હશે. જો કોઇ સ્ત્રી બે બાળકોને જન્મ આપ્યા પછી પણ ગર્ભ ધારણ કરશે તો તેને બળજબરીથી ગર્ભપાત માટે કલીનીકમાં લઇ જવામાં આવશે અને ભવિષ્ય માટે તેને વાંઝ કરી દેવામાં આવશે.

જયારે દજ્જાલની શકિતઓ બર્થ કન્ટ્રોલ પર સંપર્ણ રીતે પૂર્ણ કંટ્રોલ પ્રાપ્ત કરી લેશે તો દુનિયાનો નકશો કંઇક અલગ હશે:

એક અંતરરાષ્ટ્રીય સામ્રાજય અને વન યુનિટ મોનીટરી સિસ્ટમ, સ્થાપી બિન ચૂંટાયેલી વંશીય વ્યકિતઓના શાસન હેઠળ હશે. જેના સભ્યો મધ્ય કાલીનના સરદારી તંત્રના સ્વરૂપમાં પોતાની મર્યાદિત સંખ્યામાંથી પોતાને ચૂંટી કાઢશે. આ એક વિશ્વમાં વસ્તી મર્યાદિત હશે અને પ્રતિ પરિવાર બાળકોની સંખ્યા પર પાબંદી હશે. મહામારી (એટલે કે એઇડઝ અને આના જેવા બીજા સ્વયં ઘડેલા જીવાણું) યુધ્ધો અને અછતના માધ્યમથી વસ્તી પર નિયંત્રણ કરવામાં આવશે. એટલે સુધી કે ફકત ખરબ જીવો રહી જશે જે શાસક પક્ષ (આ પક્ષ યહૂદ સિવાય કોણ હોઇ શકે?) માટે ઉપયોગી હશે અને એવા વિસ્તારોમાં હશે જેમને સખ્તાઇ અને સ્પષ્ટા સાથે નકકી કરવામાં આવશે, અને અહીં તેઓ દુનિયાની એકંદરે કુલ વસ્તી તરીકે રહેશે. (ડો. જોન કોલમીના પુસ્તક Conspi rators Hierarchy માંથી)

હે મારા ભાઈઓ! જાગૃત થવાનો સમય છે. શરીઅતના અહકામ સમજમાં ન આવે તો પણ એમને માનવાની ટેવ પાડો. પશ્ચિમ પ્રોપેગન્ડા કરનારાઓની શરીઅત વિરૂધ્ધની વાતોનો જવાબ સમજમાં ન આવે તો પણ તેમના પર વિશ્વાસ ન મૂકો. મુસલમાનોની નસલ રોકવા માટે કુટુંબ નિયોજન જેવી એક નહિ, ઘણી ચળવળો ચાલી રહી છે, એક-એકને શું બયાન કરીએ? જે વસ્તુ શરીઅત વિરૂધ્ધ છે, તેને છોડી દો..... નહિતર વિશ્વભરમાં ફેલાયેલા બ્રધર્સ અને માસ્ટર્સ પોતાના લક્ષ્ય 'વૈશ્વિક દજ્જાલી શાસન' સુધી પહોંચી જશે અને આપણે શી ખબર કયા જૂઠમાં હોઈશું અને કયા પરિણામનો સામનો કરીશું???

**દજ્જાલ ક્યાં છે?**

યહૂદિયતના એક ધાર્મિક દસ્તાવેજમાં લખ્યું છે કે મસીહ (એટલે કે દજ્જાલ)ની રૂહ એ જગ્યાએ જયાં તે કેદ છે, રડયા કરે છે. યહૂદીઓના અહેવાલ પર દુઃખી રહે છે અને વારંવાર એ ફરિશ્તાઓને જેઓએ કેદ કર્યો છે પૂછે છે કે તેને નીકળવાની પરવાનગી કયારે મળશે?

યહૂદી 'મસીહ દજ્જાલ' અર્થાત દજ્જાલે અકબર જેને તેઓ મસીહ દાઉદ કહે છે, તેમના હાલના રહેઠાણ અથવા હાલના આશ્રય સ્થાનને જાહેર નથી કરતા. અથવા તો ઈબ્લીસને પણ એનું સ્પષ્ટ જ્ઞાન નથી આપ્યું અથવા જો આપ્યું છે તો યહૂદી અગ્રણીઓ તેને ગુપ્ત રહસ્યની જેમ રાખવા પ્રયત્ન કરે છે. માટે તેમની અતિ ગુપ્ત ચર્ચાઓમાં આ સંબંધે જે વાત કહેવામાં આવે છે, તે ખૂબ જ અર્થ પૂર્ણ હોવાની સાથો સાથ રહસ્યમય પણ છે. તેમના એક ધાર્મિક દસ્તાવેજ મિશનાહ (MISHNAH)માં એક નસિહત છે;

'પ્રતિબંધિત દરજ્જાઓ'ની વાત ત્રણ લોકો વચ્ચે પણ કરવામાં ન આવે બરઅશીત (તકવિયન)ની વાત બે લોકો વચ્ચે પણ ન થાય; અને

'મુરકકવા' (વિશેષ સવાર)ની વાત તો કોઈ વ્યકિત એકાંતમાં પણ ન કરે સિવાય કે તે પોતે 'અગ્રણી' હોય અને તેને પોતાના જ્ઞાનનું જ્ઞાન હોય.

આ રાજદારી અને ભેદ રાખવાના પ્રયત્નો પોતાના સ્થાને ..... પરંતુ સાચી વાત એ છે કે યહૂદને દજ્જાલના સ્થાનનું ખરું જ્ઞાન છે ન તેઓ એના કંઈ કામે આવી શકે છે, આજ સુધી જેટલા આધ્યાત્મિક યહૂદી (જાદુગર સિફલી આમિલ) થયાં છે, દા.ત. સિબતાઈ ઝૈબી, ઈસ્રાઈલ બિન ઈલી ઝર, બઅલ શૈમ..... વગેરે. આ લોકો પોતાના જાદૂ શૈતાની ઈલમ અને ખવીશ જિન્નાત સાથે સંપર્ક વડે દજ્જાલનું ઠેકાણું જાણી શકયા નથી અને તેમના ઉલેમા કે પીરને પણ એનું કંઈ જ્ઞાન નથી, અને તેમના વૈજ્ઞાનિકો કે આવકાશ યાત્રીઓ પણ કોઈ ખબર લાવી શકયા નથી. અલ્લાહ પાકે સાચી કિતાબ અને સાચી નુબુવ્વતના માધ્યમથી જે અને જેટલું જ્ઞાન મુસલમાનોને આપ્યું છે, તે સિવાય બધું ખોટું છે. યહૂદના ખાસ લોકો આ સંદર્ભે એક બીજાને જે રાજદારી અને રહસ્યની તાકીદ કરે છે, તેઓ યહૂદી જનતા સમક્ષ વાસ્તવમાં પોતાના અજ્ઞાન પર પડદો નાંખે છે.

જયારે યહૂદીઓની વાત ખરેખર ખોટી છે તો ખરી વાત શું છે?

જે બાબતોનો સંબંધ ગૈબથી હોય છે તેમાં આપણી પાસે એક માત્ર જાણવાનો માધ્યમ "વહી" છે. માનવતા પાસે તે સિવાય બીજો કોઈ ઉપાય નથી કે જે વસ્તુઓને તે અવલોકન અને સ્વસંશોધનથી જાણી શકતા નથી. તેમના વિશે એવા માધ્યમો પર વિશ્વાસ કરે જે આધાર ભૂત પણ હોય અને સંતોષ કારક પણ. અને આ માધ્યમ બુધ્ધિ નથી, વહી છે. વહીના નૂર વગર બુધ્ધિ ગુમરાહ છે, અને ગુમરાહી સુધી લઈ જનાર છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવી હસ્તી છે જેમને અજ્ઞાન કાળ (જહાલતનો જમાનો)ના સખત દુશ્મની ધરાવનાર વિરોધીઓએ પણ

"સાદિકુલ અમીન" (સાચા)નું ઈલ્કાબ આપ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જીવનભર કયારે પણ કોઇ પણ પ્રકારનું જૂઠ બોલ્યા નથી. માટે અપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જણાવેલી સૂચનાઓથી વધુ આધારભૂત જ્ઞાનનું માધ્યમ માનવીઓ પાસે કોઇ અન્ય નથી. આવો! દુનિયાની સૌથી સાચી અને સૌથી વિશ્વાસ પાત્ર જીભથી પૂછીએ કે દજ્જાલ કયાં છે? આ વાત આકર્ષણથી ખાલી નહિ હોય કે ખુદ એ જ હદીસમાં જેમાં દજ્જાલના વર્તમાન ઠેકાણાનું વર્ણન છે, આવેલ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આગાહીનું સમર્થન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર જીવનમાં થઇ ગયું હતું જેના પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હર્ષ વ્યકત કર્યુ હતું.

જયારે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પઢી ચૂકયા તો તેઓ મિંબર પર તશરીફ લાવ્યા અને મલકાતાં ફરમાવ્યું કે બધા લોકો પોતાના સ્થાને બેસી રહે, પછી ફરમાવ્યું કે જાણો છો મેં તમને કેમ ભેગા કર્યા છે? લોકોએ કહયું કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બેહતર જાણે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: અલ્લાહની કસમ! મેં ન તમને કોઇ વસ્તુનો શોખ થાય એ માટે ભેગા કર્યા છે અને ન કોઇ વસ્તુથી ડરાવવા ધમકાવવા માટે ભેગા કર્યા છે, બલ્કે મેં તમને એ જણાવવા માટે ભેગા કર્યા છે કે તમીમદારી પહેલાં ઇસાઇ હતો, તે આવ્યો, તેણે બૈઅત કરી અને ઈસ્લામમાં દાખલ થઇ ગયો, તેણે મને એવી ઘટના સંભળાવી જેનો એવી વાતો સાથે સંબંધ છે કે જે હું તમને દજ્જાલ વિશે કહયા કરું છું.

તેણે મને જણાવ્યું કે તે લખ્મ અને જઝામ કબીલાના ત્રીસ માણસો સાથે એક સમુદ્રી વહાણમાં દરિયાના પ્રવાસ પર રવાના થયો. સમુદ્રની લહેરો મહિના સુધી તેમને આમ તેમ હડસેલતી રહી એટલે સુધી કે તેઓ

એક ટાપુ પર પહોંચી ગયા. તે સમયે સૂર્યાસ્ત થઈ રહયો હતો. તેઓ એક નાની હોડીમાં બેસીને ટાપુમાં દાખલ થઈ ગયા. જયારે તેઓ ટાપુમાં દાખલ થયા તો તેમને એક પ્રાણી મળ્યું જેના શરીર પર ઘણા વાળ હતા. વાળના અતિરેકને કારણે તેમને તેની આગળ–પાછળની કંઈ ખબર પડી શકી નહિ, તેમણે કહયું તારું નાશ થાય તું કઈ વસ્તુ છે? તેણે કહયું કે હું જસાસા છું. તેમણે પૂછયું, આ જસાસ કઈ વસ્તુ છે? તેણે જણાવ્યું કેઃ હે લોકો! ખાનકાહમાં હાજર એ માણસ તરફ જાવો, તે તમારી ખબરો સાંભળવા માટે ખૂબ જ જિજ્ઞાસાથી વાટ જુએ છે.

બયાન કરનાર કહે છે કે જયારે એણે માણસનું વર્ણન કર્યુ તો અમે ડરી ગયા કે આ પ્રાણી શૈતાન ન હોય. પછી અમે ઝડપથી ચાલ્યા અને ખાનકાહમાં દાખલ થયાં, ત્યાં અમે ભારેખમ શરીરનો એક માણસ જોયો, જેના ઘૂંટણથી ડખણા સુધી બાંધેલી એક સાંકળ હતી અને તેના હાથ તેની ડોક સાથે બંધાયેલા હતા. અમે પૂછયું તારું નાશ થાય તું કઈ વસ્તુ છે? તેણે કહયું કે મારી ખબર તમને વહેલી તકે પડી જશે, એ કહો કે તમે કોણ? અમે કહયું કે અમે આરબથી આવ્યા છીએ. અમે વહાણમાં સવાર થયા, સમુદ્રમાં તોફાન આવી ગયું, મહિના સુધી લહેરો અમને હડસેલતી રહી, એટલે સુધી કે આ ટાપુના કિનારે લઈ આવી. અમે હોડીમાં બેસીને ટાપુમાં દાખલ થયા, અહીં અમને એક પ્રાણી મળ્યું, જેના શરીર પર ઘણાં વાળ હતા, વાળના અતિરેકને કારણે તેના આગળ–પાછળની કંઈ ખબર પડતી ન હોતી, અમે તેને પૂછયું કે તારું નાશ થાય તું કઈ વસ્તુ છે? તેણે કહયું કે ખાનકાહમાં ઉપસ્થિત એ માણસ તરફ જાઓ, તે તમારી ખબરો સાંભળવા માટે ઘણા શોખથી રાહ જોઈ રહયા છે. અમે ઝડપથી તમારી તરફ આવ્યા, એ ભયથી કે કયાંક આ શૈતાન ના હોય.

તેણે કહયું કે મને બીસાનના રણદ્વીપ (રણપ્રદેશમાં ખજૂરના વુક્ષો

(વિશે) જણાવો. અમે કહયું કે તે રણદ્વીપ વિશે કઇ વાત પૂછવા માંગે છે. તેણે કહયું કે હું જાણવા ઇચ્છું છું કે શું તેના વૃક્ષો પર ફળ આવે છે કે નહિ? અમે કહયું કે હા! તેણે કહયું કે મને તબરિયાના સરોવર વિશે જણાવો. અમે પૂછયું કે એની કઇ વાત જાણવા ઇચ્છો છો? તેણે કહયું કે શું એમાં પાણી છે? અમે કહયું કે હા, એમાં ખૂબ પાણી છે. તે બોલ્યો કે તેનું પાણી ઘણી જલ્દી ખતમ થઇ જશે. પછી તેણે કહયું કે મને ઝુગરના ઝરણા વિશે જણાવો. અમે પૂછયું કે કઇ વાત જાણવા માંગો છો? સાંકળમાં જકડાએલા માણસે કહયું કે શું ઝરણામાં પાણી છે? અને લોકો એ પાણીથી ખેતરોમાં સિંચાઇ કરે છે? અમે કહયું કે એમાં ખૂબ પાણી છે અને શહેરીઓ તેના વડે ખેતરોની સિંચાઇ કરે છે. પછી એણે પૂછયું કે મને નબીએ ઉમ્મી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે જણાવો, તેણે શું કર્યુ છે? અમે કહયું કે તેઓ મકકાથી નીકળીને યસરબ (મદીના)માં આવી ગયા છે. તેણે પૂછયું કે શું આરબોએ યુધ્ધ કર્યુ? અમે કહયું કે હા! તેણે પૂછયું એણે તેમની સાથે શું કર્યું? અમે જણાવ્યું કે તેઓ આસ–પાસના આરબો પર છવાઇ ચૂકયા છે અને એમણે ઇતાઅત સ્વીકારી લીધી છે. આથી તેણે કહયું કે તેમના માટે એ જ બેહતર છે કે તેઓ ઈતાઅત સ્વીકારી લે. હવે હું તમને મારા વિશે જણાવું છું કે હું દજ્જાલ છું, મને બહું જ જલ્દી નીકળવાની પરવાનગી મળી જશે. (સહી મુસ્લિમ, હદીસઃ ૭૨૦૮, રિવાયત ફાતિમા બિન્તે કૈસ રદિ.)

આ હદીસ શરીફથી એટલું માલૂમ થઇ ગયું કે દજ્જાલ કોઇ અન્ય ગ્રહમાં નથી, અને કોઇ ગૈબી દુનિયામાં પણ નથી, કોઇ ગુપ્ત જગતમાં પણ નથી. તે આ જ ધરતી પર કોઈ ટાપુ પર કેદી છે. હવે એ પહેલાં કે અમે આ પ્રશ્ન કરીએ કે એ ટાપુ કયાં છે? ઉપરોકત હદીસ શરીફમાં બયાન કરવામાં આવેલા દજ્જાલના ત્રણ સવાલો પર ધ્યાન આપીયે છીએ,

કેમકે બહારથી આવનાર માણસથી ખાસ કરીને ત્રણ પ્રશ્નોનો મતલબ એ છે કે એમાં કોઇ વિશેષ બાબત છુપાયેલી છે. તેમની સાથે દજ્જાલનો કોઇ ખાસ સંબંધ છે, આ ત્રણ પ્રશ્નો આમ છે:

**☆ દજ્જાલના ત્રણ પ્રશ્નો ☆**

(૧) બીસાનમાં આવેલ ખજૂરોના બાગમાં ફળ આવે છે કે નહિ?

(૨)તબરિયાના સરોવરમાં પાણી છે કે નહિ?

(૩) ઝુગરના ઝરણાથી લોકો ખેતરોની સીંચાઇ કરે છે કે નહિ?

આપણે આ ત્રણ પ્રશ્નો પર વિચાર કરીએ જેથી દજ્જાલનું નીકળવું અને આ ત્રણ વાતો વચ્ચેના સંબંધને સમજી શકાય. તે પછી હદીસ શરીફમાં વર્ણવેલ એક ખાસ બિંદુ પર વિચારીશું એટલે કે ટાપુમાં ઉપસ્થિત એ વ્યકિતના ચરિત્ર પર જેને 'જસાસા'નું નામ આપવામાં આવ્યું છે.

**(૧) બીસાનનો બાગ:**

બીસાન પેલેસ્ટાઇનમાં એક સ્થળનું નામ છે, તેને સૌ પ્રથમ હઝરત ઉમરે ફારૂક (રદિ.)ના ખિલાફત કાળમાં પ્રખ્યાત કમાન્ડર સહાબી હઝરત શરજૈલ બિન હસના (રદિ.)એ જીત્યો હતો. સને ૧૯૨૪માં ખિલાફતે ઉસ્માનિયાના વિભાજન બાદ જયારે ખાડી પ્રદેશોના ટુકડા થયા તો આ ઉર્દન (જોર્ડન)નો ભાગ બની ગયો. ૧૯૪૮ સુધી આ ઈસ્લામી રાજય જોર્ડનનો ભાગ હતો. મે ૧૯૪૮માં ઈઝરાઈલે બીસાન સહિત આસપાસના વિસ્તારો પર કબજો કરી લીધો અને અત્યાર સુધી આ ઈઝરાઈલના કબજામાં છે, જે દજ્જાલી રાજય છે. આ પ્રદેશ અર્વાચીન કાળમાં ખજૂરોના બાગ માટે પ્રખ્યાત હતો. જેનું સમર્થન સહાબીએ રસૂલે કર્યુ ..... પરંતુ હવે ત્યાં ફળ પેદા થતા નથી. પ્રખ્યાત ઈતિહાસ કાર અને પર્યટક અલ્લામાં યાકૂત હમવી પોતાના ખ્યાતનામ પુસ્તક 'મુઅજમુલ

બુલદાન'માં ફરમાવે છે કે હું કેટલીયે વાર બીસાન ગયો છું પરંતુ મને ત્યાં ફકત બે પ્રાચીન ખજૂરના બગીચા જ દેખાયા. આથી માલૂમ થયું કે અહીંના બાગ પહેલા ફળ આપતા હતા. સને હિજરી ૬૨૬ સુધી જે અલ્લામા હમવીનું અવસાન વર્ષ છે, એ વૃક્ષોએ ફળ આપવાનું બંધ કરી દીધું હતું. અલ્લાહુ અકબર! આ દજ્જાલની એ વાતનું સમર્થન છે કે "એ જમાનો નજીક છે કે જયારે આ વૃક્ષો પર ફળ નહિ આવે." અર્થાત દજ્જાલના નીકળવાની ત્રણ મોટી નિશાનીઓ માંથી એક નિશાની પૂર્ણ થઇ ચૂકી છે.

(૨) ભુમધ્ય સમુદ્રનું પાણીઃ

દજ્જાલનો બીજો પ્રશ્ન એ હતો કે ભૂમધ્ય સમુદ્રનું પાણી સુકાઇ ગયું છે કે નહિ? માટે આ પાણીના સુકાવાથી દજ્જાલના નિકાસથી અવશ્ય કોઇ સંબંધ છે. ભૂમધ્ય સમુદ્ર ઇઝરાઇલના ઉત્તર–પૂર્વમાં જોર્ડનની સીમા નજીક સ્થિત છે. તેની લંબાઇ ૨૩ કિ.મી., પહોળાઇ વધુમાં વધુ ૧૩ કિ.મી. અને ઊંડાણ ૧૫૭ ફિટ છે. તેનું કુલ ક્ષેત્રફળ ૧૬૬ ચો. કિ.મી. છે. આની ઉપર હમણા ઇઝરાઇલનો કબજો છે, અને રસપ્રદ વાત એ છે કે આનું પાણી પણ કોઇ દેખીતા કારણ વગર ધીરે ધીરે સૂકાતું જઇ રહયું છે. ઇઝરાઇલી પ્રશાસન ખાડીની પાછળના ભાગથી પાણીની પાઇપ લાઇન વડે અહીં પાણી પહોંચાડે છે, પરંતુ ભૂમધ્ય સમુદ્રનું પાણી મીઠું અને સમુદ્રનું પાણી કડવું છે, માટે તેને મીઠું બનાવવા માટે મોટા મોટા પ્લાન લગાવવા પડે છે, જેથી મોટા પાયે ખર્ચ થાય છે. ભૂમધ્ય સમુદ્રના સૂકાતાં તટના ચિત્રો ઘણા વર્ષો પહેલાં આ કોલમો સાથે પ્રસિધ્ધ થઇ ચુકયાં છે. તેનું સુકાવવું એ વાતની દલીલ છે કે દજ્જાલના વર્ણન મુજબ તેના નીકળવાની બીજી નિશાની પણ પૂર્ણ થઇ ચૂકી છે.

(૩) ઝુગરનું ઝરણું:

દજ્જાલનો ત્રીજો પ્રશ્ન ..... જે વાસ્તવમાં તેને નીકળવાની પરવાનગીનો સમય નજીક આવવાની ત્રીજી નિશાની છે..... ઝુગરના ઝરણા વિશે હતી. ઝુગર વાસ્તવમાં હઝરત લૂત (અલ.)ની સાહબઝાદીનું નામ છે. આપની બે દીકરીઓ હતી. 'રબા' અને 'ઝુગર' મોટી સાહબઝાદીના અવસાન પછી જે સ્થળે દફનાવવામાં આવ્યાં ત્યાં નજીક એક ઝરણું હતું જેનું નામ "ઐને રબ્બા" અરબીમાં ઝરણાંને 'ઐનુન' કહેવામાં આવે છે, નાની સાહબઝાદીના અવસાન પર એમને પણ એક ઝરણાં નજીક દફનાવવામાં આવ્યાં તો તેનું નામ "ઐને ઝુગર" (ઝુગરનું ઝરણું) પડી ગયું. આ જગ્યા પણ ઈઝરાઈલ માંજ મૃત સમુદ્ર (Dead sea)ના પૂર્વમાં છે. દજ્જાલની તપાસ અને જિજ્ઞાસા મુજબ આ ત્રીજી જગ્યા પણ ઈઝરાઈલમાં આવેલી છે, અને તેનું પાણી સંપૂર્ણ રીતે સુકાઈ જશે તો નીકળવાની પરવાનગી મળી જશે.

☆ દજ્જાલના જાસૂસો:

હદીસ શરીફમાં દજ્જાલના આ ત્રણ પ્રશ્નો ઉપરાંત એક અન્ય બિંદુ વર્ણન કરવા પાત્ર છે. સહાબીએ ફરમાવ્યું કે ટાપુમાં અમને એક વિચિત્ર મખ્લૂક મળી, જેના શરીર પર ઘણા વાળ હતા, વાળ પુષ્કળ પ્રમાણમાં હોવાથી તેની આગળ–પાછળની કંઈ સમજ પડતી ન હોતી, અમે તેને પૂછયું કે તારુ નાશ થાય, તું કઈ વસ્તુ છે? તેણે કહયું હું જસાસા છું.

'જસાસા' જાસૂસી કરનાર (સ્ત્રી કે પુરુષ)ને કહેવામાં આવે છે. આથી માલૂમ પડયું કે એ ટાપુમાં દજ્જાલ સિવાય જે એક માત્ર જીવ ઉપસ્થિત હતું તે જાસૂસી કરવા પર નિયુકત એક વિચિત્ર મખ્લૂક હતી. આથી સમજી લેવું જોઈએ કે જાસૂસી અને બાતમી પ્રાપ્ત કરવી દજ્જાલનું

મહત્વપૂર્ણ હથિયાર હશે. સૂચનાઓની પ્રાપ્તિ નિરીક્ષણ અને ગુપ્ત નિરીક્ષણની જાળ પાથરશે અને ધરતી પર ઉપસ્થિત કોઇ સજીવને પોતાની એકલવાયી આંખના વર્તુળથી બહાર જવા નહિ દે. તેના માટે કેટલીક આવી વસ્તુઓ હમણાથી જ શરૂ થઇ ચૂકી છે, જે દજ્જાલની સર્વાંગી પકડ અને બળજબરી પૂર્વકની જકડનો માર્ગ મોકળો કરી રહી છે. દા.ત.

### (૧) ડેટા ઈન્ફોર્મેશનઃ

થોડાક સમય ગાળાથી આખી દુનિયામાં દરેક પ્રાણવાનની માહિતી ભેગી કરવાનું એક તંત્ર વિખ્યાત થઇ રહયું છે કે જે ધીરે ધીરે પોતાનું કાર્યક્ષેત્ર વધારી રહયું છે. જોવામાં આનું શીર્ષક પ્રભાવિત કરનાર છે. દા.ત. દેશની સલામતી માટે દેશના અસલ નાગરિકોની માહિતી ભેગી કરવી. માટે ધરતી પર વસનારા અધિકતર બની આદમ (વ્યકિતઓ)ના નામ, સરનામા, ફોટા, આંગળીઓની નિશાનીઓ કોઇને કોઈ શીર્ષક ગમે ત્યાં સંગ્રહ થઇ ચૂકી છે. કહેવામાં આવે છે કે દેશની સુરક્ષા માટે આવશ્યક છે, પરંતુ તેનું શું કરી શકાય કે દેશની સુરક્ષા માટે ખરબો રૂપિયા ખર્ચ કરીને ભેગી કરેલી આ માહિતી બેલજિયમની રાજધાની બરસલ્ઝ મોકલી આપવામાં આવે છે. અને આ રીતે દરેક વ્યકિતને નાટોની દેખરેખ હેઠળ કામ કરનાર એક માસ્ટર કોમ્પ્યુટરની લગામમાં નાંખી દેવામાં આવે છે. 'નાદરા' જેવી સંસ્થાઓ એટલા માટે જ સ્થાપવામાં આવી કે થોડાક વર્ષો પછી કોઈ પણ વ્યકિત ગુપ્ત નિરીક્ષકો થી છુપાયેલી રહી શકશે નહિ. તે જ્યાં અજાણ આંખોની ગુપ્ત દેખરેખના ઘેરાવમાં રહે. વિભિન્ન વ્યકિતઓ વિશે માહિતી અને બાતમીઓ ભેગી કરવા માટે ડેટા કંપનીઓ અસ્તિત્વમાં આવી ગઈ છે, જે વિભિન્ન વસ્તુઓના ગ્રાહકો અથવા ઉપભોગતાઓના નામ, સરનામા, ફોનનંબર, ઈમેઈલ એડ્રેસ વગેરે પ્રદાન



કરે છે, પોતાના વેપાર ધંધાનો વિકાસ કરવાના ઈચ્છુક બિઝનેસમેન આ સર્વે કંપનીઓ તરફથી સંગ્રહ કરવામાં આવેલી માહિતી પર આધાર રાખે છે, આને 'કન્ઝ્યુમર સર્વે' કહેવામાં આવે છે. આ જ પ્રકારે હેલ્થ સર્વે અને અન્ય સર્વે થયા કરે છે. આના પરિણામે પ્રાપ્ત થનાર માહિતી પણ ડાયરેક્ટ (પ્રત્યક્ષ) બરસલ્ઝ પહોંચી જાય છે. આપની નજરેથી કેટલીયે વાર આ પ્રકારના સર્વે ફોર્મ પસાર થયા હશે, જેમને આપે રાબેતા મુજબની કાર્યવાહી સમજીને ધ્યાન નહિ આપ્યું હોય. 'બ્રધર્સ' આવું જ ઈચ્છે છે, જનતાનો ઉપયોગ કરવાની આધુનિક પધ્ધતિ આ જ છે, એમને દરેક વસ્તુ નોર્મલ અને રાબેતા મુજબ લાગે.

જયારે એક વ્યકિત કોઈ મોટા સ્ટોર, ટેસ્કો, મેક્રો અથવા સેન્ઝબરીમાં શોપીંગ માટે જાય છે તો એને લોયલટી કાર્ડ આપવામાં આવે છે, જે એને ડિસ્કાઉન્ટ અપાવે છે. આ લોયલટી કાર્ડ માં ખરીદાર વિશે માહિતી નોંધેલી હોય છે. દા.ત. તેનું સરનામું, ફોન નં., એ શોપીંગ જે એણે કરી રાખી છે. અને એ બ્રાન્ડ જે એને પસંદ છે, વગેરે વગેરે. સ્ટોરમાં લાગેલા કેમેરા ખરીદારની દરેક હરકત 'સેવ' કરતા રહે છે. આ કેમેરા દ્વારા ખરીદારની હરકતો અને આકર્ષણની પણ ખબર પડી જાય છે. કઈ બનાવટો તેણે તરત ઉપાડી લીધી, કઈ બનાવટો અંગે તે મૂંઝવણમાં રહી? અને કઈ વસ્તુઓને ના પસંદ કરીને વિકલ્પ તરફ હાથ લાંબો કર્યો? અંતે આ કાર્ડઝમાં નોંધેલી માહિતી પણ સુપર કોમ્પ્યુટર માં સુરક્ષિત કરવા માટે રવાના કરી દેવામાં આવે છે.

યહૂદી મીડીયા સરકારી અને સાર્વજનિક સર્વે રિપોર્ટસ વડે આતંકવાદની ખતરનાક કાર્યવાહીઓ, વધતાં અપરાધો અને અત્યાચારો માં વધારાનો પ્રચાર કરે છે, એટલા માટે કે આ એવી વસ્તુઓ છે જે જનતામાં હમદર્દીની ભાવના ઉત્પન્ન કરે છે અને નિરીક્ષણની અણગમતી

યુકિતઓ અને અજાણ ટેકનીકનું સમર્થન કરે છે, જેના વડે વધુ પ્રગતિ કારક ટેકનોલોજીથી પરિચિત કરાવી શકાય અને વ્યકિતની મોનીટરીંગ કરવા માટે નિરીક્ષણના સ્તરને એટલી હદે વધારી શકાય જે 'એક યોગ્ય સામૂહિક રાજ્ય" (TOTALITARIAN STATE) અર્થાત "આંતર રાષ્ટ્રીય દજ્જાલી પ્રશાસન" ના સ્તર પ્રમાણે હોય. મતલબ એ છે કે એક ઘણા મોટા ડેટા બેસમાં જનતા અને સોસાયટીની વ્યકિતઓની વ્યકિગત માહિતી (Personal Information) ને સુરક્ષિત કરીને મોનીટરીંગ કરવાનું કામ અમલમાં છે. ઝડપભેર ચળવળો સમગ્ર વિશ્વની વ્યકિતઓની વ્યકિતગત માહિતીને પ્લાસ્ટીકમાં સુરક્ષિત કરી રહી છે. જેમકે બેન્કીંગ, ડિટેઈલ, ડ્રાઈવીંગ લાઈસન્સ ઈન્ફોર્મેશન અને નેશનલ ઈન્સ્યોરન્સ ડિટેઈલ છે. આવી વિગતોને વિશેષ કાર્ડઝમાં સુરક્ષિત કરવામાં આવે છે જેથી સમગ્ર માહિતીને એક ઓળખપત્રમાં સંગ્રહ કરી શકાય, જેનું આયોજન ચાલુ છે. પરિણામ એ હશે કે દરેક વ્યકિતની ખરીદ–વેચાણ, મામલાઓ અને વ્યકિતગત ઈન્ફોર્મેશનનું સંપૂર્ણ પણે નિરીક્ષણ એક બટન દબાવવાથી થઈ જશે. અને ૧૯૯૨ માં બ્રિટીશ સુપ્રીમ કોર્ટના વાઈસ કાઉન્સીલર Nicholos Brown Mukinson (નિકોલસ બ્રાઉન મુકિન્સન)એ હાઈકોર્ટને જણાવ્યું કે પોલીસ અને એજન્સીઓ પાસે ઉપસ્થિત માહિતીઓ જો એક જ ફાઈલમાં હોય તો વ્યકિતની સ્વતંત્રતા મોટી હદે ખતરામાં આવી જશે એમ છતાં ફ્રી મિશનરીઝ સત્તાધિશોની સર્વોચ્ચ ઓથોરીટીના માધ્યમથી જેના વિશે ખૂબ જ વ્યવસ્થિત રૂપે માહિતી સુધી પહોંચ ધરાવે છે અને જનતા તેના હેતુઓના સંદર્ભ થી ધોખામાં છે. આ માહિતીઓ વડે 'બ્રધર્સ' ના ગ્રાન્ટ માસ્ટર પહેલાંથી જ ભાળ મેળવી શકે છે કે આપ કોની સાથે ટેલીફોન પર વાત કરી રહયા છો? ક્યા કામ કરો છો? ક્યાં ખરીદારી કરો છો? શું ખાવો છો? શું પહેરો છો?

કેટલા લાયક છો? શું પ્રાપ્ત કરો છો અને આજ પ્રકારની સંપૂર્ણ યાદી, એક ઓળખપત્ર 'ખૂબ જ નજીકનું નિરીક્ષક' તરીકે દરેક વ્યકિતની પરિપૂર્ણ માનસિક પ્રોફાઈલના સ્વરૂપે જાહેર કરી દેશે. આ માહિતી વડે ભવિષ્યમાં સામે આવનાર 'અપ્રિય પગલાં' ને રોકવા સરળ થઈ જશે.

પશ્ચિમના નિરીક્ષકો પાસે પૂર્વના નિવાસીઓનો ડેટા સંગ્રહ કરવાનું એક માધ્યમ એન.જી.ઓ.જ છે. વિશ્વાસ ન થાય તો શાહિદ હમીદની કથા સાંભળી લો.

'શાહિદ હમીદ' દેશપ્રેમની ભાવનાથી ચકચૂર એક યુવક હતો, જે પાકિસ્તાન માટે કંઈ પણ કરવા તત્પર હતો. આ શોખ પૂરૂં કરવા માટે તે અકાઉન્ટરની નોકરી ત્યજીને એક એન.જી.ઓ માં સામેલ થઈ ગયો. એનું કાર્ય શહેરોને લગતા વિસ્તારમાં રહેનારા એવા માણસો વિશે માહિતી એકઠી કરવી હતી જે ઓછામાં ઓછા દસ વ્યકિતઓને પ્રભાવિત કરી શકે. આ માહિતી સંબંધિત માણસના હોદ્દા, શિક્ષણ, ધર્મ, સંતાન અને શોખ–રસ પર આધારિત હતી. એવું સમજીને કે ઉપરોક્ત માહિતી ગરીબ લોકોની સમસ્યાઓ ઉકેલવામાં આવશ્યક છે, તે રાત–દિવસ લાગણી અને જુસ્સા સાથે કામ કરતો રહયો. તેને જરા પણ જ્ઞાન નહોતું કે તે એક એવો Data સંગ્રહ કરવા માટે ઉપયોગ થઈ રહયો છે જે એક આંતર રાષ્ટ્રીય પ્રશાસન ના TSP માટે સુપર કોમ્પ્યુટર ને ફીડ કરવામાં આવશે. TSP એટલે કે Total Surveillance Program (સંપૂર્ણ નિરીક્ષણ) છે. તેણે અનુભવ્યું કે તે જેટલી માહિતી મોકલી રહયો છે તેને એન.જી.ઓ. ના ડાયરેકટર ચુપચાપ પ્રાપ્ત કરી રહયા છે જ્યારે અમલીકરણ માટે કંઈ પણ કરવામાં આવતું નથી. આ પરિસ્થિતિ ચાલુ રહી, એટલે સુધી કે તેણે વારંવાર ખુલાસો માંગ્યો કે આ માહિતીઓનો ઉપયોગ શું થશે? આ રહસ્યને સમજવા માટે વારંવાર પ્રયત્નો છતાં નિષ્ફળ જવાથી દુઃખી થઈને

પોતાની જૂની નોકરી પર પરત આવી ગયો. સદ્‌ભાગ્યથી તેનો બોસ આ બાબતોને સારી રીતે સમજતો હતો, માટે તેણે વિનમ્રતાથી તેને નોકરીમાં પાછો લઈ લીધો. તેને ખબર પડી કે 'બ્રધર્સ'ના લોકો ફક્ત એન.જી.ઓ.જ ના માધ્યમથી આવશ્યક માહિતીઓ જ ભેગી કરતા નથી બલ્કે પર્સનલ ડેટા ડિસ્ક ચોરી કરીને પણ પ્રાપ્ત કરી લે છે. તેનું એક ઉદાહરણ નર્સોના રેકર્ડની ચોરી છે, જેને દૈનિક 'જંગ' ના રિપોર્ટરે નિમ્ન લિખિત રિપોર્ટમાં પ્રગટ કરી, પરંતુ તેની અસર કોઈને થઈ નથી.

'ઈસ્લામાબાદ (જંગ રિપોર્ટર) આધારભૂત સૂત્રો મુજબ પાકિસ્તાન નર્સિંગ કાઉન્સીલ હેડ ક્વાર્ટર્ઝથી એક હાર્ડ ડિસ્ક અને કોમ્પ્યુટર રેમની ચોરી થઈ ગઈ છે, જેમાં હજારો નર્સોનો ડેટા છે. જણાવવામાં આવ્યું છે કે પાકિસ્તાન નર્સિંગ કાઉન્સલની એકઝીકયુટીવ કમિટિની એક સભા મિસિઝ ફૈઝ આલમના નેતૃત્વમાં થઈ જેણે ઈસ્લામાબાદ પોલીસને આ ચોરીની વધુ તપાસ કરવાથી રોકી દીધી છે.'

(દૈનિક જંગ, લંડન, મંગળવાર–૧૯ ઓગષ્ટ ૨૦૦૦)

આશ્ચર્ય છે કે પોલીસને આ ચોરીની તપાસથી આખરે કેમ રોકવામાં આવી? આ કામ સ્ત્રીઓમાં રસ ધરાવનાર કોઈ રોમીયોનો નથી, આ સંપૂર્ણ કાવતરું છે, ૧૯૮૯–૯૯ માં એક અમેરિકન કંપની પાકિસ્તાનના માર્ગો, ગલીઓની માપણી એક–એક ઈંચના હિસાબથી કરી રહી હતી. એ કંપનીએ પોતાનું કામ પૂર્ણ કર્યું. પોતાનો સામાન બાંધ્યો અને ઉડી ગઈ. પાકિસ્તાનમાં કોઈ સરકારી કે બિનસરકારી વ્યકિતએ તેમને આ પૂછવાની તકલીફ ન કરી કે આટલી ઝીણવટથી માપણી કરવાનો હેતુ શું છે?

કેનેડા લોટરી એક વધુ ફંદો છે જેને ત્રીજી દુનિયાથી ડેટા સંગ્રહ

કરવા માટે ફ્રી મિશનરી ઉપયોગ કરે છે. ધરતી પરની જન્નત માં જવાની ઈચ્છા ધરાવનાર ઉમેદવારોના ફિંગર પ્રિન્ટસ પણ પ્રાપ્ત કરવામાં આવે છે. દરેક વર્ષે આ લોટરીમાં ત્રણ દેશો સામેલ કરવામાં આવે છે, આ દેશોની હજારો વ્યકિતઓની મીહતીઓ ભેગી કરી લેવામાં આવે છે. તેમનામાંથી એકનું પણ નામ જાહેર થતું નથી... પરંતુ આ એવા ખુશનસીબ છે જેમને વચન આપવામાં આવે છે કે વાયદા મુજબ ફ્રીમિશનરી ના રાજ્ય, કેનડો ઓફ અમેરિકાની નાગરિકતા મળશે.

## (૨)નિરીક્ષણ કેમેરાઃ

વિશ્વભરમાં નિરીક્ષણની 'ફરજ' અદા કરવા માટે કેમેરા આમ–તેમ પ્રસ્થાપિત થઈ ગયા છે. અને ઝડપથી દરેક સ્થળે ફેલાઈ રહયા છે કરાચીમાં મોટા માર્ગો ઉપરાંત હબીબ ચૌરંગી જેવા સ્થળે પણ કેમેરા વાળો ઊંચો ટવાર નંખાયો છે, જેને જોઈને આપણે દેશની 'ઝડપી પ્રગતિ' પર ઈર્ષા થાય છે.

સામાન્ય રીતે કેમેરાની ઉપસ્થિતિનું કારણ એમ દર્શાવવામાં આવે છે કે આ રીતે અપરાધોથી સુરક્ષા, લોકોની જાન–માલની સલામતી અને મોટા માર્ગો પર ઝડપભેર ડ્રાઈવીંગ રોકવામાં સહાયતા મળે છે, પરંતુ અસલ હેતુ "નિરીક્ષણ' છે. આ સેટેલાઈટ પોતાના કેમેરા વડે જમીનના એક ચોરસવારની સ્પષ્ટ તસ્વીર પ્રાપ્ત કરીને ખોવાયેલી સોય પણ શોધી લે છે, પરંતુ તે હજી સુધી ઘરોની અંદર થનાર પ્રવૃત્તિઓ જોઈ શકતા નથી. છતોની નીચે થનાર પ્રવૃત્તિઓ વિશે જાણકારી માટે તેમને સર્વે ઈનફોર્મેશન પર આધાર રાખવો પડે છે જેનું વર્ણન હમણાં થયું. આપના ઘરથી નીકળવા અને પાછા આવવા સુધી આપ પર નજર રાખવામાં આવે છે, ગલીઓમાં સ્થિત કેમેરા દુકાનો, બસો, રેલગાડીઓમાં સ્થિત કેમેરા વડે

આપની દરેક હલન–ચલન પર નજર રાખવામાં આવે છે. ટ્રાન્સપોર્ટ તો તદ્દન સંવેદનશીલ અને બટનની સાઈઝના હોય છે. મતલબ એ કે બંધુઓના 'બિગ બ્રધર્સ' આપને દરેક સ્થળે જોઈ રહયા છે.

## (૩)ચેનલ અને કોમ્પ્યુટર:

જ્યારે આપ ઘરે પાછા આવો છો તો સેટેલાઈટ ચેનલ સબ્સક્રીપ્શન અને Pay as you watch ના માધ્યમથી 'તેમને' ખબર પડે છે કે આપ કઈ ચેનલો માં રસ ધરાવો છો? આપના ટેલિફોન રેકોર્ડ વડે 'તેઓ' આપના પરિવાર અને મિત્રો વિશે જાણે છે. આપના કોમ્પ્યુટરના માધ્યમથી એમને જ્ઞાન છે કે આપ કઈ કઈ વેબસાઈટ્સની વીઝીટ કરો છો. કઈ–કઈ ઈ–મેલ આપને મળે છે, આપની કોમ્પ્યુટર બિન્ક કઈ છે? કેટલાક કી વર્ડ્ઝ (Key words) છે જે સુરક્ષિત છે તેમને કોમ્યુનિકેશન સિસ્ટમમાં ફીટ કરી દેવામાં આવ્યા છે, દા.ત. ઉસામા બિન લાદિન આપ આને ઓનલાઈન લખો અથવા અદા કરો, વિશેષ નિરીક્ષણ આપો આપ તમને પોતાના ફોકસમાં લઈ લે છે. ભલે આપ ફોન પર હોવ, ઈમેલ કરો અથવા કોઈ વેબસાઈટ્સની વીઝીટ કરો. આપની જાસૂસી શરૂ થઈ જશે. આ છે જસ્સાસા.....

## (૪)પ્રવાસી ટીકીટ:

આજકાલ ટીકીટ બનાવવા માટે વ્યકિતગત માહિતી આપવી પડે છે. ફોન નંબર લખાવવો પડે છે, અંતરદેશી ઊડાનો માટે પણ ઓળખપત્ર ફરજિયાત હોય છે, ઉમરહ અથવા હજ પર જવું અને વિદેશ પ્રવાસ કરવું તો પોતાની જાતને એકવાયી આંખ ના નિરીક્ષણ માં સમર્પણ જેવું છે. આ વાસ્તવમાં ધરતીના રહેવાસીઓ ફરતે દરેક સમયે નિરીક્ષણનો ઘેરાવો સખ્ત કરવાની શરૂઆત છે.



## (૫)એમાઉન્ટ ટ્રાન્સફર (નાણાંનું સ્થળાંતર)

દજ્જાલી શકિતઓએ નાણાં સ્થળાંતર પર કેટલી ઊંડી નજર રાખેલી છે? એનો અંદાજો એ વાતથી કરો કે વિદેશથી કોઈ વ્યકિત કોઈ વ્યકિત અથવા સંસ્થાને નાણાં મોકલવા ઈચ્છે તો એ ત્યાં સુધી શકય નથી જ્યાં સુધી ન્યુયોર્કથી તેનું કલીયરનસ ન થઈ જાય. દેશની અંદર પણ નાણાં મોકલવા માટે ઘણાં પ્રશ્નોનો સામનો કરવો પડે છે. ફકત પ્રજાજનોનું જીવન જ તંગ થતું જાય છે એવું નથી બલ્કે તેમની ફરતે દજ્જાલની જાસૂસી શકિતઓનો ઘેરાવો પણ તંગ થતો જાય છે.

## (૬)ઈલેકટ્રોનિક કરન્સી:

આવનાર દિવસોમાં ફ્રી મેસનર એક અવકાશને પૂર્ણ કરવા ઈચ્છે છે, તે એ છે કે Hard Currence (કાગળનું ચલણ)નો ઉપયોગ કરનારની ભાળ લગાવી શકાતી નથી, માટે ત્યારથી એવા પગલાં થઈ રહયાં છે કે કાગળના ચલણને એક એવા તંત્રથી બદલી દેવામાં આવશે, જે સંપૂર્ણ રીતે ઈલેકટ્રોનિક ફન્ડઝ ટ્રાન્સફર પર આધાર રાખે. બીજા શબ્દોમાં એક એવું તંત્ર જેનો સંપૂર્ણ આધાર કાર્ડઝ પર હોય. બ્રિટનમાં રાષ્ટ્રીય સ્તરે Smart Cards અને ઈલેકટ્રોનિક મની Electronic Money ને પરિચિત કરાવવા માટે એક પગલું અજમાયશી ધોરણે ઉપાડવામાં આવ્યું છે. Mondex Scheme મોન્ડેકસ સ્કીમને Western MIdland Banks પશ્ચિમી મિડલેન્ડ બેન્ક અને British Telecom (બ્રિટિશ ટેલિકોમ)નું પીઠબળ પ્રાપ્ત છે, અને આ બ્રિટનમાં સ્માર્ટ કાર્ડઝની પ્રથમ અજમાયશ છે સ્માર્ટ કાર્ડઝમાં એક Micro chip (માઈક્રો ચીપ) હોય છે જે ફકત Financial transaction (આર્થિક લેવડ–દેવડ)ને જ રેકર્ડ કરતી નથી બલ્કે દરેક એ વસ્તુને પણ

રેકર્ડ કરે છે, જેના માટે ઉપયોગ કરવામાં આવ્યું છે. આ સ્માર્ટ કાર્ડ, ક્રેડિટ કાર્ડ, લાયબ્રેરી કાર્ડ, ફોન કાર્ડ અને સંભવિત રીતે એક ઓળખપત્ર તરીકે ઉપયોગ કરી શકાય છે. જો કે ઓળખપત્ર માં ઘણી વિગતો દર્શાવેલી હોય છે, પરંતુ તેના વડે કોઈ ખાસ સમયમાં, કોઈ વ્યકિતની ખરી રીતે કોઈ સ્થળ પર હોવાની ભાળ લગાવી શકાતી નથી, તેના માટે એવા જાસૂસી સાધન (Trackind Device)ની આવશ્યકતા છે, જેને કાર્ડમાં નાંખી શકાય અને સંબંધિત વ્યકિત ધરતી પર જ્યાં પણ હાજર હોય, તે કાર્ડ વડે તેનું ખરું સ્થળ નિર્દેશ મળી શકતુ નથી. આ જાસૂસ એક એવું ઓળખનું સાધન પણ હોઈ શકે છે જેમાં માઈક્રોચીપ લાગેલી હોય અને તેના વડે ઘણાં કાર્યો કરી શકાય. તેને ચામડીની નીચે ઈલેકટ્રોનિક સર્જરી દ્વારા ચોંટાડી શકાય છે. મોબાઈલ ફોનમાં પહેલાં થી જ એવી ચીપ વાપરવામાં આવી રહી છે અને આપણા એક માજી રાષ્ટ્રપતિએ પોતાના પુસ્તકમાં સ્વીકાર્યું છે કે તેના માધ્યમથી ૯૫ % ઈચ્છુક વ્યકિતઓની ભાળ મેળવવામાં સફળતા મળી છે. આ ચીપ એવા સિગ્નલ છોડે છે કે જેમને Low earth orbit (જમીનનું સૌથી નીચું આધાર) પર કોઈ સેટેલાઈટ મેળવી શકે છે. આ રીતે કોઈ વસ્તુનું સ્થળ નિર્દેશ જાણવું અને તેની ઓળખ શકય બની શકે છે, જો કે આ વાર્તા જેવું લાગે છે પરંતુ આ વાસ્તવિકતા બનતી જઈ રહી છે, કેમકે આ સમયે લગભગ ૪૮ ગ્લોબલ પૂરેશનિંગ સેટેલાઈટી ધરતીના કેન્દ્ર પર છે કે જે અમેરિકા અને તેના સહયોગીઓના ઉપયોગમાં છે. આ સેટેલાઈટઝ આવનાર સિગ્નલ પર અમલ કરવા અને સિગ્નલઝ આપનાર સાધન તરફ ખરી ઈન્ફોર્મેશન પહોંચાડવાની ક્ષમતા ધરાવે છે. હમણાં આ ટેકનીક ટેન્કો, યુધ્ધના સમુદ્રી જહાજો, વિમાનો અને હાથવગા સાધનો (મોબાઈલ, લેપટોપ)માં ઉપયોગ થઈ રહી છે, આગળનું ડગલું એ હોઈ શકે છે કે એવા સાધનો પરિચિત

કરાવવામાં આવે કે જે દરેક વ્યકિત પર Source Signal (સોર્સ સિગ્નલ) ઉત્પન્ન કરે. હાલમાં જ આ સાધનોનો એક પ્રકાર ખાસ કરીને બનાવવામાં આવ્યો છે. આ એક Electronic Tag (વીજ ટેગ) છે, આને બ્રિટનમાં એવી વ્યકિતઓ પર ઉપયોગ કરવામાં આવે છે, જેમનું નિરીક્ષણ કરવાનો હેતુ છે. એનું કારણ એ રજૂ કરવામાં આવે છે કે જેલોમાં પકડાયેલા કેદીઓને કન્ટ્રોલ કરવા માટે આ વસ્તુ જરૂરી છે. આ ટેગને અપરાધીના કાંડામાં ફિટ કરવામાં આવે છે અને પછી તેનું નિરીક્ષણ કરવામાં આવે છે કે કોઈ આરોપી જેલના નિયમોનું ઉલ્લંઘન ન કરે. આવતાં વર્ષોમાં આ સ્કીમ અન્ય દેશોમાં પણ પ્રસારવાનો ઈરાદો છે. તા. ૧૩ નવેમ્બર ૧૯૯૭ ના રોજ દૈનિક ટેલિગ્રાફ ના એક આર્ટીકલમાં બ્રિટનના હોમ સેક્રેટરી જેક સ્ટ્રોએ નિવેદન આપ્યું, "ગત કેટલાક વર્ષોમાં લોકોના વિશ્વાસને કારણે 'ઈલેકટ્રોનિક ટેકનીક' ઘણી ઝડપથી પ્રગતિ કરી રહી છે. એમાં કોઈ શંકા નથી કે આમાં (એટલે કે ટેકનીકની સ્કીમમાં) વિકાસની વિસ્તૃત ક્ષમતા રહેલી છે.

એટલે કે લોકોને પોતાને જોનાર એકલવાયી આંખ હેઠળ રાખીને મેસન્ઝ હવે સમગ્ર દુનિયાને કન્ટ્રોલ કરવાના આયોજનોને આગળ ધપાવી શકે છે અને આ કાર્ય કોઈ પણ એવા માધ્યમથી કરી શકે છે, જે આ જરૂરિયાતને સંતોષી શકે.

## દજ્જાલનું સ્થાન

હવે મહત્વના પ્રશ્ન તરફ પાછા આવીએ છીએ. દજ્જાલે અકબર ક્યાં છે? કઈ જગ્યાએ છુપાયેલો છે? જો આ જ ધરતી પર છે તો ખૂણે ખૂણો તપાસી લેવામાં આવ્યો છે. જેનું કણ કણ સેટેલાઈટના નિરીક્ષણમાં છે, તો તેનુ ઘટસ્ફોટ કેમ થતું નથી? તેના સુધી પહોંચી શકાતું કેમ નથી?

ખરાબીઓ વધું વધતી જશે અને બહુ જલદી એક એવો સમય આવશે કે જનતાની વચમા રહેવું પોતાની આખિરત બરબાદ કરવા સમાન હશે. અલ્લાહવાળાં (ઉલેમા, મશાઈખ, સુધારક જૂથો, મદ્રસાઓ, ખાનકાહો)ની સંગમ સિવાય કોઈ આશ્રય સ્થાન નહિ હોય.

## ચોથી સૂચના:

જ્યારે હઝરત મહદીનું ઝુહૂર થાય તો તેમની વિરૂધ્ધ નીકળનાર સેનામાં કોઈ ઈમાનવાળો હરગિઝ સામેલ ન થાય, બલ્કે હઝરત મહદીની બૈઅતમાં (જયારે તેમને હદીસોમાં વર્ણવેલ નિશાનીઓ મુજબ પામે) ઉતાવળ કરે.

અગાઉ બતાવી દેવામાં આવ્યું છે કે જે બદનસીબ સેના હઝરત મહદી સાથે લડવા માટે સૌ પ્રથમ જશે. તે કુફ્ફારની નહિ, મુસલમાનોની ફોજ હશે, તેમનામાંથી કેટલાક તો એવા હશે જેમને લડવા માટે મજબૂર કર્યા હશે પરંતુ કેટલાક જાણી જોઈને લડવા માટે જ આવશે. એ એવા નામાંકિત મુસલમાનો હશે જેઓ 'વૈચારિક ઈરતેદાદ' (ઈસ્લામથી ફરી જવું)ના શિકાર થઈ ચૂકયાં હશે. અને તેમને હઝરત મહદીના સાથીઓ આતંકવાદીઓ, અંતિમવાદીઓ, રૂઢિચુસ્ત, સંકૂચિત માનસ વાળા દેખાતાં હશે. એ બધાને જમીન માં ધસી દેવામાં આવશે. પછી તેમનું હશ્ર પોત પોતાની નિય્યતો પ્રમાણે થશે. દરેક મુસલમાન સાવધ રહે કે તેનો ખાત્મો આ મનહૂસ રીતથી ન થવું જોઈએ.

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે; "આશ્રય લેનાર (અર્થાત હઝરત મહદી) બૈતુલ્લાહમાં પનાહ લેશે, તેની તરફ ફોજ મોકલવામાં આવશે. જયારે તે જંગલ (ખુલ્લા મેદાન)માં પહોંચશે તો જમીનમાં ધસી જશે.

જ્યારે હઝરત મહદીના ઝુહૂરની ખબર મળે અને તેમનામાં સાચા મહદીની નિશાનીઓ પામવામાં આવે, જે પાછળ બયાન કરવામાં આવી હતી, તો તેમનો વિરોધ કરવાને બદલે તેમના હાથ પર જિહાદની બૈઅતમાં ઉતાવળ કરવા પ્રયત્ન કરવામાં આવે. તે જમાનામાં દરેક મુસલમાન પર વાજિબ થશે કે હઝરત મહદીના મુજાહિદીનના ગ્રુપમાં પ્રવેશીને કલિમતુલ્લાહ બુલંદ કરવા અલ્લાહના માર્ગમાં પોતાના જાન–માલ અર્પે. હજરત મહદીની ઓળખનું એક માધ્યમ તો નિશાનીઓ છે, જે હદીસોમાં બયાન થઈ. બીજું માધ્યમ જિહાદના અમીરની સાચી તલબ છે. એની બરકતથી પણ અલ્લાહ મદદ કરશે, દિલમાં ખેરને ખોલશે અને સાચા મહદી તથા તેમના સાથીઓની ઓળખ થઈ જશે, નહિતર જેમને તલબ નહિ હોય તેઓ નિશાનીઓ જોઈને પણ તેમનો સાથ નહિ આપે, બલકે ઘરોમાં બેસીને ઉલેમા, તાલિબાન અને મુજાહિદીન પર સમીક્ષાઓ કરતા રહેશે. ઈસ્લામની સર્વોપરિતા માટે અમીરે જિહાદની સાચી તલબ અને શોધખોળ અંતિમકાળના લોકો માટે ખુશનસીબીની નિશાની અને આખિરતની મૂડી પુરવાર થશે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છેઃ જ્યારે તમે એને જુઓ તો એની બૈઅત કરો, ભલે તમારે બરફ પરથી ઘસડાઈને ઘૂંટણિયે ચાલીને આવવું પડે, કેમકે એ અલ્લાહના ખલીફા મહદી હશે."

## પાંચમી સૂચનાઃ

અમેરિકા અને પશ્ચિમી દેશોના ગુનાહોથી ભરેલાં શહેરોના સ્થાને હરમૈન, સીરિયાની ધરતી, બૈતુલ મુકદસ વગેરેમાં રહેવા શકય એટલી હદે પ્રયત્ન કરવા જોઈએ. લોહિયાળ રમખાણોમાં ધરતીના આ ભાગો અહલે ઈમાનનું આશ્રય સ્થાન છે. દજ્જાલ ત્યાં દાખલ થઈ શકશે નહિ.

નઈમ બિન હમ્માદે 'કિતાબુલ ફિતન' માં રિવાયત બયાન કરી છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: બે શક દજ્જાલ ચાર મસ્જિદો, મસ્જિદે હરામ, મસ્જિદે નબવી, મસ્જિદે તૂરે સીના અને મસ્જિદે અકસા સિવાય દરેક ઘાટ પર પહોંચશે."

## છટ્ઠી સૂચના:

પાબંદીથી તસ્બીહ–તહમીદ અને તહલીલો તકબીરની ટેવ પાડવી જોઈએ. (આ ચારેય વસ્તુઓ ત્રીજા કલિમામાં રહેલી છે.) જેને અલ્લાહના ઝિક્રની મજા ખબર હશે, એને ઝિક્રથી એવી મજા આવશે કે ખાવા–પીવાથી બેપરવા થઈ જશે. દજ્જાલના ફિત્નાના નજીકના દિવસોમાં જ્યારે તે વિરોધીઓ પર ખોરાકના પ્રતિબંધો લાદશે, એ દિવસોમાં ઝિક્ર અને તસ્બીહ ખોરાકનું કામ આપશે. માટે દરેક મુસલમાન સવાર–સાંજ મસનૂન (સુન્નત મુજબ) તસ્બીહાત (દુરૂદ શરીફ, ત્રીજો અથવા ચોથો કલિમો અને ઈસ્તિગફાર)ની ટેવ પાડે. અને સૂરએ કહફની પ્રારંભિક અથવા અંતિમ દસ આયતો યાદ કરીને તેમનું વિર્દ નિયમિત રીતે કરે. દજ્જાલના ફિત્નાના દિવસોમાં આ વસ્તુઓ ખૂબજ બરકતવાળી અને રૂહાની દવાની સાથે શારિરીક ખોરાક પણ પુરવાર થશે.

એક શાનદાર હદીસમાં જેને હઝરત અબૂ ઉમામા (રદિ.)એ આપણા માટે રિવાયત કરી છે, એમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપણને શિખવાડે છે કે દજ્જાલના જમાનામાં આપણે ભૂખ અને તરસનો સામનો કઈ રીતે કરીએ? રાવી કહે છે, પૂછવામાં આવ્યું, 'હે અલ્લાહના રસૂલ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દિવસોમાં કઈ વસ્તુ લોકો માટે જીવન આપનાર હશે?" આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: "તસ્બીહ (સુબ્હાનલ્લાહ

કહેવું) તહમીદ (અલહમ્દુલિલ્લાહ કહેવું), તકબીર (અલ્લાહુ અકબર કહેવું) ખાવા–પીવાની જગ્યાએ તેમની અંદર પ્રવેશ કરી જશે."

આ હદીસ લોકોએ ગ્રહણ કરી લેવી જોઈએ અને આને પોતાના અમલની બુનિયાદ બનાવવી જોઈએ. દજ્જાલના જમાનામાં આ હદીસથી ભૂખ અને તરસના ફિત્નાનો સામનો કરી શકાશે. બસ, આજથી અલ્લાહના ઝિક્ર અને કુર્આન મજીદની તિલાવતને નિયમિત રીતે કરવાનું નક્કી કરી લો. હમણાંથી 'કયામુલ લૈલ' (રાત્રે ઉઠીને નમાઝ પઢવી અને ઝિક્ર–વઝાઈફ)ની ટેવ પાડો. દજ્જાલના જમાનામાં આ ટેવ એવા ખુશનસીબો માટે આબે હયાત (જીવન પ્રદાન કરનાર) પુરવાર થશે.

## સાતમી સૂચના:

સૂરએ કહફની તિલાવત:

એક પ્રખ્યાત હદીસ (જે અબૂ દાઉદ, મુસ્લિમ, તિર્મિઝી, નસાઈ, અહમદ, બૈહકી વગેરે જેવા મહાન મુહદ્દીસોના પુસ્તકોમાં જોવા મળે છે,) માં વર્ણન કરવામાં આવ્યું છે કે દજ્જાલના ફિત્નાથી જે સુરક્ષિત રહેવા ઈચ્છતા હોય તેને જોઈએ કે સૂરએ કહફની શરૂઆતની અથવા છેલ્લી દસ આયતોની તિલાવત કરે. તેની તિલાવત દજ્જાલના ફિત્નામાં સપડાવવાથી બચાવી લે છે. આમાં કંઈક એવી તાસીર અને બરકત છે કે જ્યારે આખી દુનિયા દજ્જાલની ચાલ બાજીઓ, ધોખા બાજીઓ અને જાદૂથી પ્રભાવિત થઈને તેની ખુદાઈ પણ સ્વીકારી ચૂકી હશે, આ સૂરતની તિલાવત કરનાર અલ્લાહ તરફથી વિશેષ ઘેરાવામાં હશે અને આ દજ્જાલી ફિત્નો તેના દિલ અને માનસ પર અસર નહિ કરી શકે. આધારભૂત રિવાયતોમાં આ પણ છે કે જે બંદો જુમ્આના દિવસે સૂરએ કહફ પઢે છે તે આગળના જુમ્આ સુધી નૂર અને રોશનીમાં રહે છે, કેટલીક રિવાયતોમાં છે કે આ જુમ્આથી

આવનાર જુમ્આ સુધી તેના ગુનાહ બખ્શી દેવામાં આવશે. એવું પણ છે કે સૂરએ કહફ જે ઘરમાં પઢવામાં આવે છે, તેમાં શૈતાન પ્રવેશ કરતો નથી. દજ્જાલિયાતના રીસર્ચ સ્કોલર મૌલાના મનાઝિર અહસન ગીલાની સાહબ પોતાના પુસ્તક 'ફિત્નએ દજ્જાલકે નુમાયાં ખદોખાલ' માં ફરમાવે છે:

'મુસલમાનોની સામાન્ય પરંપરા પણ છે કે તેમનામાં પરહેજગાર લોકો દરેક જુમ્આના દિવસે સૂરએ કહફની અવશ્ય તિલાવત કરે છે. મસ્જિદોમાં એટલા માટે જ આ સૂરહના ઘણાં નુસ્ખાઓ રાખવાનો સામાન્ય રિવાજ છે. સાહિબે ખૈર લોકોએ આ પણ કરવું જોઈએ કે સૂરએ યાસીનની જેમ સૂરએ કહફના ખરા નુસ્ખાઓ પણ છપાવીને મસ્જિદોમાં મૂકાવવામાં આવે." (પેજ નં. ૧૫)

ઈસ્લામના ચિંતક હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી સાહબ સૂરએ કહફ અને દજ્જાલ સંબંધે લખેલી પોતાની સંશોધનાત્મક કિતાબ 'મઅરકએ ઈમાન–વ–માદ્દિયત' માં ફરમાવે છેઃ 'જુમ્આના દિવસે જે સૂરતો પઢવાનો મારો નિયમ છે, એમાં સૂરએ કહફ પણ સામેલ છે. હદીસે નબવીનું અધ્યયન કરતાં મને જ્ઞાન થયું કે તે દિવસે સૂરએ કહફ પઢવા અને તેને યાદ કરવાની પ્રેરણા આપવામાં આવી છે. આને દજ્જાલથી સુરક્ષાનું માધ્યમ દર્શાવવામાં આવ્યું છે મેં મારા મનમાં વિચાર્યું કે શું આ સૂરતમાં ખરેખર એવા અર્થ, વાસ્તવિક્તાઓ અને ટકોર અથવા યુકિતઓ છે જે આ ફિત્નાથી બચાવી શકે છે જેનાથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતે વારંવાર પનાહ માંગી છે અને પોતાની ઉમ્મતને પણ આનાથી પનાહ માંગવાની સખત તાકીદ ફરમાવી છે. અને જે સૌથી મોટો અંતિમ ફિત્નો છે, જેના વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે,

مَابَيْنَ خَلْقِ آدَمَ اِلٰى قِيَامِ السَّاعَةِ اَمْرٌ اَكْبَرُ مِنَ الدَّجَّالِ

(આદમના જન્મથી કયામત સુધી દજ્જાલથી મોટી કોઈ ઘટના નથી.)

મેં વિચાર્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (જેઓ અલ્લાહની કિતાબ અને રહસ્યો તથા જ્ઞાનથી વધુ પરિચિત હતા) કુર્આનની બધી સૂરતોમાં આ જ સૂરતની પસંદગી કેમ ફરમાવી છે? મને મેહસૂસ થયું કે મારું દિલ આ રહસ્ય સુધી પહોંચવા માટે વ્યાકુળ છે. હું એ જાણવા ઈચ્છતો હતો કે આ વિશેષતાનું કારણ શું છે અને એ સુરક્ષા અને બચાવનું જેની ખબર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપી છે, સૂરત સાથે અર્થપૂર્ણ સંબંધ શું છે? કુર્આન મજીદમાં નાની–મોટી દરેક પ્રકારની સૂરતો હતી. શું કારણ છે કે આ બધી સૂરતો છોડીને આ સૂરતની પસંદગી કરી? અને જબરદસ્ત વિશેષતા આ જ સૂરતમાં રાખવામાં આવી છે. એકંદરે મને ખાત્રી થઈ ગઈ કે આ સૂરત કુર્આનની અવશ્ય એવી અજોડ સૂરત છે જેમાં અંતિમ કાળના એ બધા ફિત્નાઓથી બચાવની સૌથી વધુ સામગ્રી છે જેનો સૌથી મોટો ધ્વજવાહક દજ્જાલ હશે. આમાં તે તિર્યાક (ઝેરને કાપનાર પદાર્થ) એટલે કે વિષનાશક ઔષધિનું સૌથી મોટું સંગ્રહ છે, જે દજ્જાલની પેદા કરેલી ઝેરીલી અસરોને તોડી શકે છે અને તેના રોગીને સંપૂર્ણ સાજો કરી શકે છે. જો કોઈ આ સૂરતથી સંપૂર્ણ સંબંધ પેદા કરી લે અને તેના અર્થને પોતાના મનમાં ઊતારી લે (જેનો માર્ગ એ છે કે આ સૂરતને યાદ કરી લેવી અને અત્યાધિક તિલાવત કરવી) તો એ મહાન અને કયામત લાવનાર ફિત્નાથી સુરક્ષિત રહેશે અને એની જાળમાં હરગિજ ફસાશે નહિ.

આ સૂરતમાં એવું માર્ગદર્શન, સ્પષ્ટ સંકેતો બલ્કે એવા ઉદાહરણો અને ચિત્રો રહેલા છે જે દરેક જમાનામાં અને દરેક સ્થળે દજ્જાલને

પરિચિત કરી શકે છે અને તેની બુનિયાદથી સાવધ કરી શકે છે જેની ઉપર તેનો ફિત્નો અને તેની દાવત અને ચળવળ કાયમ છે. વધુમાં એ પણ છે કે આ સૂરત મગજ અને માનસને એ ફિત્નાનો મુકાબલો કરવા માટે તૈયાર કરે છે. તેની વિરૂધ્ધ બળવા પર પ્રોત્સાહિત કરે છે. આમાં એક એવી રૂહ અને શકિત છે જે દજ્જાલિયત અને તેના ધ્વજ વાહકોની વૈચારિક શૈલી અને જીવન પધ્ધતિની મોટી સ્પષ્ટતા અને તાકાત સાથે નકારે છે અને તેના પર સખત ચોંટ મારે છે. (પેજ–૪)

માટે અહલે ઈમાનને જોઈએ કે આખી સૂરએ કહફ હિફ્ઝ કરી લે અથવા ઓછામાં ઓછી તેની શરૂઆતની કે અંતિમ દસ આયતો (અથવા બન્ને) યાદ કરી લે જેથી દજ્જાલના નિકાસના સમયે તેમની તિલાવત દરેક માટે શક્ય હોય. યાદ રહે કે અંતિમ દસ આયતોનો આશય એ નવ આયતો છે જે આ સૂરતના છેલ્લા રૂકુઅમાં આવે છે. આ નવ આયતોને દસ કહી દેવામાં આવે છે. આ આયતોમાં એવી કુદરતી અસર છે કે એવા લોકોને દજ્જાલ કોઈ નુકસાન નહિ પહોંચાડી શકશે. અને દજ્જાલી ફિત્નાના ઝુહૂરથી પહેલાં આ આયતોના વિર્દનો લાભ એ થશે કે દજ્જાલી શકિતઓના નકારાત્મક પ્રોપેગન્ડાની અસર માણસના દિલ અને માનસ પર તથા ઈમાન અને અમલ પર ઓછામાં ઓછી થશે, ઈબ્ને ખુઝૈમાનું કથન છે: મેં અબુલ હસન અત્તનાફુસીને કહેતાં સાંભળ્યા, ફરમાવી રહયા હતા, મેં અબ્દુર્રહમાન અલ મહારબીને કહેતાં સાંભળ્યા: 'આ હદીસને (એટલે કે જે હદીસમાં જુમ્આના દિવસે સૂરએ કહફ પઢવાની પ્રેરણા આપવામાં આવી છે.) દરેક ઉસ્તાદના પ્રશિક્ષણના અભ્યાસ ક્રમમાં દાખલ કરવી જોઈએ જેથી તે મકતબના બધા બાળકોને શિખવાડી દે." અનુમાન કરો એટલા જમાના પહેલાં આપણા અકાબિરો (પૂર્વજો)ને ફિત્નાઓ થી બચવા માટે એટલું પ્રબંધ હતું. આજે આપણે ફિત્નાઓના વમરમાં ફસાઈ

હાથ–પગ મારી રહયાં છીએ અને વધુ મહાન ફિત્નાઓ આપણા માથે ઉભાં છે, આપણે તો આવી વસ્તુઓનું બહુ પ્રબંધ કરવું જોઈએ. ધારો કે જો વાસ્તવિક મહાન ફિત્નાઓ આપણાં જમાનામાં જાહેર ન થયા તો આ આયતોની બરકત આપણને નાના દજ્જાલોના જૂઠા પ્રોપેગન્ડા અને તેમના મીડીયા થી અવશ્ય સલામત રાખશે, અને એ જીવાંણુઓથી બચાવી લેશે જે દજ્જાલી ફિત્નામાં સપડાવવાની સૌથી મોટી નિશાની એટલે કે 'વૈચારિક ઈરતેદાદ' ને જન્મ આપે છે.

## આઠમી સૂચના:

ઈરાકમાં ફિરાત નદીનું પાણી રોકવવાથી તેની તળેટીમાંથી જે સોનુ મળી આવશે, તેની લાલસા કોઈ મુસલમાન ન કરે.

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે: "નજીક છે કે ફિરાત સોનાના પર્વતથી પાછળ ખસી જાય, માટે જે પણ તે સમયે હાજર હોય તેમાંથી કશું પણ ન લે." એક બીજી રિવાયતમાં છે, 'તે પર્વત પર મુસલમાન એક બીજાથી ઝઘડતાં હશે તો સોમાંથી નવ્વાણું કતલ થઈ જશે અને તેમનામાંથી દરેક માણસ એમ કહેશે" શકય છે કે હું બચી જાઉં."

ખુલાસો એ કે દરેક મુસલમાન લાલચ અને લોભ તથા લાલસાને બદલે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની વૃત્તિ કેળવે અને મેળવવા કે લૂંટવાને બદલે આપવા અને લૂંટાવાની ટેવ પાડે, નહિતર દુનિયાની લાલસા કયાંયનો પણ નહિ છોડે.

## ધોખા સામે અમલી યુકિતઓ

રૂહાની યુકિતઓ પછી હવે આપણે જાહેર માધ્યમો વડે કરવામાં આવતી અમલી તદબીરો તરફ આવીએ છીએ. ફિત્નએ દજ્જાલે અકબર

અને દજ્જાલી તંત્રનો મુકાબલો કરવાની યુકિતઓ તથા હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.)ના સ્વાગત કરવા માટે કરવામાં આવતી તૈયારીની બુનિયાદી કાર્ય શૈલી નીચે મુજબ હશે.

(૧)સહાબએ કિરામ (રદિ.)ની જેમ ફરિશ્તા જેવા અખ્લાક ફેલાવવા.

(૨)જિહાદને પરાકાષ્ઠાના બિંદુ સુધી લઈ જવું એટલે કે જિહાદને ઈલ્મી–અમલી અને આંતરિક તથા બાહ્ય સ્તરે ઊંડાણ પૂર્વક વિસ્તૃત કરવું.

(૩)માલ અને સંતાનના ફિત્નામાં પડવાથી બચવા પૂરે પૂરા પ્રયત્નો કરવા.

(૪)જાતીય ગુમરાહીને શક્યની હદ સુધી ઓછામાં ઓછી કરવા માટે સંપૂર્ણ પ્રયત્નો કરવા.

(૫)ખોરાક, પોષાક અને રહેઠાણને કુદરતી, પ્રાકૃતિક અને મસ્નૂન સ્તરે લઈ જવું.

ઉપરોકત પાંચ તદબીરોને અપનાવ્યા વગર દજ્જાલી યંત્રરચના થી બચી શકાશે નહિ અને તેને તોડી શકાશે પણ નહિ, અને તેનો સામનો પણ નહિ થાય. જે વ્યકિત આ પાંચમાંથી એક વસ્તુ પર અમલથી વંચિત છે, તે એટલો જ દજ્જાલી યંત્રરચના નો શિકાર અથવા સહભાગી છે. અને જે મોમિન વ્યકિત, સમાજ, સંગઠન, આંદોલન અથવા પ્રશાસન દજ્જાલી મેકાનિઝમનો જેટલો શિકાર અથવા સહભાગી છે, તેની મોમિન તરીકેની હેસિયત સમાપ્ત થઈ જવાના ખતરા એટલા જ પ્રમાણમાં વધારે છે, સૂરતુલ બકરહમાં વર્ણવેલ હઝરત તાલૂતની જાલૂત સાથે જંગની ઘટનાનું શ્રેષ્ઠ ઉદાહરણ સામે રાખી લો. બની ઈસરાઈલની ફોજના અલ્પ હિંમત અને અધીરા સિપાઈઓની જેમ દજ્જાલી તંત્રની વહેતી નદીથી જે જેટલું પાણી પીશે તેની અંદર દજ્જાલથી લડવાની તાકાત એટલા જ પ્રમાણમાં ઓછી થઈ જશે. અને જે જેટલું તકવા અને પાકીઝગી અપનાવીને

હવસખોરી તથા ઐશ પરસ્તીથી દૂર રહેશે, તેની ઉપર દજ્જાલી હથિયાર એટલા જ ઓછા પ્રભાવ પાડશે. આવો! આ પાંચેય તદબીરોની કંઈક માહિતી મગજમાં ઊતારી લઈએ.

## પહેલી તદબીર–ઈત્તેબાએ સહાબા:

નબી આખિરુઝઝમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સમગ્ર ધરતી પર એક શાનદાર વૈચારિક, માનસિક, ઈલ્મી અને સર્જનાત્મક સુધારા પર આધારિત અજોડ ક્રાંતિ સર્જી. અને એ ક્રાંતિ હતી 'સુન્નતુલ્લાહ'ને 'સુન્નતે નબવી' ના સ્વરૂપમાં અમલીકરણ કરવા લાગુ કરી દેવી.

હઝરાતે સહાબએ કિરામ (રદિ.) એવી સર્વોત્તમ, ઉચ્ચ કક્ષાની અને એવી વ્યાપક વ્યકિતઓ છે જેઓ ધરતી પર સ્થાપિત થનાર એવા શાનદાર વૈચારિક, માનસિક, ઈલ્મી અને રહમાની સૃષ્ટિની ક્રાંતિના અદ્‌ભૂત ઉદાહરણો છે, તેના સહયોગીઓ અને તેની અદ્વિતીય નિશાની હતા. પૃથ્વીની સપાટી પર સ્થાપિત એ શાનદાર ક્રાંતિનું જે ઉદાહરણ સહાબએ કિરામ (રદિ.)એ રજૂ કર્યું તે યહૂદ અને તેમના સર્જેલા દજ્જાલી તંત્રના મુકાબલા અને તેની ઉપર વિજય પામવા માટે આપણી પાસે ઉપસ્થિત 'એક માત્ર ઉકેલ' છે. સહાબએ કિરામ (રદિ.)ના ત્રણ ગુણો એવા છે જેમને અપનાવનાર જ નજીકના ભવિષ્યમાં પ્રસ્થાપિત થનાર મહાન રહમાની ક્રાંતિ માટે ઉપયોગી અંશ પુરવાર થઈ શકે છે. આ ત્રણેય ગુણો એક રિવાયતમાં બયાન કરવામાં આવી છે, એ પ્રમાણે સહાબએ કિરામ (રદિ.) દિલોની પાકીઝગી, જ્ઞાનની વાસ્તવિકતા અને આડંબર (દેખાવ)થી દૂર રહેવામાં આખી ઉમ્મતથી વધુ સર્વોચ્ચ સ્થાન પર હતા. આ ત્રણેય ગુણોની વિગત કંઈક આમ છે:

(૧) اَبَرُّهَا قُلُوْبًا (સહાબએ કિરામના દિલ "બિર્ર" ના સર્વોત્તમ સ્થાને પહોંચી ગયા હતા) 'બિર્ર'નો ભાવાર્થ છે માનવીય હૃદયનું શુધ્ધ અને ઈખ્લાસ ના સ્વરૂપમાં આવી જવું, આંતરિક રોગો અને રૂહાની ગંદગીથી તદ્દન પાક સાફ થઈ જવું 'માનવતા'નું એવી સ્થિતિનું પામી લેવું જે દરેક પ્રકારના પ્રદુષણ અને ખરાબીથી પાક હોય.

(૨) اَعْمَقُهَا عِلْمًا (તેઓ જ્ઞાનની આ દુનિયામાં ઈસ્મિયત અને સત્યને ઓળખવાની અંતિમ તળેટી સુધી પહોંચી ગયા હતા.) જ્ઞાનની વાસ્તવિકતા પ્રાપ્ત કરવા અને બ્રહ્માંડ એટલે કે સંસાર તથા સૃષ્ટિની વાસ્તવિકતાને જાણી લેવાની બાબતમાં જગતમાં જે અંતિમ પદ હોય શકે છે, સહાબએ કિરામ (રદિ.) ત્યાં સુધી પહોંચી ગયા હતા. તેઆ એવા જ્ઞાન સ્થાન અને સર્વોચ્ચ રૂહાની દરજ્જાએ પહોંચી ગયા હતા, જ્યાં સુધી તેમની પહેલાં અંબિયા સિવાય કોઈ માનવી પહોંચી શક્યો નથી અને હવે ભવિષ્યમાં પણ પહોંચી શકશે નહિ. યાદ રાખો! વાસ્તવિક જ્ઞાન વસ્તુઓની હકીકતનું જ્ઞાન છે. આ જ્ઞાન વૈજ્ઞાનિક લેબોરેટરીઝ માં પેશાબ અને લોહીનું વિશ્લેષણ, ઉંદર અને દેડકા પર પ્રયોગો કરીને નહિ, મઅરેફતના નૂરથી પ્રાપ્ત થાય છે, અને આ વસ્તુ સુફ્ફાના ચબૂતરા પર વહેંચાતી હતી. માટે જે નબવી સ્વભાવથી જેટલો નજીક હશે, પશ્ચિમના ભૌતિકવાદી વૈજ્ઞાનિકોને તેની હવા પણ નથી લાગી.

(૩) اَقَلُّهَا تَكَلُّفًا (તેઓ પૃથ્વીની સપાટી પર ન્યુનતમ દેખાવાના સમર્થક બનવામાં સફળ થઈ ગયા.) આનો ભાવાર્થ એ છે કે સહાબએ કિરામ આ રહસ્યને પામી ગયા કે ધરતી પર અલ્લાહના હેતુ (મકસદે રબ્બાની)ને પૂર્ણ કરવા, તદ્દન સહજતાથી નહીંની કસોટીઓ અને મુસીબતોથી પસાર થવા તથા ઈબ્લીસ અને દજ્જાલે અકબરના ધોખા અને છળને નિષ્ફળ કરવા માટેનો 'શ્રેષ્ઠ માર્ગ' આ છે કે માણસ હલાલમાં સંકોચાય નહિ અને

હરામમાં સપડાય નહિ. એવું એ સમયે થશે જ્યારે એ પોતાની વ્યકિતગત અને સામૂહિક સવલતો અને સગવડોને ઓછામાં ઓછા સ્તરે લઈ આવે સવલતોની ટેવ ન પાડે, શ્રમ અપનાવે, આરામ કરનાર ન હોય, હિંમતવાન અને કુરબાની બલિદાન આપવાની ટેવ વાળો હોય.

સારાંશ એ કે ફિત્નએ દજ્જાલે અકબરનો મુકાબલો કરવા લાયક એક એવી 'નેક ઉમ્મત' બનવા માટે, જે એક બાજુ પોતાની શકિતઓ ને એકાગ્ર કરીને ઈસ્લામના પ્રભુત્વની એવી ઈચ્છા અને નખશિખ તલબ બની જાય કે અલ્લાહ તઆલા તેની અંદર હઝરત મહદી (અલ.) જેવું નેતૃત્વ પેદા કરે અને તેની મદદ હઝરત ઈસા ઈબ્ને મરયમ કરે અને બીજી બાજુ તેઓ હઝરત મહદી અને હઝરત ઈસા (અલ.)ને પોતાના કમાન્ડરની જેમ સ્વીકારી શકે, આવશ્યક છે કે ઉમ્મતે મુસ્લિમા આ ત્રણ ગુણોને જીવંત કરીને સહાબએ કિરામ જેવી વૈચારિક, માનસિક, ઈલ્મી અને સર્જનાત્મક સુધારા અને પ્રગતિને ફરીથી પ્રાપ્ત કરે. તેના વગર ટોચ પર પહોંચેલી પશ્ચિમી ભૌતિકતાનો મુકાબલો ન થઈ શકે અને તેની જાદુઈ સીસ્ટમના પ્રભુત્વથી પણ નીકળી શકાય નહિ.

માટે ફિત્નએ દજ્જાલે અકબરનો સામનો કરવા માટે જરૂરી છે કે અહલે ઈમાન સહાબએ કિરામ (રદિ.)ની મુબારક સુન્નત પર અમલ કરતાં;

☆પોતાના દિલ અને માનસ તથા વાણી અને અમલની સંપૂર્ણ સુધારણાની ચિંતા કરે. બાહ્યને સુન્નત પ્રમાણે બનાવવા અને અંતરને નફસની નાપાકીઓથી પાક કરવાના પ્રયત્ન કરતાં રહે. આ ધન મદારિસ અને ખાનકાહોમાં ઉલમાએ કિરામ તથા સન્માનનીય મશાઈખની સંગતની બરકતથી મળે છે. કોઈ સાચા અલ્લાહવાળા સુન્નતના તાબે બુઝુર્ગની

સેવામાં પોતાની જાતને કર્યા વગર માનવીના અંદરનું અંધકાર સમાપ્ત થતું નથી, અને મરતાં દમ સુધી નફસની ગંદકીઓ અને અંતરના પ્રદુષણથી મુક્તિ નસીબ નથી થતી.

☆રૂહાની અને રહમાની જ્ઞાનની શોધખોળ કરો. આ જ્ઞાન સાચા અલ્લાહ વાળાની સંગત વગર પ્રાપ્ત થતું નથી અને આ જ્ઞાન વગર બ્રહ્માંડ અને તેમાં રહેલી વસ્તુઓની વાસ્તવિકતાની સમજ આવી ન શકે.

☆આડંબર રહિત, સાદગી અને શ્રમ અપનાવો. પશ્ચિમની શોધ કરેલી ભિન્ન–ભિન્ન પ્રકારની સવલતો અને સગવડોથી સખ્તાઈ પૂર્વક બચો. જંગલ, પર્વત, ખીણ, નિર્જન વિસ્તારો અને તપતાં રણપ્રદેશોમાં દરેક પ્રકારની સ્થિતિઓમાં રહેવા, ખાવા અને પહેરવાની ટેવ પાડો. દોડવા, તરવા, ઘોડે સવારી કરવા, પર્વતારોહણ અને કસરતો વડે પોતાને સાવધ અને સતર્ક બનાવવાનું પ્રબંધ કરો. ભૂગર્ભ અને ગુફાઓમાં રહેવાથી પરહેજ ન કરો.

પશ્ચિમનું પ્રયત્ન છે કે મુસલમાનોને સહાબિયાના ગુણોથી ખાલી કરીને ગુનાહો, સગવડિયા જીવન અને આરામમાં મુગ્ધ કરવામાં આવે. મલ્ટીનેશનલ કંપનીઓ આપણને અનેક પ્રકારની રાહતો, લજ્જતો, અને આરામ ગ્રસ્ત બનાવવા અવનવી શોધખોળોનો પ્રચાર કરે છે. બમણાં પૈસા પણ કમાય છે અને દજ્જાલના ખુજલીવાળા ટટ્ટુ તૈયાર કરવાના તબકકા પર પણ ઝડપથી અમલ કરી રહી છે. માણસ પોતાના શરીરને રાહત પહોંચાડવા માટે કયાં સુધી જઈ શકે છે? કેટલું નીચે પડી શકે છે? કેટલું વ્યર્થ ખર્ચ કરી શકે છે? રૂહથી ધ્યાન હટાવીને નફસની જાળમાં કેટલું ફસાઈ શકે છે? આ વસ્તુઓની જેટલી કલ્પના કરી શકાય છે, મલ્ટીનેશનલ કંપનીઓ એ એનાથી આગળની મોજમજાની નિયત યોજના હેઠળ વાસ્તવિક્તાનું રૂપ આપી રાખ્યું છે. અને તે દુનિયાને ખાસ કરીને



અહલે ઈસ્લામને આળસુ, સુસ્ત, મંદ તેઓ ફાર્મની મરઘીઓની જેમ કંઈ કામના ન રહે. દજ્જાલ અને દજ્જાલી ફિત્નાઓનો મુકાબલો ન કરી શકે. અને યહૂદની ધ્યેય પ્રાપ્તિ સરળ બની જાય. આપ રસ્તાઓના કિનારે લાગેલી મોટી મોટી જાહેરાતો પર નજર નાંખો, ઐશની વસ્તુઓથી ભરેલાં શોપીંગ મોલમાં ચળકતી દુકાનો અને ભભકાદાર શોકેસ જુઓ ધનિક લોકો ના ટેસ્ટ, વાસનાઓ, નવા નખરાં અને પૈસાદારોના ચાળાંને ક્યારેક જુઓ. દજ્જાલી ફિત્નામાં સંડોવવાના અણસાર દરેક સ્થળે સ્પષ્ટ દેખાશે. તેમનાંથી બચીને સાદું, તકલીફ વાળું અને આડંબર વિનાનું જીવન જીવનાર જ પોતાનું સ્વાસ્થ્ય, ઈમાન અને આખિરતને બચાવી શકશે.

## બીજી તદબીર–જિહાદ:

જિહાદ ઈસ્લામને ટોચ પર લઈ જનાર એક માત્ર માર્ગ અને મુસલમાનોની એક માત્ર ગેરન્ટી છે. યહૂદ આ હકીકતને સારી રીતે જાણે છે. યહૂદનું પ્રયત્ન છે કે મુસલમાનોની અંદર જાતે પેદા થઈ ગયેલા જિહાદના સંકલ્પની દિશા ફેરવીને તેમને અવાસ્તવિક કાર્યક્ષેત્ર ફાળવી દેવામાં આવે. આ કાર્યક્ષેત્ર બાહ્ય રીતે સાચું અને લાભદાયી પરંતુ વાસ્તવમાં કાલ્પનિક અને તદન બિન ઉપયોગી હોય. રેગ્યુલર હોય, સેક્યુલર તદન ન હોય. આ Megalothymia પશ્ચિમની પરિભાષામાં નિર્માણની હોય વિનાશની ન હોય, એટલે કે આના પરિણામે ઉમ્મતે મુસ્લિમા પોતાની મરજીથી સ્વેચ્છાએ રાજી–ખુશી વૈચારિક અને ઈલ્મી ચર્ચાઓ અને વિચારોની આપ–લે કરવા લાગે. આને મહાન કારે ખૈર વિચારે. આધુનિક શૈક્ષણિક પ્રગતિ માટે પ્રયત્નશીલ થઈ જાય. મસ્નૂન આમાલને જીવનનું અંશ બનાવવાને બદલે ઈસ્લામને પશ્ચિમી સંસ્કૃતિથી વધુ લાભદાયી અને ઉપયોગી પુરવાર કરવાના પ્રયત્નમાં લાગી રહે.

જ્ઞાનની સંસ્થાઓ, રિસર્ચ, ઔદ્યોગિક અને કળા સંસ્થાઓની સ્થાપના તરફ પ્રેરિત થઈ જાય અને એવા ક્ષેત્રોમાં પશ્ચિમની પ્રગતિ સુધી પહોંચવા તથા તેનાથી આગળ નીકળવામાં એટલા વ્યસ્ત થઈ જાય કે તેને જિહાદ વડે પ્રાપ્ત થનાર અજોડ, ઝપડભેર, હોંશ ઉડાડનાર વિકાસનો વિચાર જ ન રહે. તે પશ્ચિમનો પીછો કરતાં કરતાં ભટકતી ફરે અને અલ્લાહ તઆલાએ તેને પશ્ચિમની સ્તબ્ધ કરી દેનાર પ્રગતિ અને આશ્ચર્યજનક ભૌતિક શકિત પર પ્રભુત્વનો જે અમૂલ્ય નુસ્ખો આપ્યો છે, તેનાથી ગાફેલ રહે, તેમાં ખામીઓ કાઢે, રદ કરવાનું અપરાધ કરે એટલે સુધી કે:

"فرار من الزحف" અથવા "تولی الادبار"

(જિહાદથી પીઠ ફેરવીને અન્ય વસ્તુઓમાં કલ્યાણ અને મુકિત શોધવી)નું અપરાધ બનીને અલ્લાહ તઆલાના ગઝબ અને બદલાનો શિકાર થઈ જાય.

યાદ રાખો! ધ્યેય અને ઉપરનું ઈલ્મી સંશોધન, વિજ્ઞાન અને ટેકનોલોજીમાં હરણફાળ પ્રગતિ વગેરે આ બધા કાર્યો યહૂદિયતની પરિભાષામાં 'નિર્માણને લગતાં' છે. આના વડે પ્રત્યક્ષ કે પરોક્ષ યહૂદિયતને મજબૂતાઈ મળે છે અને તેમના ખતરા ઓછા થાય છે અથવા જો ખતરા ઉત્પન્ન થાય તો પણ યહૂદિયત તેને અંકુશમાં લેવા સંપૂર્ણ રીતે શકિતમાન છે, માટે એ તેના માટે આલમે ઈસ્લામને મંતવ્યો, ટેકનીકલ સહયોગ અને ફંડ ફાળવી આપવા પણ તૈયાર થાય છે. નામાંકિત ઈસ્લામિક ઈન્સટીટયુટ અને રીસર્ચ સેન્ટર્સની સ્થાપના તેમના માટે ખૂબ જ સંતોષનું કારણ છે, અલબત્ત જિહાદનું નામ લેનારાઓના દાણાં–પાણી બંધ કરવાથી ઓછું તેઓ કોઈ વસ્તુ પર સંતોષ નહિ માણે. યહૂદિયત નજીક 'વિનાશકારી કાર્ય' એટલે જિહાદ છે, જિહાદ એવો અમલ છે

જેનાથી યહૂદિયત હાંફળી–ફાંફળી થઈ જાય છે. કૌમે યહૂદની ઈંદ્રિયો તેનાથી ચિંતાગ્રસ્ત થઈ જાય છે. એનું કારણ એ છે કે નિર્માણ કાર્યોને અંકુશમાં લેવા માટે તેમની પાસે મેકાનિઝમ (યાંત્રિક શકિત) છે. જિહાદને કન્ટ્રોલ કરવા માટે તેમની પાસે કોઈ યાંત્રિક શકિત નથી, સિવાય એ કે તેઓ શત્રુને (Over Kill) પુષ્કળ પ્રમાણમાં કતલ કરે, પરંતુ તેઓ જાણે છે કે આવું કરી શકશે નહિ. આ એમના વશની વસ્તુ નથી. મુજાહિદીન એમના માટે હંમેશા મુશ્કેલ બલકે અશકય લક્ષ્ય પુરવાર થયા છે, અને પુષ્કળ પ્રમાણમાં જાન લેવી, તેમની સમસ્યાઓમાં વધારો કરે છે, ઓછી કરતી નથી. જ્યારે મુસલમાનોને આધુનિક ટેકનોલોજીને પ્રાપ્ત કરવામાં વ્યસ્ત કરીને પોતે સર્વોચ્ચ સ્થાને ઊભા થઈને તેમની વિવશતાનો તમાશો જોવો તેમના માટે ખૂબ જ આનંદદાયક અમલ છે. એમને ખબર છે કે તેઓ આ ક્ષેત્રમાં એટલા આગળ છે કે સમગ્ર ઈસ્લામી સરકારો મળીને પણ તેમની કક્ષાની એક શૈક્ષણિક સંસ્થા બનાવી શકી નથી અને તેમના તૈયાર કરેલાં વૈજ્ઞાનિકો જેવા વૈજ્ઞાનિક પણ તૈયાર કરી શકી નથી. માટે આ ક્ષેત્રમાં આપણી કાચબાની ગતિએ પ્રગતિથી એમને કોઈ ખતરો નથી. અલબત્ત યહૂદ અને યહૂદિયતના માર્યા પશ્ચિમના લોકો જિહાદની ભાવના અને શહાદતના શોખનો કોઈ વિકલ્પ ધરાવતાં નથી. આ વસ્તુ રબ્બુલ આલમીને મુસલમાનોને બખ્શી છે અને તેનો કોઈ તોડ યહૂદી વૈજ્ઞાનિકો અને પશ્ચિમના ફિલોસોફર કે ચિંતકો પાસે નથી, માટે મુસલમાનોનું કલ્યાણ અને બકા એમાં છે કે આપણી નવી નસલમાં જિહાદની ભાવનાની રૂહ ફૂંકીને આ દુનિયાથી જઈએ. જિહાદની ફિલોસોફીને તેમની અંદર કૂટી કૂટીને ભરી દેવામાં આવે. અને તેમની માનસિકતા એવી બનાવી દઈએ કે તેઓ આના વિશે કોઈ પણ પ્રકારના સમાધાનને ફગાવી દે, અને દરેક મુસલમાન પોતાના સંબંધીઓ અને પોતાના નવયુવકોના દિલ અને

મગજમાં આ વાત સ્થાપિત કરી દે કે જિહાદ સિવાય કોઈ અન્ય વસ્તુ, ભલે તે આધુનિક શિક્ષણ હોય કે ટેકનોલોજી, કોમ્પ્યુટર વિજ્ઞાન હોય કે ખગોળ વિજ્ઞાન, ગળે ટાઈ બાંધવી હોય કે કંમરમાં પેન્ટ કસવી, કોઈ વસ્તુને પોતાની પ્રગતિ અને સફળતાનું માધ્યમ ન સમજે. જિહાદની ભાવના અને શહાદતના શોખમાં ફના થઈ જવા વગર મુસલમાનોનું બાકી રહેવું અને પ્રગતિની કલ્પના અગાઉ પણ નહોતી અને ભવિષ્યમાં પણ હોય શકે નહિ.

## ત્રીજી તદબીર–ફિત્નએ માલ અને સંતાનથી સુરક્ષા:

ફિત્નએ દજ્જાલે અકબરના પાંચ સ્તંભો માંથી એક સ્તંભ 'ફિત્નએ માલ અને સંતાન' છે બલકે ફિત્નએ દજ્જાલ વાસ્તવમાં માલ જ છે અને ભૌતિકતાનો ફિત્નો. આ ફિત્નાના પરિણામ સ્વરૂપમાં સૌથી પહેલાં 'રિઝકે હલાલનું તંત્ર' તૂટે છે. પછી 'ઝકાતનું તંત્ર' તૂટવાનું શરૂ થઈ જાય છે અને છેવટે 'અલ્લાહની રાહમાં ખર્ચ' નું તંત્ર સંપૂર્ણ રીતે તૂટી જાય છે. આ તંત્રોના તૂટવાથી હલાલ માલ અને પવિત્ર રોજી રહેતી નથી, અપવિત્ર થઈ જાય છે અને અપવિત્ર રોજીથી પોષણ પામનાર શરીર દજ્જાલી ફિત્નાનું સરળ લક્ષ્ય અને મનભાવતું શિકાર થઈ જશે.

'માલ અને સંતાનના ફિત્ના' થી પોતાને કાઢયા વગર અહલે ઈમાનને ફિત્નએ દજ્જાલે અકબરથી નીકળવું અશક્ય છે, ફિત્નએ દજ્જાલે અકબરથી નીકળવા અથવા તેનાથી બચવાની પહેલી શરત છે, ખર્ચના તંત્રની સ્થાપના' (જકાત, સદકાત, લિલ્લાહ) અને 'વ્યાજના તંત્રનું ધ્વસ્ત' આના માટે આવશ્યક છે કે મુસલમાન હલાલ અને હરામનું જ્ઞાન મેળવે. દરેક પ્રકારના હરામથી સંપૂર્ણ રીતે બચવાનું પ્રબંધ કરે. ફકત અને ફકત હલાલ માલ કમાવો અને પછી તેમાંથી અલ્લાહના માર્ગમાં ખર્ચ

કરવાની ટેવ પાડો અને બાળકોને આની ટેવ પાડવા માટે તેમના હાથે ફી સબીલિલ્લાહ ખર્ચ કરાવ્યા કરો. બાળકોના દિલમાં હલાલનું મહત્વ અને હરામથી નફરત પેદા કરો. રોઝી કમાવવા દરમિયાન ભલે નોકરી હોય કે વેપાર, શરીઅતના અહકામ પર સખ્તાઈ પૂર્વક અમલ કરવામાં આવે જેથી હલાલ પવિત્ર પ્રાપ્ત થાય અને શરીરમાં જે કંઈ જાય, ખૈર પ્રત્યે પ્રેરણા અને નેકીની તૌફીકનું માધ્યમ બને. હલાલ કમાણીના શરઈ અહકામ સૈધ્ધાંતિક હોય કે આડકતરા, આંતરિક હોય કે બાહ્ય તેમને સંપૂર્ણ પણે અનુસરવામાં આવે. દાખલા તરીકે એક આડકતરો કે બાહ્ય હુકમ આ છે કે જુમ્આની પહેલી અઝાનથી લઈને જુમ્આની નમાઝ પૂરી થવા સુધી બધા મુસલમાનો ખરીદ–વેચાણ મોકૂફ કરી દે, અને અલ્લાહની યાદ માટે મસ્જિદમાં જતા રહે. આવું કરવા માટે આવશ્યક છે કે વસ્તીઓમાં જુમ્આનો દિવસ (૨૪ કલાક) સંપૂર્ણ રીતે રજાનો હોય, જુમ્આના દિવસે પહેલી અઝાન સુધી આખું શહેર મસ્જિદમાં દાખલ થઈ જાય જેથી બીજી અઝાનથી લઈને નમાઝ પૂરી થવા સુધી સમગ્ર ત્યજીને બારગાહે ઈલાહીમાં હાજર થાય. આ રીતે તેઓ અલ્લાહની નજરમાં મકબૂલ થઈ જશે અને એ યહૂદનો મુકાબલો કરીને તેમની ઉપર પ્રભુત્વ મેળવી શકાશે, જે યહૂદીઓના પવિત્ર દિવસ શનિવારના રોજ દુન્યવી કામમાં વ્યસ્ત થઈને અલ્લાહના ગઝબના શિકાર થયા.

## ☆ચોથી તદબીર–જાતીય ફિત્નાથી સુરક્ષા:

ફિત્નએ દજ્જાલે અકબરના પાંચ અંશોમાંથી એક મહત્વનું અંગ 'જાતિય ફિત્નો' છે. દજ્જાલી તંત્રને દુનિયા પર પ્રભુત્વ અપાવનારાનું પ્રયત્ન છે કે સમગ્ર પૃથ્વીની સપાટી પર સેકસના પ્રાકૃતિક અને બરકતવંત તંત્ર અર્થાત 'દાંપત્ય જીવન તંત્ર' ને વેરવિખેર કરી દેવામાં આવે. તે પછી

ધરતી પર કુદરતી પ્રજનનના તંત્રને બરબાદ કરવાનું સરળ થઈ જશે.

ફિત્નએ દજ્જાલે અકબરનો મુકાબલો કરવાની મહત્વની તદબીર 'સુન્નતે નિકાહ' ની સ્થાપના અને પરાકાષ્ઠા, એટલે કે નિકાહની સુન્નતને કમાલના દરજ્જા સુધી પહોંચાડવી. પુરૂષ અને સ્ત્રીના હલાલ મિલનને રિવાજ આપવો તથા સરળ બનાવવું. હરામ પર સજા આપવી અને મુશ્કેલ બનાવવું. આજકાલ નિકાહના પ્રસંગના સંદર્ભે કરવામાં આવતા ફાલતૂ રિવાજોના કારણે હલાલ મુશ્કેલ છે અને હરામ સરળ. આપણે જેને મસનૂન નિકાહ કહીએ છીએ, તે નિકાહ તો છે, પણ મસનૂન નથી. એમાં એટલી પ્રથાઓ, ફુઝૂલ ખર્ચી અને આડંબર સામેલ થઈ ગયાં છે કે નામ તો 'નિકાહે મસનૂન' અને "વલીમએ મસ્નૂના" નું હોય છે પરંતુ આ પ્રસંગોમાં અધિક્તર કાર્યો ગૈર શરઈ અને સુન્નત વિરૂધ્ધ હોય છે, જેના લીધે નિકાહ મુશ્કેલ અને વ્યભિચાર (ઝિના) સરળ થતું જાય છે.

'સુન્નત નિકાહને કમાલ સુધી પહોંચાડવા' માટે ના પ્રયત્નોના મહત્વની વાતો નીચે મુજબ છે.

(૧)સંપૂર્ણ પણે જાતીય ભેદ રાખવું, એટલે કે પુરૂષ અને સ્ત્રીનું સંપૂર્ણ પણે જુદા–જુદા વાતાવરણમાં રહેવું, જે શરઈ પરદા દ્વારા જ શક્ય છે.

(૨)સ્ત્રીઓને વધુમાં વધુ શરઈ શિષ્ટાચાર શિખવાડવું અને તેમની વિશેષ જવાબદારીઓ સિવાય અન્ય જવાબદારીઓથી તેમને મુક્ત કરવી, જે તેમની પ્રકૃતિ અને શરીઅતની વિરૂધ્ધ છે.

(૩)નિકાહને વધુમાં વધુ સરળ બનાવવું. નિકાહ વિચ્છેદને વધુમાં વધુ અંકુશમાં લાવવું.

(૪) કોઈ પણ ઉંમરમાં જાતીય અને માનસિક વંચિતતાને ઓછામાં ઓછી કરવી, માટે મોટી ઉંમરના પુરૂષો અને સ્ત્રીઓને પણ પવિત્ર ગૃહસ્થ જીવન જીવવા માટે બીજા નિકાહની સરળતા કરી આપવી.



(૫)વધુ નિકાહ અને વધુ સંતાનોની પ્રથા ચાલુ કરવી. એક થી વધુ નિકાહ અને બીજા વધુ સંતાનોની ખૂબી અને પ્રશંસા પાત્ર વાત બનાવવી. એક નિકાહ અને બે સંતાન પર સંતુષ્ટિની વૃત્તિ તોડવી, નહિતર ઉમ્મત સંકોચાઈને દજ્જાલી ફિત્ના સમક્ષ ઘૂંટણિયે પડી જશે.

'સુન્નત નિકાહની પરિપૂર્ણતા' ના એ વિષયો હતા જેમને ઈસ્લામે પ્રસ્થાપિત કર્યા. દજ્જાલનો જમાનો નજીક હોવાની નિશાની એ છે કે એમનાં માંથી અધિક્તર આજે વેર વિખેર થઈ ગયાં છે. એમની આવશ્યક જરૂરિયાત છે કે આ બધા કાર્યોને નવેસરથી અમલમાં લાગુ કરવામાં આવે.

ફિત્નએ દજ્જાલે અકબર થી બચવાના પગલાંઓ માંથી એક આ પણ છે કે દરેક પ્રકારના હરામ જાતીય અમલ અને હરામખોરીથી સમાજને પાક કરવામાં આવે. કોંડોમ (નિરોધ) ફાળવીને હરામ જાતીય અમલ અને હરામી બાળકો માટે ફુટપાથો પર ઘોડિયા અને પારણાં મૂકીને હરામ પ્રજનનમાં સરળતા કરી આપવી, થી બચવું જોઈએ. હરામ જાતીય અમલ અને હરામ પ્રજનન થી ફિત્નએ દજ્જાલે અકબરના જમાનામાં વ્યકિત અને સમાજને બચાવવું લગભગ અશક્ય થતું જશે, આનાથી બચવાની એક માત્ર રીત એ છે કે હલાલ જાતીય અમલ અને પ્રજનનના સ્વરૂપો અને સગવડોને ખૂબ જ સરળ બનાવવી અને વધુમાં વધુ લાભ મેળવવું આના સ્વરૂપો નીચે મુજબ હોઈ શકે છે, જેમને નેક પુરૂષ અને સ્ત્રીઓએ વધુમાં વધુ કબૂલ અને ચલણમાં મૂકવું પડશે.

☆બાલિગ થયા પછી પુરૂષો અને સ્ત્રીઓની શાદીમાં વિલંબ ન કરવો.

☆પુરૂષોના એક થી વધુ લગ્ન.

☆વિધવા અને તલાક શુદા સ્ત્રીઓના જલદીથી નિકાહ.

☆પુરૂષો અને સ્ત્રીઓના લગ્નને ખર્ચની દષ્ટિએ સરળતમ બનાવવું અને દરેક પ્રકારની સામાજિક પાબંદીઓ અને ગેર શરઈ શરતોની સમાપ્તિ

કરવી.

☆સમાજમાં સરળ નિકાહને પ્રોત્સાહન અને મુશ્કેલ નિકાહ સામે નારાજી વ્યકત કરવી એટલે સુધી કે તેનો બહિષ્કાર કરવો .

જે લોકો હઠધર્મીનું પ્રદર્શન કરીને શાદીના ગેર શરઈ રિવાજો ચાલુ રાખે અથવા ફક્ત લોકોને દેખાડવા માટે સરળ અને મસનૂન નિકાહ કરે અને અંદર ખાને ચાલતી પ્રથાઓ અને ફાલતૂ ખર્ચથી ભરેલાં લગ્ન ચાલુ રાખે, તેમનો સખત બહિષ્કાર કરવામાં આવે. ફિત્નએ દજ્જાલે અકબરના મુકાબલા અને જાતીય ગુમરાહીના ખાત્મા માટે જરૂરી છે કે શરઈ પધ્ધતિથી સુન્નત નિકાહ અદા કરવાનું પ્રબંધ કરવામાં આવે અને આ ત્યારે જ થશે જ્યારે અકદે નિકાહનો પ્રસંગ પ્રથાઓ, રિવાજો અને નકામી વાતોથી તદ્દન પાક કરી દેવામાં આવે. આના પરિણામે બેહુદા રિવાજોનો અંત આવશે. નિકાહ પર ઓછામાં ઓછો ખર્ચ થશે, હરામ જાતીય મિલન નો ઉપાય થશે અને મસનૂન નિકાહના અમલને જીવંત કરવાથી પવિત્ર સમાજ અસ્તિત્વમાં આવશે.

ફિત્નએ દજ્જાલે અકબરના મુકાબલા માટે આ પણ જરૂરી છે કે પ્રસૂતિ એવી સંસ્થાઓ કે હોસ્પિટલમાં કરાવવામાં આવે કે જ્યાં અલ્લાહના દીન પ્રમાણે પ્રસૂતિ કરાવવામાં આવે છે. મસીહાના રૂપમાં ફરતા વરુઓ જેવા ડોકટર્સ ફી અને કમીશનની લાલચમાં પ્રાકૃતિક પ્રસૂતિને રોકીને અનાવશ્યક ઓપરેશન પર બળ આપે છે અને ઉમ્મતે મુસ્લિમાની માતાઓને જન્મની ક્ષમતાથી ધીરે ધીરે વંચિત કરે છે. જેમકે ભય એ જ વાતનો છે કે અધિકતર સ્થળોએ આવું જ થાય છે, માટે ઉમ્મતમાં એની વ્યવસ્થા હોય કે પ્રસૂતિ નિષ્ણાંત અને અનુભવી દવાઓની દેખરેખ હેઠળ ઘરોમાં જ થાય. પ્રસૂતિ માટે Caeserion ઓપરેશનથી શક્ય હોય ત્યાં સુધી દૂર રહેવું જોઈએ. સંતાન પ્રાપ્તિ માટે પ્રસૂતિની



કુદરતી પધ્ધતિઓમાં ફેરફારોના બધા માર્ગોથી સંપૂર્ણ પણે દૂર રહેવામાં આવે. સંતાન પ્રાપ્તિ માટે કૃત્રિમ પધ્ધતિઓનો ઉપયોગ તદન ન કરવામાં આવે. ઉદાહરણ તરીકે શુક્રાણુઓનું સંગ્રહ કરીને સુરક્ષિત રાખવું કૃત્રિમ રીતે શુક્રાણુંને ગર્ભમાં પ્રવેશવા, ટેષ્ટ ટયુબ વડે ઉછેર કરવો, ગર્ભ ભાડે રાખીને ઉપયોગ કરવો અને કરાવવો.

ફિત્નએ દજ્જાલે અકબરના મુકાબલા માટે આવશ્યક છે કે અહલે ઈમાન શુધ્ધ અને નિઃસ્વાર્થ બને. હલાલ વંશ અને હલાલ રોજી સિવાય કોઈ વસ્તુ ચલણમાં આવવા ન દો. અને ધરતી પર પ્રવૃત્ત દજ્જાલી સેનાઓના મુકાબલામાં અલ્લાહનો સિપાઈ બનવાની તૈયારી કરો.

## ☆પાંચમી તદબીર–ફિત્નએ ખોરાકથી સુરક્ષા:

ફિત્નએ દજ્જાલે અકબરનો મુકાબલો કરનાર અસરકારક તદબીરોમાં આહારની તદબીર ખૂબ જ મહત્વની છે. અને તેની વિરૂધ્ધ ફિત્નએ દજ્જાલે અકબરના દિન પ્રતિદિન વધતાં તોફાનના મુકાબલામાં અહલે ઈમાનને કમજોર થી વધુ કમજોર એટલે સુધી કે વિવશ કરી દેવા બલકે ઉપયોગી સાધન બનાવી દેનાર વસ્તુ ખોરાકના સ્તરે હરામથી આંખ આડા કાન અને હલાલથી બળવો છે.

ફિત્નએ દજ્જાલે અકબરથી બચવાની અને આપણાં પત્ની–સંતાનોને બચાવવાની સૌથી અસરકારક તદબીર પાક અને હલાલ રીત થી પ્રાપ્ત કરેલા ખોરાકથી શરીરનો ઉછેર છે. ફિત્નએ દજ્જાલે અકબર સમક્ષ સૌથી વધુ અને સરળ શિકાર (Soft Target) હલાલ અને પાકને બદલે હરામ માલ અને નાપાક ખોરાકથી ઉછેર પામેલું શરીર હોય છે. માટે એવી વસ્તુઓ જેમને કુર્આન અને સુન્નતે નબવી (સલ્લલ્લાહુલ અલયહિ વ સલ્લમ)એ હરામ ઠેરવ્યું છે તેવી વસ્તુઓથી પોતાને સખ્તાઈ પૂર્વક બચાવવું. આપણા શરીરમાં હરામ કોળિયો કે

હરામ ઘૂંટડો દાખલ થવા દેવામાં ન આવે. અને હરામ વસ્ત્રોથી પોતાને પ્રદુષિત પણ કરવામાં ન આવે. અને કૃત્રિમ પધ્ધતિથી બનાવેલા ખોરાકોથી બચવામાં આવે. કૃત્રિમ ખોરાક તૈયાર કરનાર યહુદી કંપનીઓ ધીરે ધીરે આખી દુનિયાના ભોજનને દજ્જાલના કબજામાં આપવા માટે ધીરે ધીરે આગળ વધી રહી છે. આ વાસ્તવમાં દજ્જાલની કૃત્રિમ ખુદાઈ કબૂલ કરાવવા માટે ખોરાકના સંગ્રહને કઠોર નિરીક્ષણનો ભાગ ભજવી રહી છે. ડબલાંમાં બંધ ખાવાની વસ્તુઓ હવે કુદરતી ખોરાકથી વધુ સંતોષકારક સમજવામાં આવે છે અને અજોડ સ્થાન ધરાવે છે કેટલાક ઈસ્લામી શહેરો દા.ત. દુબઈ, દોહા વગેરેનો તો આધાર જ તેમની ઉપર છે, આ સંતોષજનક નથી, ખૂબ જ ચિંતા જનક છે. બીજા શબ્દોમાં આ પોતાને અને પોતાની નસલને શત્રુના હાથે ગિરવી રાખવા સમાન છે. કૃત્રિમ પધ્ધતિથી બનાવેલા ખોરાકથી વધુ પ્રદુષિતા આહાર એ છે જે જનીની પધ્ધતિથી બનાવવામાં આવે છે, એ સિવાય રાસાયણિક પધ્ધતિથી તૈયાર કરેલાં ખોરાકથી પણ બચવું જોઈએ. ફિત્નએ દજ્જાલે અકબરથી બચવા માટે આ બધા જ પ્રકારના ખોરાક સંપૂર્ણ પણે ફગાવવા આવશ્યક છે.

ઉમ્મતે મુસ્લિમા પોતાના વિસ્તારોમાં કુદરતી અને પ્રાકૃતિક ખોરાકની પ્રાપ્તિ માટે ખેતી વાડી અને વૃક્ષારોપણ પર ધ્યાન આપે. રોપાં ખાસ કરીને ફળદાર વૃક્ષો વાવવા, ઘાસના ઉછેર પર વિશેષ ધ્યાન આપે, એ જ રીતે જંગલોના ધોવાણને શક્ય હોય ત્યાં સુધી અટકાવવું જોઈએ બલકે વનીકરણ કરવામાં આવે.

કૃત્રિમ ખોરાકથી બચવામાં આવે. ખાસ કરીને ત્રણ કૃત્રિમ વસ્તુઓથી:

(૧)કૃત્રિમ લોટ એટલે સફેદ લોટ (મેંદા અને ફાઈન) જેમાંથી ભૂસી કાઢી

લેવામાં આવી હોય. બુખારી શરીફમાં હઝરત સહલ બિન સઅદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આખી ઉંમરમાં ચાળેલા લોટની રોટલી ખાધી નથી. બલકે ચાળેલો લોટ કે ચાળણી જોઈ સુધ્ધાં નહિ.

સફેદ રોટલી, ડબલ રોટી અને બેકરીની બધી આઈટમ સફેદ લોટથી બનેલી હોય છે અને અપચો, સુસ્તી, આળસ, બ્લડપ્રેશર અને સુગર તથા જાડાપણું (મેદસ્વીતા) જેવા રોગોનું કારણ છે. આવા રોગો માનવીને ધીરે ધીરે કમજોર અને ગેરલાયક બનાવે છે અને ધીમે ધીમે જિહાદથી મજબૂર અને વિકલાંગ કરે છે.

(૨)કૃત્રિમ તેલ–ઘી એટલે કે કેમિકલ્સ અને સ્વાસ્થય માટે હાનિકારક રાસાયણિક વસ્તુઓથી બનેલાં ઘી અને તેલ જે કોલેસ્ટ્રોનના પ્રમાણને વધારે છે અને રોગો ઉત્પન્ન કરે છે આના સ્થાને ઝૈતૂન અથવા સરસિયાનું તેલ અને કુદરતી ચિકણાઈ, દેશી માખણ, દેશી ઘી વગેરે ઉપયોગ કરવા જોઈએ.

(૩)કૃત્રિમ ગળ્યાં અને મધુર પદાર્થો એટલે કે ખાંડ અને તેનાથી બનેલી વસ્તુઓ કોલ્ડડ્રીંક (ખાસ કરીને પેપ્સી કોલા, કોકાકોલા વગેરે) કૃત્રિમ શરબતો, કૃત્રિમ પીણાંઓ વગેરે. દુનિયામાં એવો માણસ નહિ હોય જે કૃત્રિમ ગળ્યા પદાર્થ એટલે કે ખાંડના કોઈ લાભ બતાવી શકે, પરંતુ સ્યુગરથી રોગી થવા પહેલાં તેનો ઉપયોગ બધાં કરે છે અને એક સમય એવો આવે છે કે તેને છોડવા વિવશ થઈ જાય છે. પરંતુ ત્યારે કોઈ લાભ થતો નથી. એથી બહેતર એ છે કે પોતાની મરજીથી આ કૃત્રિમ ઝેરને છોડો અને કુદરતી મીઠી વસ્તુઓ પર સંતોષ માણો. કૃત્રિમ મધુર પદાર્થો છોડયા પછીના ત્રણ થી સાત દિવસોની અંદર દરેક વસ્તુનો પોતાનો સ્વાદ મહેસુસ થવાનું શરૂ થઈ જાય છે. અનુભવ શરત છે.

ઉમ્મતે મુસ્લિમા કૃત્રિમ પધ્ધતિથી પ્રજનન વડે પ્રાણીઓ પેદા કરવાને બદલે કુદરતી વંશવૃધ્ધિ પર ધ્યાન આપે. ઊંટણીઓ, ગાયો, ઘેંટીઓ અને બકરીઓના ઉછેર પર વિશેષ ધ્યાન આપે. કૃત્રિમ પધ્ધતિથી ઉત્પન્ન થનાર પ્રાણીઓ અને તેમની વચ્ચે બહુ જલદી એ યુરોપી કંપનીઓની મરજીના સંપૂર્ણ પણે તાબા હેઠળ હશે, જેઓ વનસ્પતિની જેમ પ્રાણીઓને પણ પોતાના અંકુશમાં લેવાના અવનવા પ્રયોગો કરી રહયા છે.

આ એવી તદબીરો અને યુકિતઓ છે જે ફિત્નએ દજ્જાલે અકબરથી સુરક્ષા અને તેની વિરૂધ્ધ સંઘર્ષ માટે અસરકારક અને ઉપયોગી છે. આની સૂચિ કુર્આન અને હદીસ પર ઊંડાણપૂર્વક ચિંતન કરીને સંપાદન કરવામાં આવી છે. જે મુસલમાન ઈચ્છે છે કે આ મહાન ફિત્ના વિરૂધ્ધ પ્રવૃત્ત મહાન દરજ્જાના લોકોની સફમાં સામેલ થઈ જાય, એને જોઈએ કે આ વાતોને અપનાવી લો પોતાના જીવનમાં દાખલ કરી લે અને તેની ઉપર સખ્તાઈ પૂર્વક અમલ કરીને પોતાના કુટુંબીજનોને પણ એમની પાબંદી કરાવે. બીજા મુસલમાનોમાં પણ આની દાવત ચલાવતો રહે. ફિત્નએ દજ્જાલથી અલ્લાહ તઆલાને જેટલી નફરત છે, એ ફિત્ના વિરૂધ્ધ કોઈ પણ પ્રકારનો સંઘર્ષ કરનારા અલ્લાહ રબ્બુલ ઈઝઝતના દરબારમાં એટલા જ મકબૂલ, તેની રહમતના એટલા જ હકદાર અને અજ તથા સવાબને પાત્ર છે.

## ☆અંતિમ વાત☆

અહીં પુસ્તકનું અંત છે અને પુસ્તકનો સંદેશ પણ, માટે અહીં અમે પોતાની વાતનો ફરીથી ખુલાસો કરવા ઈચ્છીએ છીએ. ફિત્નએ દજ્જાલથી પુરૂષાર્થ વાળી સુરક્ષા અને તેની વિરૂધ્ધ આક્રમક પગલાં માટે કરવામાં



આવતી યુકિતઓની શરૂઆતમાં અરજ કરી હતી કે આ બધી તદબીરો ફક્ત એક રહસ્યની આજુબાજુ ફરે છે અને તે છે જિહાદ.... જિહાદ.... જિહાદ.... આર્થિક જિહાદ, મૌખિક જિહાદ, લેખિત જિહાદ, અને ફોજી જિહાદ. એટલે કે અલ્લાહનો કલિમો બુલંદ કરવા માટે ફી સબીલિલ્લાહ કતલ. અલ્લાહના માર્ગમાં કતલ થવું અને કતલ કરવું. મૌખિક અને લેખિત જિહાદ એ સમયે થશે જ્યારે આના વિશે લખવામાં અને બોલવામાં આવે. મચ્છરોના જોહળ (જ્યાં વરસાદી પાણી ભેગું થાય છે) દવાનો છંટકાવની પ્રેરણાને લેખિત જિહાદ કહેવું મૂર્ખાઈની ટોચ પર ચઢીને ઉંધા મોઢે લપસવા જેવી વાત છે. હવે અંતે અમે ફિત્નએ દજ્જાલથી બચવાની બે રીતો અહાદીસની રોશનીમાં બયાન કરીને મારા સંદેશનો ખુલાસો કરવામાં વાંચકોની મદદ કરે છે.

## ફિત્નએ દજ્જાલથી બચવાની રીતોઃ

ફિત્નએ દજ્જાલના જમાનામાં જે મુસલમાનો જીવતાં હશે અને માનવ ઈતિહાસના એ મહાન અને ભયજનક ફિત્નાનો સામનો કરશે, એમને અમારા અને તમારા સઘળી માનવતાના ઉપકારક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે હિદાયતો આપી છે. એક હદીસ શરીફમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈમાન વાળાઓને દજ્જાલ સામે જાહેર બળવો કરીને તેની વિરૂધ્ધ પોતાની સમગ્ર શકિત વાપરવાનો હુકમ ફરમાવ્યો. ઈર્શાદ છે; તમારામાંથી જે કોઈના જમાનામાં દજ્જાલ આવી જાય તો એને જોઈએ કે તે એના મોઢા પર થૂંકે અને સૂરએ કહફની પ્રારંભિક આયોત પઢે." (તબરાની, હાકિમ)

દજ્જાલ જેવી મહાન શકિતના મોઢે થૂંકવું કેટલા મજબૂત ઈમાન અને હિંમતની જરૂરિયાત હશે? એનો અંદાજ આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)થી વધુ કોને હોઈ શકે? એટલા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના બદલાથી બચવાની ઢાલ અને સુરક્ષા વર્તુળ પોતાના ઉમ્મતીઓને જણાવતાં ફરમાવ્યું કે સૂરએ કહફની શરૂઆતની આયતો પઢવામાં આવી તાસીર છે કે દજ્જાલનો કોઈ વાર એ સાહિબે ઈમાન પર ઉપયોગી થશે નહિ.

એક અન્ય રિવાયતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: તમારામાંથી જે કોઈ દજ્જાલના આગમનની ખબર સાંભળે તો તેનાથી દૂર ભાગી જાય. અલ્લાહની કસમ! એક માણસ તેની પાસે આવશે, તે પોતાને મોમિન સમજી રહયો હશે. (પરંતુ તેની મન ઘડત દલીલો અને ચમત્કારથી પ્રભાવિત થઈને) તેની પૈરવી શરૂ કરી દેશે. (અબૂ દાઉદ, તબરાની)

ઉપરોક્ત બે હદીસો મિલાવીને વાંચવાથી ખબર પડી કે ફિત્નએ દજ્જાલથી બચવાની બે રીતો છે:

(૧)એક એ કે અલ્લાહ પર તવકકુલ કરીને સંપૂર્ણ હિંમત અને વીરતાથી દજ્જાલ સામે ખુલ્લે આમ અને જાહેરમાં બળવો કરવામાં આવે. તેની સામે તેના મોઢા ઉપર થૂંકી દેવામાં આવે અને તૈયારી કરીને એ ફિત્ના વિરૂધ્ધ મેદાનમાં ઊતરવામાં આવે, જન્નત અલ્લાહ તઆલાએ આવા જ લોકો માટે બનાવી છે.

નઈમ હમ્માદની રિવાયત છે: જે લોકો દજ્જાલના અથવા તેના લોકોના હાથે શહીદ થઈ જશે, તેમની કબરો અંધકારમય રાતોમાં ચમકી રહી હશે" એક અન્ય રિવાયત છે, તેમની ગણના શ્રેષ્ઠતમ શહીદોમાં કરવામાં આવશે.

(૨)જે આવું ન કરી શકે તે દજ્જાલના કબજાવાળા દેશો અને દજ્જાલી પ્રશાસન હેઠળના વિસ્તારોથી હિજરત કરી જાય. ગામડાઓ, પર્વતો અને

આધુનિક દુનિયાની શૈતાની સગવડોથી ખસીને એ વિસ્તારો તરફ નીકળી જાય, જ્યાં દજ્જાલની જૂઠી ખુદાઈની પ્રસિધ્ધિ ન હોય, તે ફિત્ના વાળા જમાનામાં પોતાનું ઘર, વેપાર અને ઐશ–આરામને અલ્લાહને માટે ત્યજનાર જ અલ્લાહની રહમત અને મગફિરતનો હકદાર હશે. આ વસ્તુઓના પ્રેમમાં એ શહેરોમાં પડયો રહેનાર જ્યાં દજ્જાલની ખુદાઈ સ્વીકારવામાં આવતી હોય, પોતાના ઈમાનની સુરક્ષા કરી શકશે નહિ.

ટૂંક સાર.... જિહાદ અથવા હિજરત, હિજરત અથવા જિહાદ, આ બે વસ્તુઓ છે જે આ અંતિમ જમાનાના ફિત્નાથી સુરક્ષાની ગેરંટી છે. એમના વગર તો પશ્ચિમી મીડીયાના પીસાયેલાં દેશી લોકો જેઓ પહેલાંથી ઈરતેદાદી વિચાર (ઈસ્લામથી વિમુખ)નો શિકાર હશે, આ ફિત્નાના સાધન અથવા આના શિકાર તો બની શકે છે, આનાથી બચી શકશે નિહ.

## મહદવિયાત અને દજ્જાલિયાત વિશે
## એક મહત્વનો પ્રશ્ન

સામાપ્તિ અથવા સમાપ્તિની શરૂઆત, એક વૈશ્વિક ઘટનાનું સંભવિત વૈજ્ઞાનિક સ્પષ્ટીકરણ.

આદરણીય મુફતી સાહેબ, અસ્સલામુ અલયકુમ!

અમારો પત્ર લખવાનો હેતુ કેટલીક વાતો અંગે માર્ગદર્શન મેળવવાનો છે. આશા છે આપ સંતોષકારક ઉત્તર આપશો.

(૧)આપે હઝરત દાનિયાલ (અલ.)નો કિસ્સો જણાવ્યો છે. એમાં જે આપે ૨૩૦૦ વર્ષ પછી એક રાજ્યની સ્થાપનાનું જણાવ્યું હતું, તે સમજમાં તો આવી ગયું હતું પરંતુ આપે ૩૩૩ વર્ષ કાઢયાં હતાં, તે વાત સમજમાં ન આવી, એ વાતનો મહાન સિકંદરના એશિયાના વિજયથી શો સંબંધ છે? શું આ યૂનાનનો મહાન સિકંદર છે?

(૨)આપે એક સ્થને વર્ણન કર્યું છે કે યહૂદીઓએ જમીનના કુદરતીતંત્ર સાથે જે અડપલાં શરૂ કરી રાખ્યાં છે, તેનાથી જમીનનું આકર્ષણ ખતમ થઈ જશે અને જમીન રોકાઈ જશે. તે પછી પૃથ્વી વિરોધી દિશામાં ફરવાની શરૂ થઈ જશે. જેના કારણે સૂર્ય પશ્ચિમથી ઉદય પામશે, જ્યારે કહેવામાં આવે છે કે હઝરત મસીહ (અલ.)ના નુઝૂલ અને પછી તેના બાદ તેમના અવસાનના ઘણાં સમય પછી સૂર્ય પશ્ચિમથી ઉદય પામશે અને ત્યારે તૌબાનો દરવાજો બંધ થઈ જશે. શું જ્યારે દજ્જાલના નીકળવાથી પહેલાં સૂર્ય પશ્ચિમથી ઉદય પામશે તો ત્યારે જ તૌબાનો દરવાજો બંધ થઈ જશે? શું સૂર્ય બીજીવાર પશ્ચિમથી ઉદય પામશે?

વસ્સલામ, કેટલીક મુસ્લિમ બાળાઓ

(૧)લેખમાં વાત કંઈક અસ્પષ્ટ રહી ગઈ છે. એની પૃષ્ઠભૂમિ કંઈક એમ છે કે હઝરત દાનિયાલ (અલ.)એ નફરતના રાજ્ય (એટલે કે ઈઝરાઈલ)ની સ્થાપનાની તારીખ જણાવતાં ફરમાવ્યું હતું, "પછી મેં બે પવિત્ર ગૈબી અવાજોને આ કહેતાં સાંભળ્યા," આ મામલો ક્યાં સુધી આ જ રીતે ચાલશે કે મેજવાન અને પવિત્ર સ્થળને પગ હેઠળ કચડવામાં આવશે? આથી બીજા અવાજે જવાબ આપ્યો: બે હજાર ત્રણસો દિવસો સુધી, પછી પવિત્ર સ્થળ સાફ કરી દેવામાં આવશે. "આથી માલૂમ પડયું કે નફરત નું રાજ્ય ૨૩૦૦ દિવસ પછી સ્થપાશે. (દાનિયાલ: ૮, આયત–૧૩,૧૪) એક ભવિષ્યવાણીમાં છે કે આ ૪૫ દિવસ પછી ખતમ થઈ જશે. (દાનિયાલ ૧૨, આયત: ૮–૧૩) હવે આ ૨૩૦૦ વર્ષની શરૂઆત કયારથી થશે અને આ ૪૫ દિવસમાં કઈ રીતે ખતમ થશે? શરહ લખનારાઓના મત મુજબ આ ૨૩૦૦ વર્ષની શરૂઆત યૂનાની રાજા સિકંદર (આ યૂનાનનો એલેકઝાન્ડર છે, કુર્આને કરીમનો ઝુલકરનૈન નથી)ના એશિયા એટલે કે ઈરાન પર હુમલાથી થાય છે. આ હુમલો ઈસ્વી

સન પૂર્વ ૩૩૩ માં થયો. આને ૨૩૦૦ વર્ષ ૧૯૬૭ માં પૂરા થશે. (૨૩૦૦–૩૩૩, ૧૯૬૭) ઈઝરાઈલની સ્થાપના જો કે ૧૯૪૮ માં થઈ પરંતુ તેણે બૈતુલ મુકદસ પર કબજો ૧૯૬૭ માં કર્યો. ૧૯૬૭ ના ૪૫ વર્ષ પછી (તૌરાતની એક આયત પ્રમાણે કલામે ઈલાહીમાં દિવસ એટલે વર્ષ થાય છે.) એટલે કે ૨૦૧૨ માં ઈઝરાઈલ રાજ્યનો ખાત્મો, અથવા ખાત્માની શરૂઆત થઈ જશે. આની વિગતવાર માહિતી ડો. અબ્દુર્રહમાન અલ હવાલી ના પુસ્તક 'યૌમુલ ગઝબ, અનુવાદ–રઝિયુદ્દીન સૈયદમાં જોઈ શકાય છે.

(૨)લાગે છે કે યહૂદની આ દખલગીરી અને બ્રહ્માંડને અંકુશમાં લેવાના વ્યર્થ પ્રયત્નોની બે અસરો દેખાશેઃ

(૧) પૃથ્વીના પરિભ્રમણ માં ગરબડથી દિવસ અને રાત બનવામાં ત્રણ દિવસ માટે ફેરફાર આવી જશે. પહેલો દિવસ ૧ વર્ષનો, બીજો ૧ મહિનાનો અને ત્રીજો અઠવાડિયાનો થઈ જશે. આ દજ્જાલના નિકાસના સમયે થશે, (૨) પૃથ્વીનું ધરી પરનું પરિભ્રમણ રોકાઈ જશે પછી વિરૂધ્ધ દિશામાં ફરશે એવું એક દિવસ માટે થશે. તે પછી ફરી આ પરિભ્રમણ રાબેતા મુજબ થઈ જશે, આ દજ્જાલની હલાકત (હત્યા) પછી કયામત નજીક થશે. અને તે પછી તૌબાના દરવાજા બંધ થઈ જશે, આ બે જુદી જુદી ઘટનાઓ છે. જેમના સંભવિત વૈજ્ઞાનિક કારણો વૈશ્વિક સ્તરે કરવામાં આવતાં પ્રયોગો છે, જે યહૂદી મૂડીના બળ પર આખી દુનિયાના વૈજ્ઞાનિકો યહૂદી વૈજ્ઞાનિકોના તાબા હેઠળ કરી રહયા છે આ એ વિદ્યાઓની રોશનીમાં એક શક્ય સ્પષ્ટતા છે, જેમના સુધી આજની દુનિયા પહોંચી ચૂકી છે, કોઈ છેવટનું સંશોધનાત્મક અથવા અંતિમ મંતવ્ય નથી. હકીકતનું જ્ઞાન ફકત અલ્લાહ તઆલાને છે.

સમાપ્ત

# ☆ સંદર્ભ ગ્રંથો ☆

હઝરત મહદી, હઝરત ઈસા (અલ.)ના સંઘર્ષ અને ફિત્નએ દજ્જાલને સમજવા માટે ઉપયોગી પુસ્તકો.


☆ **મહદવિયાત:**

| | |
|---|---|
| ૧ | કિતાબુલ ફિતન વ અલમલાહિમ (અલ્લામાં ઈમામુદ્દીન ઈબ્ને કષીર) |
| ૨ | કિતાબુલ ફિતન (અલ્લામા નઈમ બિન હમ્માદ) |
| ૩ | અલઈશાઅતુલ અશ્રાતઅસ્સઅહ (સૈયદ મુહમ્મદ બિન રસૂલ અલ બર્ઝખી) |
| ૪ | કિતાબુલ બુરહાન ફી અલામાતે મહદી આખિરુઝ્ઝમા (શૈખ અલી મુત્તકી હિંદી) |
| ૫ | અલકવલુલ મુખ્તસર ફી અલામાતિલ મહદી અલમુંતઝર (અલ્લામા ઈબ્ને હજર મકકી) |
| ૬ | ઈખ્તિલાફે ઉમ્મત ઔર સિરાતે મુસ્તકીમ (મૌલાના મુહમ્મદ યુસૂફ લુધિયાનવી) |
| ૭ | હઝરત ઈમામ મહદી (અલ્લામા ઝિયાઉર્રહમાન ફારૂકી શહીદ) |
| ૮ | અકીદા ઝુહૂરે મહદી (અહાદીસકી રોશનીમેં) (હઝરત મુફતી નિઝામુદ્દીન શામજી) |
| ૯ | ઈસ્લામમે ઈમામ મહદીકા તસવ્વુર (બૈતુલ ઉલૂમ, લાહોર) પ્રોફેસર મુહમ્મદ યુસુફખાન– મૌલાના ઝફર ઈકબાલ સા. |
| ૧૦ | ઝુહૂરે મહદી–મૌલાના મહમૂદ બિન મૌલાના સુલૈમાન સા. ઈદારએ સિદ્દીક, ડાભેલ |
| ૧૧ | ઝુહૂરે મહદી એક અટલ હકીકત– મૌલાના મુનીર કમર સા. |

☆ **મસીહિયાત:**

| | |
|---|---|
| ૧ | અલામાતે કયામત– હઝરત શાહ રફીઉદ્દીન સા. |
| ૨ | અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ–(મવ. મુફતી મુહમ્મદ રફી ઉસ્માની)મકતબા દારૂલ ઉલૂમ, કરાંચી |
| ૩ | કયામતસે પહલે કયા હોગા? (વિભિન્ન લેખકોના કોલમનું સંગ્રહ) અલમીઝાન, લાહોર |

## دجال کون ہے؟

# رحمانی ریاست بمقابلہ دجّالی ریاست

## "کَمْ مِّنْ فِئَةٍ قَلِيلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيرَةً بِإِذْنِ اللّٰهِ!"

# جب ممولے شہبازوں سے ٹکرا گئے

### افغانستان میں برسرِپیکار دنیا کی ترقی یافتہ دجّالی افواج: مقام اور اعداد و شمار

امریکہ دجال کی اصل ریاست (عظیم تر اسرائیل) کے قیام سے قبل عبوری دجالی ریاست ہے۔ افغانستان کی امارتِ اسلامیہ اس کے مقابلے کے لیے اُٹھ کھڑی ہونے والی رحمانی ریاست ہے۔ طالبان مجاہدین اور ان کے ساتھی رحمانی افواج ہراول دستہ ہیں۔ نیک بخت ہیں وہ لوگ جو رحمانی نظام کے غلبے اور دجالی فتنے کی سرکوبی کے لیے یہاں سے نکلنے والے کالے جھنڈوں تلے جمع ہو جائیں گے۔ عصرِ حاضر کے مسلمانوں کے لیے سوچنے کی بات یہ ہے کہ وہ رحمانی دجالی افواج کے درمیان جاری اس معرکۂ عظیم کے دوران کس مقام پر کھڑے ہیں؟

## دجال کون ہے



یہودی سائنس دانوں کی سربراہی میں کیا گیا انسانی تاریخ کا سب سے طاقت ور تجربہ جسے دجالی روایت کے مطابق
''کائنات کے راز'' جاننے کا نام دیا گیا ہے جبکہ یہ درحقیقت تسخیر کائنات کے دجالی منصوبے کا اہم حصہ ہے۔ تصویر
میں پانچ ارب پاؤنڈ کی خطیر لاگت سے تیار ہونے والی وہ مشین نظر آرہی ہے جس کے ذریعے سے کیا جانے
والا دہشت ناک تجربہ دجال کے ظہور کی ایک خاص علامت کا ذریعہ بنے گا۔ تفصیل کتاب میں ہے

# دجال کون ھے

## بحیرۂ طبریہ



اردن اور اسرائیل کی سرحد پر واقع بحیرۂ طبریہ جو آہستہ آہستہ خشک ہوتا جا رہا ہے۔ یہ وہی بحیرہ ہے جس کا دجال کے خروج کے ساتھ گہرا تعلق ہے۔

## بیسان کے باغ



بیسان: فلسطین کا ایک علاقہ جس پر 1948ء میں اسرائیل نے قبضہ کرلیا۔ یہاں کھجوروں کے باغ پہلے پھل دیتے تھے۔ اب نہیں دیتے۔ ان باغوں کا خشک ہونا دجال کے خروج کی علامات میں سے ایک علامت ہے۔